# બે બોલ

કોઈ પણ દેશને પોતાનો ઇતિહાસ હોવો જોઈએ. એમાં પ્રજાનાં મૂળ બંધાય છે ને પ્રેરણા મળે છે દુનિયામાં આજે ઘણા નવા દેશોનું નિર્માણ થઈ રહ્યું છે; પરંતુ એમાંથી કેટલાયે દેશને પોતાના ભૂતકાળનું જ્ઞાન નથી. સંભારવા જેવું થોડું કંઈક હોય તે સાવ આધુનિક છે. વિખવાદો અને ધૂર્ત વ્યક્તિઓના પાશ લાગીને એનું રૂપ ઝાંખું બન્યું છે.

ભારતના સદ્‌ભાગ્યે આપણો ઇતિહાસ લાંબા કાળનો છે. કાળના ઘણા ઝપાટાના આપણે સાક્ષી છીએ. કંઈક પુરુષાર્થો કર્યા છે ને કંઈક પતનો જોયાં છે. ઇતિહાસનાં એ સ્થળો મોજૂદ છે; એટલું જ નહિ, પરંતુ સ્થળોના એ ઇતિહાસની પેલી પાર લઈ જનારી અનેક પુરાણકથાઓ સચવાઈ છે છેક સર્જનના કાળથી તે આજના સમય સુધીના લાંબા કાળના વિસ્તારમાંથી આપણે ઘણું જાણી શકીએ છીએ.

દુઃખની વાત છે કે આપણા શિક્ષિત વર્ગમાંથી કેટલાંકને પુરાણો રુચતાં નથી, એવી કથાઓને એ ગપ્પાં માને છે. પુરાણોને ઉપરછલ્લી દૃષ્ટિથી જોનારા નિરાશ થાય ત્યારે એ ગ્રંથોમાં રહેલી ઇતિહાસ-ભૂગોળ-

ની હકીકતો, લોકજીવનમાં વણાઈ ગયેલાં વિરલ પાત્રોના જીવન-પ્રસંગો અને ધર્મ તથા સંસ્કૃતિને જીવંત રાખનારાં સરળ તેમ જ સચોટ ઉદાહરણો વગેરે ગુમાવી બેસે છે. દેશનાં કેટલાંયે સ્થળો પૌરાણિક મહિમા વડે અમુક વિલક્ષણ વ્યક્તિત્વ પામ્યાં છે. ત્યાં જતાં વેંત આપણી કલ્પના ખીલે છે. રાજકીય તડકી–છાંયડીના પલટા નહિ; પરંતુ વ્યક્તિઓનાં ને સમૂહનાં ધર્મચરિત્રોની છાપ મનમાં સહજ ઊઠે છે. હિંદુઓએ નૈસર્ગિક સૌંદર્યમાં કૃતજ્ઞ ભાવે દેવોની કૃપા ઉતારી છે, તેનું ભાવમાધુર્ય હૃદયને હલાવે છે. એ સ્થળો મહિમાવંતાં, પાવનકારી ને કાવ્યમય બની જાય છે. એ સ્થળોનો વિશાળ ભંડાર ભારતમાં ભરેલો છે. એમાં નદીઓ છે, પર્વતો છે, નગરો છે, ઇમારતો છે, ક્યાંક તો ભગ્ન અવશેષો જ છે ને ક્યાંક તો ટીંબા કે મેદાનો છે. એમ છતાં ભૂતકાળના ગૌરવથી એ સજીવ બનીને રહ્યાં છે, ભારતની પ્રજાને આકર્ષી રહ્યાં છે. એમને લીધે પ્રવાસો થતા રહે છે ને એ પ્રવાસો યાત્રાને રૂપે થાય છે.

આ દેશમાં ઋષિઓ થયા, રાજાઓ થયા, સંતો અને ભક્તો થયા, આચાર્યો થયા. અહીં દેવોના વાસ થયા છે એમ મનાય છે. અહીંના પર્વતો અને નદીઓ એ હાલતીચાલતી મનુષ્યત્વ ધરાવતી વ્યક્તિઓ બની છે. એ સૌએ 'બહુજનહિતાય' સ્વાર્પણો કર્યાં. એમણે ધર્મની શ્રદ્ધાને લોકહૈયામાં દૃઢ બનાવી. પુરાણોમાં નવે રસનો આશ્રય લઈ સૌને સુલભ થાય એવું સાહિત્ય તૈયાર થયું અને વિદ્વાન તેમ જ નિરક્ષર, સ્ત્રી, બાળક અને વૃદ્ધ, રાય અને રંક-એમ સૌને ભાવે એવી, ધર્મનું પોષણ કરનારી, અધ્યાત્મના રંગે રંગાયેલી કથાઓ પ્રજાનું મહામૂલું ધન બની રહી. એ પુરાણોને લીધે દેશનાં અનેક સ્થળોની સુંદરતાનો લોકો ઉપભોગ કરતા રહ્યા,

છે, એની અમર કથાઓનો સ્વાદ લેતા રહ્યા છે. એમાંથી ભારતના આચાર–વિચારની એકતા, સાતત્ય અને લાક્ષણિકતા પ્રજાને સુલભ બન્યાં છે. ભારતનો એ અમર વારસો આપણી નજર સમક્ષ વારંવાર રહેવો જોઈએ. એનો આ એક નમ્ર પ્રયાસ છે.

અમર ભારત ગ્રંથ ત્રણ ભાગમાં છે. એના વિદ્વાન લેખક શ્રી જયંતકૃષ્ણ દવેએ ઘણા ગ્રંથોમાંથી એનું સાહિત્ય તારવેલું છે તેમ જ પોતાના પ્રવાસોની નોંધોમાંથી ઉતારેલું છે. એમ છતાં આ વિષયમાં હજી ઘણું ઉમેરવાનું બાકી રહે એ સ્વાભાવિક છે. એમ તો દરેક સ્થળનું અલગ પુસ્તક થાય; એટલે બધી વિગતો તો નહિ; પરંતુ મુખ્ય બાબતો અહીં સમાવી છે. કેટલાંક સ્થળોનાં વર્ણનોમાં પૌરાણિક અને ઐતિહાસિક ઘટનાઓ સાથે એમનો આધુનિક મહિમા ઉમેરવાનો યત્ન પણ કર્યો છે. એ સ્થળોમાં કેટલાંક ચિત્રો પણ રજૂ કર્યાં છે. અમને આશા છે કે, આ ગ્રંથનું વાચન લોકોને રુચશે. એ વાચનથી પોતાના દેશનું અને ધર્મનું ગૌરવ એ વધારે સમજશે, અને એ વિષે વિશેષ જાણવાની જિજ્ઞાસા જાગ્રત થશે.

'ભારતીય વિદ્યાભવન'–મુંબઈ તરફથી અંગ્રેજીમાં ચાર ભાગમાં આ 'અમર ભારત' શ્રેણી પ્રસિદ્ધ થયેલી છે અને તેની ત્રણ આવૃત્તિઓ બહાર પડી છે.

આ સંસ્થાને આ બધા ભાગો ગુજરાતીમાં પ્રસિદ્ધ કરવાની સંમતિ ભારતીય વિદ્યાભવન (મુંબઈ) તરફથી મળી છે તે માટે તેના પ્રમુખ અને સેક્રેટરીનો આભાર માનીએ છીએ.

આ બીજા પુસ્તકમાં ૪૭ તીર્થસ્થળો આપ્યાં છે. અગાઉ બહાર પડેલા પુસ્તકમાં ૩૬ તીર્થસ્થળો અને ઐતિહાસિક સ્થળો

વિષે માહિતી આપેલી છે, આમ એકંદરે ૮૩ મહત્ત્વના સ્થળોની માહિતી બે ગ્રંથોમા આપવામા આવી છે અને હવે પછી બહાર પડનારા ત્રીજા ગ્રંથમા આપણા દેશની મુખ્ય મુખ્ય નદીઓ અને પર્વતો વિષેની માહિતી અપાશે

શાળાઓ, પુસ્તકાલયો, પ્રવાસશોખીનો ધર્મપ્રેમી સજ્જનો અને સ્વાભિમાની નાગરિકોને ઉપયોગી નીવડે એવા આ પુસ્તકોમાં ભારતના પવિત્ર સ્થળોની, તેમના ઐતિહાસિક-પૌરાણિક સંદર્ભો અને આડકથાઓ સહિતની અમૂલ્ય માહિતી આપવામાં આવી છે.

ગુજરાતી સાહિત્યમા આ પ્રકારનુ પ્રવાસ-જ્ઞાન-સ્થળ-પરિચયનુ સાહિત્ય નહિ જેવુ છે; એટલે આ પ્રકાશન નાના-મોટા સહુને ઉપયોગી ને રસપ્રદ થઈ પડશે એવી આશા છે

વલ્લભવિદ્યાનગર,
તા. ૯-૩-'૬૭

'સસ્તુ સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટ'ના ટ્રસ્ટીઓ વતી
એચ. એમ. પટેલ (પ્રમુખ)

# અનુક્રમ


| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | ખજુરાહો ... | ૩ | ૨૫ | વડનગર ... | ૨૧૭ |
| ૨ | શુચીન્દ્રમ્ ... | ૧૭ | ૨૬ | વૈશાલી ... | ૨૨૪ |
| ૩ | વૃન્દાવન ... | ૨૭ | ૨૭ | રાજગીર ... | ૨૩૧ |
| ૪ | તાંજોર ... | ૩૭ | ૨૮ | પાટણ ... ... | ૨૩૮ |
| ૫ | વિજયનગર ... | ૪૮ | ૨૯ | આળંદી ... | ૨૪૬ |
| ૬ | કોનાર્ક ... | ૬૦ | ૩૦ | પૈઠણ ... ... | ૨૫૩ |
| ૭ | ગ્વાલિયર ... | ૭૦ | ૩૧ | નાલંદા ... | ૨૬૦ |
| ૮ | કોલ્હાપુર ... | ૭૫ | ૩૨ | વલભી ... ... | ૨૬૯ |
| ૯ | નૈમિષારણ્ય ... | ૮૫ | ૩૩ | અજમેર ... | ૨૭૬ |
| ૧૦ | ચિતોડ ... | ૯૨ | ૩૪ | હસ્તિનાપુર ... | ૨૮૨ |
| ૧૧ | ઇંદ્રપ્રસ્થ ... | ૧૦૮ | ૩૫ | સિદ્ધપુર ... | ૨૮૮ |
| ૧૨ | કપિલવસ્તુ ... | ૧૧૭ | ૩૬ | ગુરુવાયુર ... | ૨૯૫ |
| ૧૩ | ભરૂચ ... ... | ૧૨૫ | ૩૭ | ખંભાત ... | ૩૦૩ |
| ૧૪ | કનોજ ... ... | ૧૩૩ | ૩૮ | વિક્રમશીલ ... | ૩૧૦ |
| ૧૫ | પાટલિપુત્ર ... | ૧૩૯ | ૩૯ | અજંતા ... | ૩૧૬ |
| ૧૬ | નાથદ્વારા ... | ૧૫૦ | ૪૦ | ઉડુપી ... | ૩૨૪ |
| ૧૭ | કાલડી ... ... | ૧૫૭ | ૪૧ | મોઢેરા ... | ૩૩૧ |
| ૧૮ | ઇલોરા ... ... | ૧૬૬ | ૪૨ | ભદ્રાવતી ... | ૩૩૮ |
| ૧૯ | પાલણી ... | ૧૭૫ | ૪૩ | કાલ્પી ... | ૩૪૨ |
| ૨૦ | ડાકોર ... ... | ૧૮૨ | ૪૪ | કલિંજર ... | ૩૪૮ |
| ૨૧ | અનંતશયનમ્ .. | ૧૮૮ | ૪૫ | મંડુ ... | ૩૫૩ |
| ૨૨ | અમૃતસર ... | ૧૯૩ | ૪૬ | સુરત .. ... | ૩૬૦ |
| ૨૩ | કલકત્તા ... | ૨૦૧ | ૪૭ | જ્યોતિર્લિંગ અને | |
| ૨૪ | મિથિલા ... | ૨૦૯ | | પંચતત્ત્વલિંગ... | ૩૬૮ |

# ૧ : ખજુરાહો

अन्तर्नाडीनियमितमरुल्लङ्घितब्रह्मरन्ध्रं
स्वान्ते शान्तिप्रणयिनि समुन्मीलदानन्दसान्द्रम् ।
प्रत्यग्ज्योतिर्जयति यमिनः स्पष्टलालाटनेत्र-
व्याजव्यक्तीकृतमिव जगद्व्यापि चन्द्रार्धमौलेः ॥

યોગમુદ્રા ધારણ કરેલા ચન્દ્રમૌલિ ભગવાન શિવનું અંતસ્તેજ, જે સુષુમણા નાડીમાં શ્વાસ રુદ્ધ થતા અને અન્તર્નાડી શાંત થતાં બ્રહ્મરન્ધ્રની પાર ગયું છે, જે પ્રત્યક્ષ આનંદવત્ છે, જેણે શિવના લલાટમાંના ત્રીજા નેત્રનું જાણે સ્વરૂપ ધારણ કર્યું છે અને જે જગદ્વ્યાપી છે, તે અંતસ્તેજનો વિજય થયો છે.

કૃષ્ણ–મિશ્રયતિકૃત 'પ્રબોધચન્દ્રોદય' ૧–૨

ખજુરાહો (૨૪° ૫૧' ઉત્તર અને ૭૯° ૫૬' પૂર્વ) વિંધ્ય પ્રદેશના છત્તરપુર જિલ્લામાં આવેલું છે. એ હરપાળપુરની અગ્નિદિશામાં લગભગ સાઠ માઈલ પર, માહોબાની દક્ષિણે ચોત્રીસ માઈલ પર, છત્તરપુરની પૂર્વે સત્તાવીશ માઈલ પર, પન્નાની ઉત્તરે પચીસ માઈલ પર આવેલું છે. ખજુરાહો એ બુંદેલખંડના જેજકભુક્તિ તરીકે જાણીતા રાજાઓ ચંદેલાઓનું પાટનગર હતું. આ પ્રદેશ પર ચંદેલાઓનો શાસનકાળ ૯ મીથી ૧૩ મી સુધી વિસ્તરે છે. ખજુરાહો મધ્યકાળનાં ભવ્ય મંદિરો માટે વિખ્યાત છે.

શિલાલેખોમાં ખજુરાહો ખજુંવાહકના નામે જાણીતું છે. ચાલી આવતી કથા પ્રમાણે નગરનાં પ્રવેશદ્વારો પર સુવર્ણનાં બે ખજૂરવૃક્ષોનો શણગાર રહેતો. એમ પણ

કહેવાય છે કે નગરના આસપાસના વિસ્તારમાં ખજૂરનાં સંખ્યાબંધ વૃક્ષો હતાં.

ચંદેલા રાજાઓનો વંશારંભ મુનિ ચંદ્રાત્રેયથી થયો હોવાનુ કહેવાય છે. ચંદ્રાત્રેય, કહેવાય છે કે ચંદ્રજાત હતો. આ વંશના આરંભકાળના કેટલાક રાજાઓનું એવું કોઈ મહત્ત્વ નથી. પ્રતિહાર સામ્રાજ્ય છિન્નભિન્ન થતાં તેઓ સત્તાપદે આવ્યા હતા. રજપૂતોની જે છત્રીસ જાતિ કહેવાય છે, તેમાંના એક તે ચંદેલાઓ છે. આ જાતિનો કુલપુરુષ નન્નુક (નવમી સદી) હતો. શરૂઆતના રાજાઓએ પ્રતિહાર રાજાઓનું આધિપત્ય સ્વીકાર્યું હતું. તેઓ કનોજ સામ્રાજ્યના ખંડિયા રાજા હતા. નન્નુક પછી તેના અનુગામી તરીકે તેનો પુત્ર વાક્પતિ આવ્યો. એને બે પુત્ર હતા. જયશક્તિ અને વિજયશક્તિ. જયશક્તિ જેજ્જુક અથવા જેજા તરીકે પણ ઓળખાતો. જયશક્તિ પોતાના પિતાની ગાદીએ આવ્યા પછી, બુંદેલખંડ જેના ઉપર આ ચંદેલ રાજાની આણ પ્રર્વતતી તે જેજકભુક્તિ તરીકે જાણીતું થયું. જેજકના અનુગામી તરીકે એનો લઘુ બંધુ વિજય આવ્યો. વિજય પછી એનો પુત્ર રાહિલ ગાદીએ આવ્યો. મહોબા અથવા મહોત્સવનગર એ કાળે બનતાં સુધી જેજકભુક્તિનું અંગ હતું. રાહિલ પછી રાજગાદી પર એનો પુત્ર હર્ષ આવ્યો. અને હર્ષ પછી ગાદીએ એનો પુત્ર યશોવર્મા આવ્યો.

હર્ષ (૯૦૦ થી ૯૨૫) અને યશોવર્મા(૯૨૫ થી ૯૫૦)ના કાળમાં ચંદેલા રાજકારણની દૃષ્ટિએ એક જબરદસ્ત રાજ્ય બની રહ્યું. હર્ષે પ્રતિહાર નરેશ મહીપાલ

પહેલાને અથવા ક્ષિતિપાલદેવને તેના રાજ્યાસન પર આરૂઢ કરીને મદદ કરી. યશોવર્મા યક્ષવર્મા તરીકે પણ જાણીતો હતો. એના સમયમાં પ્રતિહાર સામ્રાજ્ય ક્ષીણ થતું હતું અને એ ગુર્જરોનો 'જ્વલંત અગ્નિ' બની રહ્યો. એણે ત્રિપુરીના ચેદીનરેશ યુવરાજ પહેલાને અને માલવનરેશ સીયક બીજાને પરાજિત કર્યા. એણે દક્ષિણ કોસલના રાજાનો પણ પરાભવ કર્યો અને પાલાસ તથા કમ્બોજ તેમ જ ગૌડ અને મિથિલાઓના દેશ ઉપર પણ આક્રમણ કર્યું.

યશોવર્માએ કલિંજર પહાડ જીત્યો અને ખજુરાહો ખાતે રામચંદ્ર અથવા લક્ષ્મણનું અથવા ચતુર્ભુજનું સુંદર મંદિર ચણાવ્યું. આ મંદિરમાં પ્રતિષ્ઠા કરવા માટેની મૂર્તિ પ્રતિહાર નરેશ દેવપાલ પાસેથી મેળવવામાં આવી હતી. મૂળ એ મૂર્તિ તિબેટમાં હતી.

યશોવર્મા પછી રાજગાદી પર એનો પુત્ર ધાંગા આવ્યો. ધાંગા પોતાને મહારાજાધિરાજ કહેવડાવતો. એણે ઈ. સ. ૯૫૪ થી ૧૦૦૨ સુધી રાજ્ય કર્યું અને સો વર્ષની પરિપક્વ વયે મૃત્યુ પામ્યો. એણે કનોજના રાજાને હરાવીને પોતાને માટે એક સ્વતંત્ર સામ્રાજ્ય નિર્માણ કર્યું. એનો મંત્રી પ્રભાસ ન્યાયના વિખ્યાત સ્થાપક ગૌતમ અક્ષપાદનો વંશજ હતો. ખજુરાહોમાં ઘણાં બધાં મંદિરો ધાંગાના શાસનકાળમાં બંધાયાં હતાં.

ધાંગાના પૌત્રનું નામ વિદ્યાધર. ઇબ્નુલઅથીરે વિદ્યાધરને ભારતના એક મહાન રાજકર્તા તરીકે ખિરદાવ્યો છે. ઈ. સ. ૧૦૨૨માં મહંમદ ગઝનીએ કલિંજર પર આક્રમણ કર્યું. તે પછી ચંદેલાઓએ મહોબા, કલિંજર અને વ્યૂહ-

દૃષ્ટિએ મહત્ત્વનાં લેખાય એવાં અન્ય સ્થળો પર વિશેષ ધ્યાન આપ્યુ. પરિણામે તે પછીથી ખજુરાહોનું મહત્ત્વ ઘટતું રહ્યું. અલબરુની જણાવે છે કે ૧૦૨૨ માં 'ખજુરાહો' 'જેજાહુતી' એટલે કે જેજકભુક્તિનુ પાટનગર હતું. ઈ. સ. ૧૦૯૮ માં ચંદેલરાજા કીર્તિવર્મા ગાદીએ આવ્યો. અને એણે મહાન સંસ્કૃત કવિ કૃષ્ણ-મિશ્રયતિને આશ્રય આપ્યો હતો. આ મહાન સંસ્કૃત કવિ 'પ્રબોધચંદ્રોદય'નો કર્તા છે. 'પ્રબોધચંદ્રોદય' એ અન્યોક્તિરૂપ નાટક છે. એમા એણે શંકરની અદ્વૈત ફિલસૂફીની પ્રતિષ્ઠા કરી છે, અને તે સાથે બીજી સમકાલીન ચિંતનધારાઓનો પણ ઉલ્લેખ કર્યો છે.

ઈ. સ. ૧૩૩૪ માં ઇબ્ન-ઇ-બતૂત જણાવે છે કે, 'કજરાઓ'(ખજુરાહો)માં એક માઈલ લાંબુ એક સરોવર હતું અને સરોવર ફરતે મંદિરો તેમ જ મૂર્તિઓ હતી. અત્યારે જે ખજુરાહો સાગર અથવા નિનોરાતાલ તરીકે જે સરોવર ઓળખાય છે, તે આ જ સરોવર કહાય હશે. ઇબ્ન-ઇ-બતૂત જણાવે છે કે કેન્દ્રમાં ત્રણ ઘુમ્મટો હતા અને જટાધારી યોગીઓ ત્યાં વસતા હતા. તપને કારણે તેમની જટા પીતવર્ણી બની ગઈ હતી અને આ વિસ્તારોમાં વસતા મુસ્લિમો પણ જાદુ શીખવા માટે આ યોગીઓની પાસે આવતા અને તેમની ખાતરબરદાસ કરતા. આ સ્થળ અલબત્ત, એક મહા ધર્મસ્થાન હતું. સિકંદર લોદીએ ઈ. સ. ૧૪૯૪-૯૫ માં મંદિરોનો થોડેઘણે અંશે નાશ કર્યો અને ખજુરાહોનું મહત્ત્વ ઉત્તરોત્તર ઘટતું ગયું.

પૂર્વ કાળના ચંદેલાઓ વૈષ્ણવો હતા અને તે પછીના

એટલે કે ઉત્તર કાળના રાજાઓ શૈવો હતા; પરંતુ આ બધા જ રાજાઓ અન્ય સંપ્રદાયો પ્રત્યે ઘણા સહિષ્ણુ હતા. જૈન મંદિરો તથા બૌદ્ધકાલીન અવશેષો પરથી આ હકીકતનો પુરાવો મળી રહે છે.

હ્યુએન સંગે ચી–ચીતુના રાજ્યની (ખજુરાહોની) મુલાકાત લીધી હતી; અને એણે એ ઉજ્જૈનની ઈશાન દિશાએ લગભગ ૧૬૭ માઈલ પર આવેલું હોવાનુ જણાવ્યુ છે. બૌદ્ધધર્મના એક માત્ર અવશેષરૂપે ત્યાં બુદ્ધની એક મોટી પ્રતિમા છે અને તેની સાથે નવમી સદીનો એક શિલાલેખ છે. તે પરથી માનવામાં આવે છે કે આ વિસ્તારમાંથી ચંદેલાઓના કાળથી બૌદ્ધધર્મ ઉત્તરોત્તર વિલીન થતો ગયો હશે.

ખજુરાહો અત્યારે તો એ જ નામના સરોવરના ખૂણા પર આવેલું એક નાનું સરખું ગામ છે. એ સરોવર નિનોરાતાલ તરીકે પણ ઓળખાય છે. ખજુરાહો ખાતે જે ઘણાં બધાં મંદિરો હતાં, તેમાથી અત્યારે તો નવમી તથા દસમી સદીનાં માત્ર લગભગ પચીસ મંદિરો હસ્તી ધરાવે છે. આ મંદિરોનું સ્થાપત્ય ઘણું સુંદર છે અને તે ઇંડોઆર્યન શૈલીના સ્થાપત્ય તરીકે ઓળખાય છે. આ મંદિરો ખરેખર ભવ્ય છે. એની રેખાઓ સુદર છે. કોતરકામ પણ ઘણું મઝાનું છે. મૂર્તિઓ પરના અલંકારો પણ અસાધારણ વૈવિધ્ય દાખવે છે, અને એની નજાકત પણ નિહાળવા જેવી છે. આ મંદિરોની અંદરની છત સવિશેષ સુંદર છે. જે જૂનાં મંદિરો છે તેની આંતર–બાહ્ય બન્ને બાજુ પર જે શિલ્પસમૃદ્ધિ છે તે ધ્યાન ખેંચે એવી છે.

ખજુરાહોનાં મંદિરોને ભવ્યતા અને સૌંદર્યની દૃષ્ટિએ જો કોઈની પણ સાથે સરખાવી શકાય તો તે ઓરિસાના ભુવનેશ્વર મંદિરની સાથે જ સરખાવી શકાય.

ખજુરાહો મંદિરોને મુખ્યત્વે ત્રણ જૂથમાં વહેંચી શકાય. એક પશ્ચિમ તરફનું જૂથ, બીજું પૂર્વ તરફનું જૂથ અને ત્રીજું અગ્નિદિશા તરફનું જૂથ. પશ્ચિમ તરફનાં મંદિરો બ્રાહ્મણી ઢબનાં, મુખ્યત્વે શિવ અને વિષ્ણુનાં મંદિરો છે. ઉત્તર તરફનાં મંદિરો મુખ્યત્વે વૈષ્ણવ મંદિરો છે, અને અગ્નિદિશાએ આવેલાં મંદિરો જૈન મંદિરો છે.

મૂર્તિઓની ઢબ અથવા છટા પરથી તેમ જ અન્ય જે હકીકત દેખાય છે તે પરથી ખજુરાહો ખાતેનું સહુથી શરૂઆતનું મંદિર ઈ. સ. ૯૦૦ ના સમયનું લાગે છે. એ મંદિર તે પશ્ચિમ તરફનાં મંદિરોમાંનું છે અને તે ચોસઠ યોગિનીનું મંદિર છે. આ મંદિર શિવસાગર સરોવરની નૈર્ઋત્ય દિશાએ આવેલું છે. આ મંદિર ગ્રેનાઈટ પથ્થરનું બાંધેલું છે. આ મંદિરનો ચોક ૧૦૩ ફૂટ લાંબો અને ૬૦ ફૂટ પહોળો છે. એની આસપાસ ૬૫ નાના ખંડો આવેલા છે.

આ મંદિરની ઉત્તરે કંદરીય મંદિર આવેલું છે. ખજુરાહોમાં જે મોટાં મોટાં મંદિરો હસ્તી ધરાવે છે, તેમાં સહુથી મોટામાં મોટું મંદિર કોઈ હોય તો તે આ છે. ખજુરાહોમાં દસમી સદીમાં જે વિશિષ્ટ ઢબનું સ્થાપત્ય હસ્તી ધરાવતું તેના નમૂનારૂપ આ છે. એમ માનવામાં આવે છે કે આ મંદિર કોઈ એક દેવનું નહોતું. એ પંચાયતન મંદિર હતું. એના કેંદ્રમાં શિવ છે. ચાર ખૂણે બીજા

ચાર દેવનાં મંદિરો હતાં. પણ આજે એ મંદિરો હસ્તીમાં નથી. જેને પ્રપૂર્ણ કહી શકાય એવું ખજુરાહો મંદિર અર્ધમંડપ, મંડપ, મહામંડપ, અંતરાલ, ગર્ભગૃહ અને પ્રદક્ષિણાપથ એટલા ભાગોનું બનેલું છે. આ મંદિરના આ બધા ભાગો સ્પષ્ટપણે અંકિત કરેલા છે. ગર્ભગૃહમાં ભગવાન શિવનું આરસનું લિંગ છે.

નજીકમાં એક બીજું મહાદેવનું મંદિર છે, જે જીર્ણ અને ખંડિયેર હાલતમાં છે. એમાં શાર્દૂલની એક મોટી આકૃતિ હતી. આ આકૃતિ હાલમાં દ્વારમંડપમાં ગોઠવવામાં આવી છે.

આની ઉત્તરે દેવી જગદંબા અથવા કાલીમાતાનું મંદિર છે. 'એના સત્ય સ્વરૂપ વિષેના અજ્ઞાનને કારણે એને કાળા રંગે રંગવામાં આવી છે. એને કાલી સમજીને ભજવામાં આવે છે. એ વિષ્ણુને અર્પિત થઈ હતી, એની પ્રતીતિ મંદિરના પ્રવેશદ્વાર આગળ જ એને ખડી કરવામાં આવી છે તે પરથી થાય છે. એ પંચાયતન મંદિર હતું, પણ વ્યાસપીઠ પરનાં અન્ય તમામ મંદિરોનો વિલય થઈ ગયો છે.' (બી. એલ. ધામ અને એસ. સી. ચંદ્ર.)

ઉત્તરમાં આગળ જતાં ચિત્રગુપ્ત અથવા ભરતજીનું મંદિર છે. એ મંદિર સૂર્યને અર્પણ કરવામાં આવ્યું છે. એના ગર્ભગૃહમાં સૂર્યદેવની પાંચ ફૂટ ઊંચી મૂર્તિ છે. એ મૂર્તિ સાત અશ્વોથી ખેંચાતા રથમાં આરૂઢ થયેલી છે. ગર્ભગૃહની દક્ષિણે વચ્ચોવચ્ચ એક ગોખલો છે અને તેમાં અગિયાર મસ્તકવાળી વિષ્ણુની મૂર્તિ છે. મધ્યમાં જે મસ્તક છે તે વિષ્ણુનું છે અને આજુબાજુ મળીને જે દશ મસ્તકો છે, તે વિષ્ણુના દશ અવતાર સૂચવે છે.

આ સમુદાયની છેક ઉત્તરમાં શિવનું વિશ્વનાથ મંદિર છે, અને તે કંદરીય મંદિરની યોજના પ્રમાણે છે. ઈ. સ. ૧૦૦૨–૦૩ ના શિલાલેખમાં જણાવ્યા પ્રમાણે આ મંદિર ધાંગાનરેશે ભગવાન શંભુ મરકટેશ્વર માટે બાંધ્યું હતું અને તેને માટેનું શિવલિંગ માણેકનું બનાવવામાં આવ્યું હતું.

વિશ્વનાથ મંદિરની સામે નંદી મંદિર આવેલું છે, અને તેમાં શિવના વાહન નંદીની એક મોટી ચળકતી મૂર્તિ છે.

વિશ્વનાથ મંદિરની નૈઋત્યે પાર્વતીનું મંદિર છે. લક્ષ્મણ અથવા રામચંદ્ર અથવા ચતુર્ભુજ મંદિર વિષ્ણુને અર્પણ કરવામાં આવ્યું છે અને તે પંચાયતન ઢબનું છે. ચાર ખૂણે ચાર ગૌણ મંદિરો આવેલાં છે. તે મંદિરના પ્રવેશદ્વારની ઉપરના ભાગમાં કિનાર ઉપર નવ ગ્રહો કોતરવામાં આવ્યા છે. મંદિરની અંદર વિષ્ણુની ચાર ભુજાવાળી અને ત્રણ મસ્તકવાળી એક મૂર્તિ ખડી છે. એની આસપાસ સુંદર રીતે કોતરેલું એક તોરણ છે. ત્રણમાંનું કેંદ્રમાંનું મસ્તક મનુષ્યનું છે. એક બાજુનું મસ્તક વરાહનું છે અને ત્રીજું નરસિંહનું છે.

માતંગેશ્વર શિવ મંદિરમાં વીસ ફૂટના વ્યાસવાળો એક મોટો ગૌરીપટ્ટ છે. એ ચાર ફૂટ ઊંચો છે અને તેની ઉપર લગભગ આઠ ફૂટ ઊંચું એક ચળકતું શિવલિંગ છે. શિવલિંગના પુદ્દગલ ઉપર ન ભૂંસી શકાય એવી શાહીમાં ફારસી અને નાગરી લિપિમાં આલેખો છે. (ધામ અને ચંદ્ર.)

આ મંદિરની સામે એક નાનકડું રાહુનું મંદિર છે. એમાં આદિકાળથી રાહુની આઠ ફૂટ નવ ઈંચ ઊંચી એવી એક ભવ્ય મૂર્તિ છે.

પૂર્વ તરફનાં મંદિરોમાં બ્રહ્મા, વામન અને જાવરી-નાં મંદિરો છે.

હનુમાનનું એક આધુનિક ઢબનું મંદિર છે. તેમાં હનુમાનની એક મોટી મૂર્તિ છે. આ મૂર્તિ આગળ ઈ. સ. ૯૨૨ નો એક શિલાલેખ છે. આ સ્થળે શોધી કાઢવામાં આવેલો આ જૂનામાં જૂનો શિલાલેખ છે.

બ્રહ્માના મંદિરમાં ચતુર્મુખ ધરાવતી, કુંભી ઉપર એક મૂર્તિ છે, પણ હવે તે લિંગ તરીકે ઓળખાય છે. અને આ મંદિર શરૂઆતના જૂથનું ગણવામાં આવે છે.

વામન મંદિરમાં વિષ્ણુના વામન અવતારની ૪ ફૂટ ૮ ઇંચ ઊંચી મૂર્તિ છે. ભૂમિસ્પર્શ મુદ્રામાં બુદ્ધની પણ એક મૂર્તિ કોતરવામાં આવી છે, અને તે વિષ્ણુના એક અવતાર તરીકેની ગણવામાં આવે છે.

જાવરી મંદિર વિષ્ણુને અર્પણ કરવામાં આવ્યું છે. એ એક નાનું સરખું પણ બહુ જ સપ્રમાણ મંદિર છે અને તેનું કોતરકામ અદ્દભુત છે.

જૈન મંદિરો અગ્નિ દિશાએ આવેલાં છે. સ્થાપત્યની બાબતમાં આ મંદિરો મુખ્યત્વે બ્રાહ્મણી ઢબનાં મંદિરો જેવાં છે. બ્રાહ્મણી દેવતાઓ તમામ જૈન મંદિરોમાં જોવામાં આવે છે.

મુખ્ય જૈન મંદિરોમાં ઘંટાઈ, આદિનાથ અને પાર્શ્વ-નાથનાં મંદિરો છે. થાંભલાઓ ઉપર ઘંટ અને સાંકળનાં ઘરેણાં હોવાથી એ મંદિરોને ઘંટાઈ કહેવામાં આવે છે. પાર્શ્વનાથનું મંદિર એ મોટામાં મોટું હસ્તી ધરાવતું જૈન મંદિર છે. આ મંદિરની સામે જ એક સાંઢ કોતરવામાં

આવ્યો છે અને તેથી માનવામાં આવે છે તે પ્રમાણે અસલ મૂર્તિ તીર્થંકર ઋષભનાથની જ હોવી જોઈએ. પાર્શ્વનાથની મૂર્તિ ઈ. સ. ૧૮૬૦ માં સ્થાપવામાં આવી હતી.

દક્ષિણ બાજુએ દુલાદેવનું મંદિર–શિવાલય છે. જાતકરી અથવા ચતુર્ભુજ મંદિર વિષ્ણુને અર્પણ કરવામાં આવ્યું છે.

પશ્ચિમ તરફના મંદિરોમાં માતંગેશ્વર મંદિરની દક્ષિણે ખજુરાહોનું જારડીન સંગ્રહસ્થાન છે અને તે ઈ. સ. ૧૯૧૦માં બાંધવામાં આવ્યું હતું. એમાં શિલ્પનું ઘણું સારું એવું વૈવિધ્ય છે.

વામન મંદિરની નજીકમાં એક શિલાલેખ જોવામાં આવે છે અને તે નાગરી લિપિમાં છે. એ શિલાલેખ ઈ. સ. ૧૦૧૧ ના યશોવર્માના શિલાલેખને મળતો આવે છે. ૧૦૧૧ ના એ યશોવર્માના શિલાલેખમાં ૨૮ પંક્તિઓ છે અને તે લક્ષ્મણજી મંદિરની પાસે મળી આવ્યો હતો. એ શિલા ઉપર વૈયાકરણ દેદાના પુત્ર કવિ માધવે રચેલા સંસ્કૃત શ્લોકો આલેખવામાં આવ્યા છે. ચંદ્રાત્રેય વંશના યશોવર્માએ વિષ્ણુ અથવા વૈકુંઠ તરીકે ઓળખાતું મંદિર રચેલું તેની વિગતો એમાં મળે છે. નન્નુક પછીની એની પેઢીઓનો એમાં ઉલ્લેખ છે.

પહેલો શ્લોક આ પ્રમાણે છેઃ–

'જે વૈકુંઠ સારાયે જગતને ભયંકર નીવડેલા એવા ત્રણ મુખ્ય અસુરો. કપિલ અને બીજા બાકીનાઓનો વરાહ તથા નૃસિંહરૂપ ધારણ કરીને સંહાર કર્યો હતો અને જેણે પોતાની ગર્જનાથી સમસ્ત જગતને ભયગ્રસ્ત કર્યું

હતું, જેને એક જ શરીર હતું અને જેણે બ્રહ્માના વરદાનને કારણે ભયમુક્તિ અનુભવી હતી અને આ બધાં સ્વરૂપ ધારણ કરનાર વૈકુંઠ જ જેનો નાશ કરી શકે એમ છે તે તારું રક્ષણ કરો.'

ઈ. સ. ૧૦૫૯નો ધાંગદેવનો એક શિલાલેખ છે. ઈ. સ. ૧૧૭૩માં જયવર્મા દેવે એ શિલાલેખ ફરીથી લખાવ્યો હતો. એમાં એવી નોંધ છે કે ધાંગે બે લિંગવાળું એક ભવ્ય મંદિર બંધાવ્યુ હતું. એક લિંગ માણેકનું હતું અને બીજું પથ્થરનું હતું. એણે બ્રાહ્મણોને પુષ્કળ સુવર્ણનું દાન કર્યું હતું અને પવિત્ર-ધાર્મિક લોકો માટે નિવાસ બંધાવ્યા હતા. તેમને ભૂમિ, ધાન્ય, ધન અને ગાયનું દાન આપવામાં આવતું હતું.

બળભદ્રના પુત્ર કવિ રામે રચેલા આ શ્લોકમાં સરસ્વતીની સ્તુતિ આ પ્રમાણે કરવામાં આવી છે:

पशुपतिवदनच्छद्मनि पद्मसद्मनि सदा या ।
जयति विलक्षणरूपा शुक्लाभा भारती भ्रमरी ॥

'ભગવાન શિવનું મુખ, જે પદ્મ સરખું છે, તેમાં સરસ્વતી ભ્રમરાની જેમ વસે છે (પદ્મની અંદર એ ફર્યા કરે છે), પરંતુ એનુ સ્વરૂપ વિચિત્ર છે; કારણ, ભ્રમરી કાળી નથી પણ શ્વેત છે.'

શિવના વૈદ્યનાથ મંદિરમાં એક શિલાલેખ છે, જેમાં બાવીસ પંક્તિઓ છે. આ શિલાલેખ ઈ. સ. ૧૦૨૨ ની સાલનો છે. એમાં ગ્રહપતિ કુલના કોક્કલે વૈદ્યનાથ મંદિરનું નિર્માણ કર્યાનો ઉલ્લેખ છે. કોક્કલ ખજુરાહોનો એક અમીર હતો. એમાં રચનારનું નામ આપવામાં આવ્યુ

નથી, પણ પ્રથમ શ્લોકનો ભાવાર્થ આ પ્રમાણે છે :

'સુંદર વૈદ્યનાથના મસ્તક પર કેશોની જે ગુંફિત મઝાની જટા છે, જે કેટલાયે સર્પોના ફૂંફાડા મારતી ફેણોથી પ્રકાશિત થયેલી છે, જેના ઉપર સૂર્યથી પણ વિશેષ પ્રકાશમાન એવો અર્ધચંદ્ર સોહે છે, અને જે તેનાં લોલ-વિલોલ નેત્રોમાંથી પ્રગટતી અગ્નિશિખાના સંસ્પર્શથી પીતવર્ણી બની છે, તે જટાને હું બિરદાવું છું.'

ખજુરાહોમાં પંચાયતન પૂજાનો ચાલ હતો. એ પાંચ દેવો આ પ્રમાણે છે : શિવ, વિષ્ણુ, દુર્ગા, સૂર્ય અને ગણેશ. કયા બુદ્ધિશાળીને આ વ્યવસ્થા સૂઝી તે ખરેખર જાણવામાં નથી; પરંતુ ઘણા માને છે કે મહાન શંકરાચાર્યને આ વ્યવસ્થા સૂઝી હશે. કેટલાક માને છે કે આ વ્યવસ્થા કુમારિલને સૂઝી હતી. ઘણા માને છે કે આ પંચાયતનની કલ્પના શંકરાચાર્યની પણ પહેલાંની છે. આ પાંચ દેવોની યાદીમાં બ્રહ્માને સ્થાન નથી. બ્રહ્માની પૂજાનું મહત્ત્વ ઘટ્યા પછી આ પંચાયતનની વ્યવસ્થા દેખીતી રીતે શરૂ થઈ લાગે છે. પંચાયતનનો ખરો અર્થ તો દેવોની પંચાયત એવો થાય છે. હિંદુઓના વિશાળ દેવગણની પ્રતિનિધિરૂપ સભા એટલો જ એનો અર્થ થાય છે. પોતાના ઇષ્ટ અથવા પ્રમુખ દેવને એ કેન્દ્રમાં રાખી શકે છે અને બાકીના બીજા ચાર સ્વાભાવિક રીતે ચાર ખૂણે સ્થાન પામે છે. આ પાંચે પૈકી પ્રત્યેક દેવની સ્તુતિ માટે અથર્વશીર્ષ ઉપનિષદ છે. આ વ્યવસ્થાથી સહિષ્ણુતાની ભાવનાને પ્રોત્સાહન મળે છે અને તત્ત્વતઃ એક જ દેવ, ભિન્ન ભિન્ન સ્વરૂપે હસ્તી ધરાવે છે અથવા એક જ પરમ બ્રહ્મ વિવિધ સ્વરૂપે વિલસે છે

એ વેદાંતનો સિદ્ધાંત દર્શાવે છે. તમામ ભિન્ન ભિન્ન સ્વરૂપો અંતે તો ઉપનિષદના એક જ બ્રહ્મમાં અંતર્હિત થાય છે.

ખજુરાહોની આ શિલ્પસમૃદ્ધિનું એક લક્ષણ એ છે કે સંખ્યાબંધ આકૃતિઓ અશિષ્ટ મુદ્રામાં છે. આને કારણે એની સખત ટીકાઓ થઈ છે. એ સાચું છે કે આરંભકાળની કળાની વિભાવનાઓ આધુનિક ખ્યાલને વિશેષ અનુરૂપ છે અને આ શિલ્પાકૃતિઓ દ્વારા જે કળાનો આવિર્ભાવ થાય છે, તે જુદા જ ખ્યાલ વ્યક્ત કરે છે. કળા અને શિષ્ટતાના કેટલાક આધુનિક ખ્યાલોને તે રુચે એવા નથી. શિલ્પની આ આકૃતિઓ પાપાણમાં અંકિત થયેલું કામવૃત્તિનું હલકું, ગ્રામ્ય આલેખન છે એમ માનવાની કે ગણવાની જરૂર નથી. આ શિલ્પાકૃતિઓ એવાં મંદિરોમાં છે, જેના પરત્વે યુગોથી આખું વિશ્વ આદરભાવ સેવે છે, એટલે આ આકૃતિઓ પાછળ કોઈક ઉચ્ચતર અને ગૂઢ ઉદ્દેશ જ હોવો જોઈએ. તાંત્રિક સાહિત્યમાં રહસ્યમય આકૃતિઓ, ગૂઢ મંત્રો, ન્યાસો અને મુદ્રાઓ છે. એમાં ઉચ્ચ અને અધસ્તત્ત્વનું ભારે શિસ્ત અને યૌગિક ઊંચાઈ તેમ જ જેને નૈતિક શિથિલતા કહેવામાં આવે છે, તેનું કોઈ અજબ મિશ્રણ છે. દેખીતી રીતે અર્થહીન ભાસતી એ આકૃતિઓ મંત્રો, ન્યાસો અને મુદ્રાઓમાંથી તો કોઈક દીક્ષા પામેલો અથવા ગુરુ દ્વારા માર્ગદર્શન પામેલો જ સાચા, રહસ્યમય અને ગૂઢ અર્થને પામી શકે અને પછી જ પશુના પાશમાંથી મુક્ત થઈ શકે. (તમામ જીવોને પશુ કહેવાય છે.) આધ્યાત્મિક સોપાનપંક્તિ પર આરોહણ કરી રહેલા આ પશુને ત્રણ તબક્કાઓ વટાવવાના છે. એક

પશુનો અથવા સર્વસાધારણ મનુષ્યનો, બીજો વીર અથવા શૂરવીર મનુષ્યનો અને ત્રીજો દિવ્ય મનુષ્યનો. આ એક શિસ્ત છે. એના ગ્રામ્ય સ્વરૂપો ગમે તે હોય તેમ એની વિકૃતિઓ પણ ગમે તે હોય, છતા એની પાછળ ખ્યાલ તો એક જ છે કે આધ્યાત્મિક દિશામા અથવા અધ્યાત્મના પ્રદેશમા આગળ વધવા ઇચ્છનારને તમામ દુન્યવી આકર્ષણો, કામવૃત્તિ અને દ્વૈતભાવને અતિક્રમવુ જ રહ્યુ, એણે રુચિ-અરુચિથી પર થવુ જ રહ્યુ. આ પ્રક્રિયામા એની સમક્ષ સખ્યાબધ આકર્ષણો મૂકવામા આવે છે અને એ પાર કરે એવી એની પાસે અપેક્ષા રાખવામા આવે છે. ખજુરાહોના મદિરોમા જે ટીકાપાત્ર થયેલી શિલ્પાકૃતિઓ છે, તે તે યુગમા પ્રવર્તતા તાત્રિક ખ્યાલોના જેવી જ છે. આ મંત્રસાહિત્યમા શૈવ, વૈષ્ણવ અને શાક્ત સાહિત્યના ઊંડા અને રહસ્યમય સિદ્ધાતોનો સમાવેશ કરવામાં આવ્યો છે. બૌદ્ધો અને જૈનોને પણ તેમનુ પોતાનું તંત્રસાહિત્ય હતું.

ઈ. સ. ૧૦૫૯ના ધાંગદેવના શિલાલેખમા કવિ રામ પોતાની રચનાનો આરંભ આ રીતે કરે છે:

विश्वप्रपंचविकटवटानां भजायमानाय बीजरूपाय ।
रुद्राय नम पालनविलयकृते निष्क्रियायापि ॥

'જે અજન્મા છે અને છતા જે આ બધાં જગત સ્વરૂપ જટિલ વટવૃક્ષના બીજરૂપ છે, જે તેને સંરક્ષે છે અને જે તેમને પોતાનામા સમાવી લે છે અને છતા જે નિષ્ક્રિય છે તે રુદ્રને નમસ્કાર.'

## ૨ : શુચીન્દ્રમ્

नमोऽस्तु वागीशहरीश्वराय नगेन्द्रचापाय नदीधराय ।
नाम्ना शुचीन्द्रेश इति स्तुताय ज्ञानाटवीशाय नमः शिवाय ॥

'ભગવાન શિવ જેઓ જ્ઞાનારણ્યના અધિષ્ઠાતા છે, જેઓ બ્રહ્મા, વિષ્ણુ અને શિવની ત્રિમૂર્તિ સ્વરૂપે શુચીન્દ્રેશ તરીકે આરાધ્ય છે, મેરુ પર્વત જેમનું ધનુષ્ય છે અને જેમણે ગંગાને પોતાના મસ્તક પર ધારણ કરી છે એવા શિવને નમસ્કાર.'

—શંકરાચાર્ય

**શુચીન્દ્રમ્ :** ( પૂર્વ ૭૭° ૩૦'–ઉત્તર ૮° ૯' ) ત્રાવણકોરના ત્રિવેન્દ્રમ્ જિલ્લાના અગસ્તિસ્વરમ્ તાલુકામાં કેપ કોમોરિન અથવા કન્યાકુમારીની વાયવ્યે આઠ માઈલ પર પાલાયર નદીને તીરે આવેલું છે અને નાનચિનાઙ તરીકે ઓળખાતા વિસ્તારના ભાગરૂપે છે.

કથા એવી છે કે ઉત્તરમાં ગોકર્ણમ્થી તે દક્ષિણમાં કેપ કોમોરિન સુધીનો વિસ્તાર વીર સુભટ અને મુનિ જમદગ્નિના પુત્ર પરશુરામની આજ્ઞાથી સમુદ્રમાંથી ઉદ્ભવ્યો હતો. ગોકર્ણમ્ અથવા ગોવા એક કાળે સમુદ્રમાં લુપ્ત થઈ ગયું હતું. પરશુરામે સમુદ્રદેવની સંમતિથી પોતાની કુહાડી સાગરજળમાં નાખી. એવી સમજૂતી થઈ હતી કે પરશુ ફેંકાતાં તે જેટલા વિસ્તારને આવરી લે તેટલાને પુનઃ પ્રાપ્ત ગણવો. પરશુ કેપ કોમોરિન આગળ પડી અને સાગરનાં જળ ગોવાથી કેપ કોમોરિન સુધીના તમામ

વિસ્તારમાંથી પાછાં હઠી ગયાં.

જેમ અગસ્ત્ય મુનિ તામિલનાડ સાથે ગાઢ રીતે સંકળાયેલા છે, તે પ્રમાણે મુનિ પરશુરામ કેરળ સાથે સંકળાયેલા છે. આર્યોના કેરળમાં થયેલા પ્રવેશ તરીકે અને સમુદ્રનાં જળ પશ્ચિમમાં વધુ પાછળ ખસી ગયાં એ ઘટના તરીકે આ કથાને ઘટાવી શકાય.

શુચીન્દ્રમ્‌માં બ્રહ્મા, વિષ્ણુ અને શિવ એ ત્રિમૂર્તિનું ભવ્ય મંદિર આવેલું છે. મંદિર સ્થાણુમલયપ્પેરુમલ મંદિર તરીકે ઓળખાય છે. ત્યાં સ્થાણુ, મલ અને અય એ શિવ, વિષ્ણુ અને બ્રહ્મા એ ત્રણ દેવોના પ્રતીક રૂપે ગણાય છે. આ મંદિરનું સ્થાપત્યસૌંદર્ય અતિ ભવ્ય છે અને સારાયે વર્ષ દરમ્યાન સંખ્યાબંધ યાત્રાળુઓ અહીં આવે છે. ભારતની ભૂમિનો જ્યાં છેડો આવે છે ત્યાં કેપ કોમોરિનની બહુ નજીક એ આવેલું છે. આ કથા કન્યાકુમારી ખાતે વસતી કુમારી દેવીનો શુચીન્દ્રમ્‌માં વસતા ભગવાન શંકર સાથેનો સંબંધ દર્શાવે છે. દક્ષિણમાં ભારતની આ ખડકાળ ભૂમિના અંત આગળ ઊભા રહીને જુઓ તો સૂર્યોદય અને સૂર્યાસ્ત એક જ સમુદ્રમાં થતા દેખાશે. અહીંની દેવી હજી પણ કુમારી છે. કથા એવી છે કે એ કુમારી દેવી અને ભગવાન શંકર વચ્ચે કેપ કોમોરિન ખાતે લગ્નવિધિ યોજાયો હતો. હવે દેવોએ રાત્રે જ પ્રવાસ કરવો એવી અપેક્ષા હતી. શિવ નિર્ધારિત સમયે લગ્ન સ્થળે પહોંચી ન શક્યા. આથી દેવી કુમારીને પોતાના વરની શોધમાં બહાર નીકળવાની ફરજ પડી. હવે દેવી કજુકનપરા પહોંચ્યાં તેટલામાં તો દિવસ ઊગી ચૂક્યો અને

હતાશ થયેલાં એવાં એ દેવીને કેપ કોમોરિન ખાતે પાછાં ફરવું પડયું. શિવ તો પોતાનાથી જઈ શકાય એટલી ઝડપે ચાલતા શુચીન્દ્રમ્ સુધી પહોંચ્યા અને તે વેળા પરોઢ થઈ ચૂકયું હતું, એટલે એમને ત્યા જ રહેવાની ફરજ પડી, છેક ત્યારથી, હજી સુધી અપરિણીત રહેલી દેવી કુમારી, કેપ કોમોરિન ખાતે રહે છે. અને શિવ શુચીન્દ્રમ્ ખાતે રહે છે. પોતે પસંદ કરેલો વર પ્રાપ્ત કરવામાં નિષ્ફળ નીવડેલી એ દેવી હજી પણ હતાશ અવસ્થામાં છે. લગ્નપ્રસંગે તૈયાર કરવામાં આવેલી વિવિધ વાનગીઓ રંગબેરંગી રેતી અને કાંકરામાં ફેરવાઈ ગઈ છે.

અત્રિ મુનિ અને તેમનાં પત્ની સતી અનસૂયા શુચીન્દ્રમ્ પાસે જ્ઞાનારણ્યમાં વસતા હતાં. એક વાર અત્રિ મુનિ બ્રહ્મલોક ગયા હતા ત્યારે બ્રહ્મા, વિષ્ણુ અને શિવને અનસૂયાના શીલની, સ્ત્રીત્વની પરીક્ષા કરવાનો વિચાર આવ્યો. ત્રણે જણા તેને ત્યાં અતિથિ તરીકે ગયા અને સતી અનસૂયા વિવસ્ત્ર થઈને ભોજન પીરસે તો જ જમવું નહીં તો ભોજન ન સ્વીકારવું એવી શરત મૂકી.

न ददासि यदि प्राज्ञे विवस्त्राऽन्नं पतिव्रते ।
पतत्करोदकं मुक्त्वा प्राणांस्त्यक्ष्यामहे वयम् ॥

અનસૂયાએ ત્રણે દેવો પર જળ છાંટતાં ત્રણે નાના બાળકમાં ફેરવાઈ ગયા. દેવી સાવિત્રી, લક્ષ્મી અને પાર્વતી ત્રણેને આ ઘટનાની જાણ થતાં તેમણે સતી અનસૂયા પાસે જઈને પોતપોતાના પતિને અસલ સ્વરૂપ બક્ષ વાની વિનંતી કરી. દરમિયાન અત્રિ મુનિ પાછા આવી ગયા. સતી અનસૂયાએ ત્રણે દેવોને તેમનું મૂળ સ્વરૂ.

પાછું બક્ષ્યું એટલે એ ત્રણેએ પણ સંતોષ વ્યક્ત કર્યો અને દેવી પર પ્રસન્ન થયા, અને મુનિ તથા સતી અનસૂયાની ખાસ વિનંતીથી તેમણે તેમને ત્યાં ચંદ્ર, દત્તાત્રેય અને દુર્વાસારૂપે બાળકો તરીકે જન્મ લીધો. તેમણે ત્રિમૂર્તિના પ્રતીકરૂપ મહાલિંગ સ્વરૂપ પણ ધારણ કર્યું. મહાલિંગનો નીચેનો ભાગ બ્રહ્મસ્વરૂપ છે. મધ્યભાગ વિષ્ણુરૂપે છે અને ઉપરનો ભાગ શિવસ્વરૂપ છે. એમ કહેવાય છે કે આદિ શંકરાચાર્ય આ સ્થળે આવ્યા હતા અને તેમણે ચિત્રસભામાં શંકરનું નૃત્ય નિહાળ્યું હતું અને ખુદ શિવે પોતે તેમને પ્રણવ મંત્રનો ઉપદેશ આપ્યો હતો.

મંદિરનું નામ શુચીન્દ્રમ્ છે તે સંબંધમાં કથા એવી છે કે ઇંદ્રે સતી અહલ્યા સાથે દુર્વર્તાવ આચરતાં તેના પતિ ગૌતમ મુનિએ તેને ( ઇંદ્રને ) શાપ આપ્યો હતો. ઇંદ્રને આ જ્ઞાન–કાનનમાં તપ કરવાની સલાહ આપવામાં આવી હતી. ઇંદ્રે શુચીન્દ્રમ્થી લગભગ એક માઈલ પર રથપુર અથવા તિરુર ખાતે પોતાનો રથ રહેવા દઈ શુચીન્દ્રમ્ ખાતે ત્રિમૂર્ત મહાલિંગની ભક્તિ કરી. પ્રાયશ્ચિત્ત તરીકે ઇંદ્રને ઊકળતા ઘીમાંથી પસાર થવાનું જણાવવામાં આવ્યું હતું. ઇંદ્ર આ મંદિરમાં પ્રાયશ્ચિત્ત કરીને શુદ્ધ થયો અને પાપમુક્ત થયો, તેથી મંદિર શુચીન્દ્રમ્ તરીકે ઓળખાવા માંડ્યું. અહલ્યા પણ આ જ સ્થળે શુદ્ધ થઈ હતી, તેથી આ સ્થળ સાધનાક્ષેત્ર તરીકે ઓળખાય છે.

ડૉ. કે. કે પિલાઈ જણાવે છે કે શુચીન્દ્રમનાં જૂનામાં જૂનાં હસ્તલિખિત લખાણો ઈસુની નવમી સદીનાં છે. તે પરથી સાબિત થાય છે કે જૂના પાંડ્યરાજ, મારન

કાડાયનના કાળમાં પણ (એટલે કે ઈ. સ. ૮૮૦ થી ૯૦૦) આ મંદિર હસ્તી ધરાવતું હતું.

શુચીન્દ્રમ્ મંદિર એક પ્રાંગણમાં આવેલું છે જેની ઓતરાદી દીવાલ ૪૦૨ ફૂટ લાંબી છે અને પશ્ચિમ તરફની દીવાલ ૨૩૩ ફૂટ પહોળી છે. ચોગાનમાં ત્રીસ કરતાં વધુ મંદિરો છે. પૂર્વમાં આવેલું સુંદર અને રમણીય ગોપુરમ્ ૧૩૪ ફૂટ ઊંચું છે. એમાં હિંદુ ધર્મનાં અનેક દેવ–દેવીઓની શિલ્પાકૃતિ છે.

મુખ્ય મંદિર સ્થાણુનાથ સ્વામીનું છે, જે વડક્કદમ અથવા સ્થાણુમલયપ્પેરુમલ તરીકે પણ ઓળખાય છે. આ મંદિર ચોગાનની પશ્ચિમ બાજુએ આવેલું છે. એમ કહેવાય છે કે દેવને ચડાવવામાં આવતું જળ, તેલ, દૂધ, પુષ્પો ઇત્યાદિ ભૂગર્ભ માર્ગોથી કન્યાકુમારી ખાતે સ્થાણુતીર્થ નામના સ્થળે જાય છે. આ વડક્કદમ્ મંદિરના ગર્ભગૃહમાં અઢી ફૂટ ઊંચું શિવલિંગ છે. તેના પર સોનાનું અથવા ચાંદીનું આવરણ પહેરાવાય છે.

આ મુખ્ય મંદિરના ગર્ભાગારને અભિમુખ અને સેમ્પાકરમન્ મંડપની પૂર્વ બાજુએ કોન્રાયદિનાથનું વિખ્યાત મંદિર આવેલું છે. ત્રિમૂર્તિના પ્રતીકરૂપ એ એક સ્વયંભૂ લિંગ છે. આ મંદિરની પાછળ કોન્રાયનું પવિત્ર વૃક્ષ છે. અત્રિ અને અનસૂયાની ઇચ્છાનુસાર શિવ, બ્રહ્મા અને વિષ્ણુ, અનુક્રમે ટોચ, મધ્ય અને અર્ધા ભાગમાં આ લિંગ સ્વરૂપે રજૂ થયા હતા.

પૂર્વ બાજુએ નાટકશાળા આવી છે. તેનો ભવ્ય મંડપ ધાર્મિક પ્રવચનો અને અન્ય કાર્યો અર્થે ઉપયોગમાં

લેવાય છે. ચાર દિશામાં શ્રીબલિપુરો આવેલાં છે. તેમાં ઉત્તરે લગભગ ૨૬૩ ફૂટ લાંબું જે શ્રીબલિપુર છે તે શ્રેષ્ઠ છે. પશ્ચિમ તરફ આવેલા શ્રીબલિપુરમાં મહાભારત અંગે વાર્તાલાપો થાય છે. ચોગાનના ઈશાન ખૂણામાં ચિત્રસભા છે, જે બે સ્તંભાવલિથી સરસ શોભે છે. એક એક ભવ્ય સ્તંભ ઉપર પૌરાણિક વ્યક્તિવિશેષોની શિલ્પાકૃતિઓ કંડારવામાં આવી છે. ચિત્રસભામાં શિવનું ઊર્ધ્વ–તાંડવ આલેખવામાં આવ્યુ છે. મધ્યમાં જે સેમ્પાકર્મન મંડપ છે તે આ મંદિરનો મોટામાં મોટો મંડપ છે. એ મંડપમાં જે કલામય સ્તંભો છે તે પૈકી પ્રત્યેક પર તરેહતરેહનાં પૌરાણિક દશ્ય આલેખવામાં આવ્યાં છે. જે પૌરાણિક આકૃતિઓ છે તે શૈવ અને વૈષ્ણવ એમ ઉભય ધર્મની છે.

એમ માનવામાં આવે છે કે સ્થાણુનાથ સ્વામીનું મંદિર કોન્રાયદિનાથના સ્વયંભૂ લિંગ કરતાં વધારે અર્વાચીન છે.

ચોગાનની નૈર્ઋત્ય દિશામાં કૈલાસસત્તુ મહાદેવનું મંદિર છે અને તે અહીંનું બીજું પ્રાચીન મંદિર છે. આ મંદિરમાં જે મહાદેવ છે તે દક્ષિણ કૈલાસના છે. મંદિર પશ્ચિમાભિમુખ છે.

વડક્કેદમ્ અને તિક્કેદમ્ શિવ અને વિષ્ણુનાં મંદિર છે. ઈસુની દશમી સદી પહેલાં પણ આ મંદિરો હસ્તીમાં હતાં.

શુચીન્દ્રમ્ ગામ તે બ્રહ્મદેય ગામ છે. સંભવતઃ એ ગામ ઈસુની નવમી સદીમાં પાંડય રાજાઓ પૈકી કોઈકે અર્પણ કર્યું હતું. આવાં ગામોનો વહીવટ સંઘ અથવા મહાસભા દ્વારા થાય છે. ચૌદમીથી ઓગણીસમી સદી સુધી

આ ગામોની વહીવટી સત્તા યોગકારો પાસે હતી. ઈ. સ. ૧૮૧૧ પછી મંદિરનો વહીવટ રાજ્યો હસ્તક આવ્યો હતો. ૧૯૫૦માં દેવસ્વરમ્ બૉર્ડ નિર્માણ કરવામાં આવ્યુ હતું અને મંદિરનો સર્વોપરી વહીવટ હવે આ બૉર્ડને હસ્તક છે.

આ મંદિરમાં ત્રણ મુખ્ય ઉત્સવો ઊજવાય છે. એક ઉત્સવ ડિસેમ્બર–જાન્યુઆરીમાં ઉજવાય છે. અને તે માર્ગલિ ઉત્સવ તરીકે ઓળખાય છે. બીજો ઉત્સવ એપ્રિલ–મેમાં ઊજવાય છે, અને તે ચિત્રાઈ કહેવાય છે. ત્રીજો ઉત્સવ સપ્ટેંબર–ઑક્ટોબરમાં ઊજવાય છે અને તે અવની ઉત્સવ કહેવાય છે.

આ મંદિરમાં આગમોની આજ્ઞાઓનું બહુ જ ચીવટથી પાલન કરવામાં આવે છે. જ્ઞાતિભેદો અને અસ્પૃશ્યતાના નિયમો કડક રીતે પાળવામાં આવતા હતા, પણ એ પછી સત્યાગ્રહની ચળવળ થઈ હતી અને પરિણામે ૧૯૩૬માં રાજ્ય તરફથી એવી જાહેરાત કરવામાં આવેલી કે, જ્ઞાતિના ભેદભાવ રાખ્યા વિના તમામ હિન્દુઓને રાજ્યનાં તમામ મંદિરોમાં પ્રવેશવા દેવામાં આવશે.

શુચીન્દ્રમ્ એ શુચીન્દ્રમ્ પ્રત્યાયમ્ તરીકે જાણીતી કસોટી માટે વિખ્યાત છે. અપરાધની શંકા જેના પર હોય તે વ્યક્તિને ઊકળતા ઘીમાં પોતાનો હાથ બોળવાનું જણાવવામા આવતું. જો એ આદમીને કશી ઈજા ન થાય તો એ નિર્દોષ છે એમ સ્થાપિત થતું. શુચીન્દ્રમ્ ખાતે ખુદ ઇન્દ્રે પોતે ઊકળતા ઘીના પેણામાં પ્રવેશીને એવી જ આકરી અગ્નિકસોટી થવા દીધી હતી એ કથા જાણીતી છે.

ડૉ. કે કે. પિલાઈએ પોતાના વિદ્વત્તાભર્યા નિબંધમાં આ કસોટીની પદ્ધતિ વિગતવાર વર્ણવી છે. પોતાની નિર્દોષતા પુરવાર કરવા ઇચ્છતા આરોપીને શુચીન્દ્રમ્ ખાતે કસોટી-માંથી પસાર થવા દેવાની સંમતિ આપતો પત્ર પોતાને મળે તે માટે મુખીને એક પત્ર લખીને વિનંતી કરવી પડતી. રાજાની અનુજ્ઞા મળ્યા પછી યોગકાળ સમય ઠરાવતો અને ઉદય માર્તણ્ડ મંડપમાં સહુ એકત્ર મળતા, આરોપી અને તેના અંગત સેવકોને આખો દિવસ ઉપવાસ કરવો પડતો. ઘણી લાંબી વિધિ પછી ઘી ખૂબ ઉકાળવામાં આવતું. ઊકળતા ઘીમાં પાંદડું અને છાલ નાખવામાં આવતાં, તેનો તડતડ અવાજ થાય એટલે ઘી બરાબર ઊકળી ગયું છે એમ સ્વીકારાતું. તે પછી આરોપીને એ ઊકળતા ઘીમાં હાથ બોળીને તળિયેથી મુદ્રા બહાર કાઢવાનું જણાવવામાં આવતું ત્રીજે દિવસે આરોપીના હાથ પર ચામડી બળી ગયાનું કોઈ ચિહ્ન ન જણાય તો તેને છોડી મૂકવામાં આવતો. જો હાથ પર ચામડી દાઝી ગયાનાં ચિહ્ન હોય તો તેનો અપરાધ સાબિત થયેલો મનાતો અને તેનો સામાજિક બહિષ્કાર કરવામાં આવતો.

શુચીન્દ્રમ્ મંદિરનું સ્થાપત્ય જોતાં જણાય છે કે એની ઇમારતો જુદે જુદે કાળે બંધાયેલી પાંડ્ય અને ચોલ રાજાઓથી માંડીને વિજયનગરના રાજાઓ, નાયકો, ત્રાવણ-કોરના રાજાઓ એમ તમામે આ મંદિરની શોભા વધાર-વામાં પોતાનો ફાળો આપ્યો હતો. આ મંદિરનું શિલ્પ

વૈવિધ્યસભર છે અને એમાં અત્યંત સુંદર અને કલાત્મક શિલ્પાકૃતિઓ છે. દેવતાઓ, દેવીઓ, પશુપક્ષીઓ, કુદરતી દૃશ્યો, પુષ્પો તથા માનવ આકૃતિઓ વગેરે તમામને અહીં સ્થાન મળ્યું છે. ભીંતચિત્રો ઘણું ખરું ગોપુરની અંદરની દીવાલો પર આલેખવામાં આવ્યાં છે. શુચીન્દ્રમ્ મંદિરમાં સંખ્યાબંધ આલેખો-શિલાલેખો છે. એકલા સ્થાણુનાથ સ્વામીના મંદિરમાં જ સિત્તેરથી વધારે શિલાલેખો છે. આ શિલાલેખોમાં રાજાની આવી વંશાવલિ છે અને તેથી ઘટનાક્રમ નક્કી કરવામાં તે ઘણી ઉપયોગી નીવડે છે.

સમગ્ર ભારતની એક જ સંસ્કૃતિ દર્શાવવા, દેશની એકતા તથા વિશાળતા દર્શાવવા ‘હિમાલયથી તે કન્યા-કુમારી સુધી’ એવો પ્રયોગ કરવામાં આવે છે.

# ૩ : વૃન્દાવન

बर्हापीडं नटवरवपुः कर्णयो कर्णिकारं
बिभ्रद् वासः कनककपिशं वैजयन्तीं च मालाम् ।
रन्ध्रान् वेणोरधरसुधया पूरयन् गोपवृन्दै
र्वृन्दारण्यं स्वपदरमणं प्राविशद् गीतकीर્તિः ॥

'સર્વત્ર જેની કીર્તિ ગવાઈ રહી છે એવા શ્રીકૃષ્ણ નટવરનું સ્વરૂપ ધારણ કરી, શિર પર મોર પિચ્છધારી, કાનમાં કર્ણિકાર પુષ્પ ખોસી, સુવર્ણરંગી અંબર પહેરી અને કંઠમાં વૈજયંતી પુષ્પોની માળા ધારણ કરી, પોતાની મધુર વાંસળીના છિદ્રોમાં પોતાનું અધરામૃત ભરી, ગોવાળિયાના વૃન્દ સાથે વૃન્દાવનમાં પ્રવેશ્યા અને તેમની ઉપસ્થિતિથી આસ્ત્યે વૃંદાવન રમણીય બની રહ્યું.'

—ભાગવત. ૧૦-૨૧-૫

હાલનું વૃન્દાવન શહેર મથુરાથી લગભગ છ માઈલ પર આવેલું છે. કૃષ્ણના જમાનાથી વૃન્દાવન હિન્દુઓનું એક અત્યંત પવિત્ર સ્થળ બની રહ્યું છે. નન્દ અને બીજા ગોવાળિયાઓ ગોકુળ છોડીને વૃન્દાવનમાં શા માટે વસ્યા તે વિષે 'ભાગવત'માં જણાવ્યું છે કે, 'ગોકુલમાં બાળકોને સંતાપતી ઘણી આપત્તિઓ વરસી છે, આથી આપણે સ્થળાંતર કરવું રહ્યું.' (ભાગવત, ૧૦-૧૧-૨૩)

વૃંદાવન પશુધનથી સમૃદ્ધ એવું સ્થળ હતું. એમાં અરણ્યવિસ્તાર હતો. ઘાસ અને વેલાની સમૃદ્ધિ હતી, ગોવર્ધન જેવો પવિત્ર પહાડ હતો અને યમુના જેવી પવિત્ર નદી પણ હતી. ગોવાળિયાઓએ પોતાના બળદગાડામાં ત્યાં સ્થળાંતર કર્યું, અર્ધચંદ્રાકારે ગાડાં ગોઠવ્યાં અને વૃંદા

વનમાં વસ્યા.

વૃંદાવન આગળ યમુના નદી જાણે ઘસડવામાં આવી હોય એવો વળાંક છે. આ યમુના નદીને ઘસડીને લઈ જવાનું કાર્ય કહેવાય છે કે કૃષ્ણના મોટા ભાઈ બળદેવે કર્યું હતું. એક વાત એવી છે કે બળદેવે કૃષ્ણની નકલ કરવાનો પ્રયાસ કર્યો હતો. એણે કૃષ્ણની જેમ ગોપીઓ સાથે ગામડી રીતે અને વિચિત્ર રીતે નૃત્ય કર્યું હતું. આથી યમુનાએ એને મહેણું માર્યું. બળદેવે કોપાવિષ્ટ થઈને નદીને પોતાના હળની અણીથી બહાર ખેંચી. બીજી વાત છે કે બળરામને મિષ્ટ સુરાનો ઘણો શોખ હતો. એ મદ્ય એને કદમ્બવૃક્ષ પર મળ્યું. સુરાપાનથી ઉન્મત્ત થયેલા બળરામને સ્નાન કરવાની ઇચ્છા થઈ. એણે યમુના નદીને પોતાની પાસે આવવા આજ્ઞા કરી. યમુના તેની આજ્ઞાનુસાર તેની પાસે ન ગઈ એટલે બળરામે તેને પોતાના હળથી ખેંચી.

વૃંદાવનમાં રાધા સાથેની કૃષ્ણની લીલા સાહિત્યનો વિષય બની છે. કવિ જયદેવ પોતાના ગીત–ગોવિંદનો આરંભ આ રીતે કરે છે:

राधामाधवयोर्जयन्ति यमुनाकूले रहः केलयः ।

'યમુના તટે રાધા અને માધવની પ્રણયક્રીડાઓ વિજયી નીવડી છે.'

પદ્મપુરાણમાં જણાવ્યા પ્રમાણે, વૃષભાનુ જ્યારે યજ્ઞ માટે જમીન સાફ કરતા હતા ત્યારે એ રાધા મળી આવી હતી. બ્રહ્મવિવર્તમાં જણાવ્યા મુજબ, ગોલોકમાં વસતી રાધાએ શ્રીદામાને એવો શાપ આપ્યો કે ' જા, તું

## ૩ : વૃન્દાવન

बर्हापीडं नटवरवपुः कर्णयोः कर्णिकारं
बिभ्रद् वासः कनककपिशं वैजयन्तीं च मालाम्।
रन्ध्रान् वेणोरधरसुधया पूरयन् गोपवृन्दै-
र्वृन्दारण्यं स्वपदरमणं प्राविशद् गीतकीर्तिः॥

'સર્વત્ર જેની કીર્તિ ગવાઈ રહી છે એવા શ્રીકૃષ્ણ નટવરનું સ્વરૂપ ધારણ કરી, શિર પર મોર પિચ્છધારી, કાનમાં કર્ણિકાર પુષ્પ ખોસી, સુવર્ણરંગી અંબર પહેરી અને કંઠમાં વૈજયંતી પુષ્પોની માળા ધારણ કરી, પોતાની મધુર વાંસળીનાં છિદ્રોમાં પોતાનું અધરામૃત ભરી, ગોવાળિયાના વૃન્દ સાથે વૃન્દાવનમાં પ્રવેશ્યા અને તેમની ઉપસ્થિતિથી મારુંએ વૃંદાવન રમણીય બની રહ્યું.'

—ભાગવત, ૧૦–૨૧–૫

હાલનું વૃન્દાવન શહેર મથુરાથી લગભગ છ માઈલ પર આવેલું છે. કૃષ્ણના જમાનાથી વૃન્દાવન હિન્દુઓનું એક અત્યંત પવિત્ર સ્થળ બની રહ્યું છે. નન્દ અને બીજા ગોવાળિયાઓ ગોકુળ છોડીને વૃન્દાવનમાં શા માટે વસ્યા તે વિષે 'ભાગવત'માં જણાવ્યું છે કે, 'ગોકુલમાં બાળકોને સંતાપતી ઘણી આપત્તિઓ વરસી છે, આથી આપણે સ્થળાંતર કરવું રહ્યું.' (ભાગવત, ૧૦–૧૧–૨૩)

વૃંદાવન પશુધનથી સમૃદ્ધ એવું સ્થળ હતું. એમાં અરણ્યવિસ્તાર હતો. ઘાસ અને વેલાની સમૃદ્ધિ હતી, ગોવર્ધન જેવો પવિત્ર પહાડ હતો અને યમુના જેવી પવિત્ર નદી પણ હતી. ગોવાળિયાઓએ પોતાનાં બળદગાડામાં ત્યાં સ્થળાંતર કર્યું, અર્ધચંદ્રાકારે ગાડાં ગોઠવ્યાં અને વૃંદા-

જ્યાં આગળ સ્નાન કરતી હતી, ત્યાંથી કૃષ્ણે તેમનાં વસ્ત્રો વિનોદમાં ઉઠાવી લીધાં હતાં. તે સ્થળ ચીરહરણ ઘાટ તરીકે ઓળખાય છે. આ વસ્ત્રાહરણના પ્રસંગનું ખ્યાન ભાગવતમાં (૧૦–૨૨) આપવામા આવ્યું છે.

અત્યારે વૃન્દાવનમાં એક હજારથી પણ વધુ મંદિરો છે અને બત્રીસ જેટલા ઘાટ છે. વૃન્દાવન શહેરને તેની પોતાની સુધરાઈ છે. લોકો વ્રજની યાત્રાએ નીકળે છે અને કેસીઘાટ આગળથી હોડીમાં નદી ઓળંગીને વૃન્દાવન જાય છે. ઉપર્યુક્ત પાંચ પ્રાચીન મંદિરો ઉપરાંત રંગાજીનાં તથા ગ્વાલિયરના મહારાજા લાલબાબુ અને શાહ બિહારીલાલે બાંધેલાં મંદિરો પણ છે. વળી રાધાગોપાલ અને ઇંદ્રકિશોર વગેરેએ બાંધેલા મંદિરો પણ છે. આ ઉપરાંત ગોપીશ્વર મહાદેવનું મંદિર પણ છે.

ગોવિંદ દેવજીનું લાલ પથ્થરનું મંદિર બહુ જ પ્રભાવિત કરે એવું છે. ફરગ્યુસન કહે છે કે યુરોપના સ્થપતિઓને પણ ભારતનાં જે કેટલાંક સુંદર અને શોભાયમાન મંદિરો પરથી કંઈક શીખવાનું મળે છે તેમાંનું એક આ ગોવિંદ દેવજીનું મંદિર છે. ગ્રાઉઝ નોંધે છે કે ગોવિંદ દેવજીના મંદિરને સુંદર અથવા છટામય કહેવા કરતાં પવિત્ર અને પ્રભાવશાળી કહેવું જોઈએ. આ મંદિર પરથી તો ઘણા ખ્યાલો મળી શકે એમ છે. આ મંદિર ઈ. સ. ૧૫૯૦ માં રૂપ અને સનાતન નામના બે ગુરુઓની દોરવણી હેઠળ બંધાયું હતું. મૂળ તો ત્યાં ગોવિંદ દેવજીની મૂર્તિ હતી; પરંતુ ઔરંગઝેબ ત્યાં ચઢી આવશે એમ ધારીને એ મૂર્તિને જયપુર ખસેડવામાં આવી હતી.

તો કૃષ્ણ એક ગોપી સાથે વારવાર વિહરતા આલેખવામા આવ્યા છે 'ગોપાળ તાપનીય ઉપનિષદ'મા રાધાનો વિગતે ઉલ્લેખ છે માધવની વિચારસરણીના પુરસ્કર્તા ઈશ્વરપુરીએ ચૈતન્યને આ સપ્રદાય પ્રતિ આકર્ષ્યા સકીર્તનને લોકપ્રિય બનાવનાર ચૈતન્ય હતા

વિષ્ણુસ્વામી સપ્રદાય પર વલ્લભ અને ચૈતન્યના સપ્રદાયોનુ મહત્ત્વ છવાયુ હતુ વલ્લભને સાક્ષાત્ અગ્નિ લેખવામા આવે છે જ્ઞાનની અપેક્ષાએ ભક્તિને એ ઉચ્ચ સ્થાને આપે છે ભક્તિ એ ભગવાનની કૃપાનુ ફળ છે તે પુષ્ટિ છે

पोषण तदनुग्रह ।

રાધા એ કૃષ્ણની સનાતન અર્ધાંગિની કહેવાય છે વલ્લભના ચાર શિષ્યોએ અને એના પુત્રના બીજા ચાર શિષ્યોએ ધાર્મિક કવિત રચ્યુ અને તેઓ મથુરા તથા વૃંદાવનમા રહ્યા હતા. સોળમી સદીમા થઈ ગયેલા સુરદાસ અને ઓગણીસમી સદીના દયારામ આ સપ્રદાયના છે અને એકે હિંદીમા તથા બીજાએ ગુજરાતીમા સુંદર કવિતાઓ રચી છે

ચૈતન્યે માધવવિચારશ્રેણીના ઈશ્વરપુરીની વિચારશ્રેણીનો પુરસ્કાર કર્યો હતો, છતા એ માધવસપ્રદાયથી આગળ ગયા અને રાધાની ભક્તિનુ ઘણુ મહત્ત્વ સ્થાપ્યુ ચૈતન્ય પર નિમ્બાર્ક, જયદેવ વિદ્યાપતિ અને ચંડીદાસની અસર પડી છે રૂપ સનાતન જીવા, રઘુનાથદાસ ગોભટ્ટ અને રઘુનાથ ભટ્ટ આ સંપ્રદાયના છ અગ્રણી છે.

છે. જીવા ગોસાંઈએ 'સત્સંદર્ભ' નામનો એક તત્ત્વજ્ઞાનનો ગ્રંથ રચ્યો છે. આ ગોસ્વામીઓએ 'મથુરા માહાત્મ્ય' નામનો ગ્રંથ પણ રચ્યો છે, જે વરાહપુરાણના એક ભાગરૂપે છે. એમાં મથુરા અને વૃંદાવનના એકે એક પવિત્ર સ્થળનું વર્ણન મળે છે. તેમણે વાર્ષિક રાસલીલા મહોત્સવ શરૂ કર્યો અને વ્રજયાત્રા પણ શરૂ કરી. વ્રજયાત્રામાં મથુરા અને વૃંદાવનનાં તમામ તીર્થસ્થાનોનો સમાવેશ થાય છે. મથુરા મંડળ વીસ ગાઉમાં વિસ્તરતું હોવાનું જણાવાયું છે. આ સ્થળે સ્નાન કરવાથી તમામ પાપોનો નાશ થાય છે.

विंशतिर्योजनानां तु माथुरं मण्डलं स्मृतम्।
यत्र तत्र नरः स्नात्वा मुच्यते सर्वपातकैः॥

હરિવંશ અથવા હિતજીએ ઈ. સ. ૧૫૮૫માં રાધાવલ્લભ સંપ્રદાયની સ્થાપના કરી હતી. અહીં કૃષ્ણ કરતાં પણ રાધાનું મહત્ત્વ વિશેષ છે. એ શક્તિ સંપ્રદાય છે અને માધવ તથા નિમ્બાર્ક સંપ્રદાયની એના પર અસર પડી છે. એમણે વૃંદાવનમાં એક મંદિર બંધાવ્યું. નાભાજીની ભક્તમાળામાં જણાવાય છે કે હિતજી ખરેખરા નિષ્ઠાવાન ભક્ત હતા; પરંતુ એમની ભક્તિની રીત સીધેસીધી સમજવાનું મુશ્કેલ છે.

હરિદાસ સ્વામી સોળમી સદીમાં થઈ ગયા અને તેમણે ચૈતન્યના જેવો હરિદાસી સંપ્રદાય સ્થાપ્યો. વૃંદાવનમાં એ સંપ્રદાયનું એક મંદિર છે.

ઘણા વૈષ્ણવો નિવૃત્તિકાળમાં પોતાનું શેષ જીવન

ગાળવા વૃંદાવન આવીને રહે છે. હરિવંશ અથવા હિતજીનાં ચોર્યાશી પદો પૈકી એક પદ નીચે મુજબ છે :

બની રાધા મોહનકી જોરી.
ઇંદ્ર નીલમણિ શ્યામ મનોહર સાતકુંભ તન ગોરી.
ભાલ વિસાલ તિલક હરિ કામિનિ ચિકુરચંદ બિચરોરી.
ગજ નાઇક પ્રભુ ચાલ ગયંદનિ ગતિ વૃષભાનુ કિસોરી.
નીલ નિચોલ જુવતિ મોહન પટપેતી અરુણ સિર ચોરી.
જૈ શ્રી હિતહરિવંશ રસિક રાધાપતિ સુરત રંગ મેં બોરી.

'રાધા અને કૃષ્ણની એક સુંદર બેલડી છે. એમાં કૃષ્ણ, નીલમણિ જેવા શ્યામ અને મનોહર છે. રાધાનું અંગ સુવર્ણ જેવું તેજસ્વી છે. હરિના વિશાલ ભાલ ઉપર તિલક છે. રાધાના કેશમાં સુંદર તેજરેખા છે. ભગવાન ગજગતિએ વિચરે છે; જ્યારે વૃષભાનુની દુલારી ગજગામિની છે. એણે નીલવસ્ત્ર ધારણ કર્યું છે. કૃષ્ણે પીતાંબર ધારણ કર્યું છે અને માથા પર અરુણરંગી ફેંટો છે. હે હિત હરિવંશ! તું આનંદ. રાધાના રસિક વલ્લભ, પ્રેમના ગાઢ રંગે રંગાયેલા છે.'

## ૪ : તાંજોર

**सर्वाङ्गकुष्टनिर्मुक्तो राजा सोम इवालभौ।**

'રાજા પોતાના સમગ્ર અંગને આવરી લેતા કાળા કોઢના રોગથી મુક્ત થયો અને ચંદ્રના જેવો તેજસ્વી જણાયો.'

—બૃહદીશ્વરમાહાત્મ્ય

**તાંજોર** એ જિલ્લાનું વડું મથક છે. એક વેળા ત્યાં ચોલ, નાયક તથા મરાઠા રાજાઓની રાજધાની હતી. તે કાવેરી નદીના તટ પ્રદેશમાં (ઉત્તરે ૧૦" ૪૭' અને પૂર્વે ૭૦" ૪૭') આવેલું છે. તાંજોર શબ્દની વ્યુત્પત્તિ બહુ જાણીતી નથી; પરંતુ એ શબ્દ તાંજન નામના એક અસુર પરથી ઉદ્ભવ્યો હોવાનું કહેવાય છે. એ અસુર એ પ્રદેશમાં વસતો હતો અને દંતકથા પ્રમાણે ભગવાન વિષ્ણુએ એને હણ્યો હતો. મૃત્યુની ક્ષણે એણે એવી પ્રાર્થના કરી હતી કે આ નગર એના નામથી ઓળખાય. એની એ વિનંતી માન્ય રાખવામાં આવી હતી. એની બીજી વ્યુત્પત્તિ તાંજમમાંથી છે. તાંજમ એટલે નિર્વાસિત અને તે પરથી એ નિર્વાસિતોનું નગર એમ પણ કહેવાય છે.

તાંજોરમાં શિવનું એક મોટું બૃહદીશ્વર મંદિર આવેલું છે, જેની સ્થાપના ચોલનરેશ રાજરાજા પહેલાએ (ઈ. સ. ૯૮૫ થી ૧૦૧૩) કરી હતી. ભારતમાં અત્યાર સુધી ભવ્યમાં ભવ્ય મનાતા આ મહાન મંદિરનો આરંભ સ્પષ્ટ અને બાદશાહી યોજનાનુસાર કરવામાં આવેલો અને એ યોજના પ્રમાણે જ એનું સંપૂર્ણ નિર્માણ કરવામાં આવ્યું હતું. આ મંદિર એના તમામ આવશ્યક આનુષંગિક

વિભાગો સાથે સ્થાપકના પોતાના જીવનકાળ દરમ્યાન જ પૂરેપૂરું બાંધવામાં આવ્યું હતું. ઈ. સ. ૧૦૦૯–૧૦ માં વર્ષના ૨૭૫ મા દિને ચોલનરેશ રાજે વિમાનના શિખર માટે તામ્રપત્ર સુપરત કર્યું હતું. સ્થાપકે એને રાજરાજેશ્વરમ્ એવું નામ આપ્યું હતું.

'બૃહદીશ્વરમાહાત્મ્ય' એ સ્થાનિક દંતકથાઓનો સંગ્રહ છે અને ભવિષ્યોત્તરપુરાણનો એક ભાગ છે. એમ માલૂમ પડે છે કે એ લખાયું ત્યારે તાંજોર ચોલોના સાચા ઇતિહાસનો અંશ માત્ર પણ કોઈને યાદ નહોતો.

આ માહાત્મ્ય પ્રમાણે વાત એમ કહેવાય છે કે ચોલ રાજાને કાળો કોઢ થયો હતો. એણે પોતાના ગુરુ દત્તને એનો ઇલાજ ખોળવાની વિનંતી કરી. પોતાના ગુરુ પાસેથી રાજાને એવી જાણ થઈ કે પોતે પૂર્વભવમાં શિકારી હતો. ત્યારે એણે પશુઓને ખૂબ ઈજા કરી હતી તેથી એને કાળો કોઢ થયો હતો. આ રોગનિવારણના ઉપાય તરીકે એને એવી ભલામણ કરવામાં આવી કે એણે જબરદસ્ત ગોપુરવાળું ભગવાન શંકરનું એક મહાન મંદિર બંધાવવું. આ મંદિરમાં પ્રતિષ્ઠા કરવા માટે જે શિવલિંગ જોઈએ તે નર્મદા નદીમાંથી આણવાનું હતું. નદીના જળમાંથી શિવલિંગ બહાર કાઢવામાં આવ્યું તે પછી એ કદમાં વધ્યું એટલે એ 'બૃહદીશ્વર' એ નામે ઓળખાયું. રાજાને બૃહન્નાયક દેવી માટે પણ એક મંદિર બાંધવાનું હતું. આ કાર્ય અર્થે સોમવર્મા નામના એક શિલ્પીની ભલામણ થઈ. રાજા પોતે ૬૪ વેપારીઓની સાથે નર્મદા ગયો અને છ મહિનામાં શિવલિંગ લઈને પાછો ફર્યો.

મંદિરના બાંધકામને ખાસ્સાં બાર વર્ષ લાગ્યાં હતાં. બૃહદીશ્વરની પ્રાણપ્રતિષ્ઠા અને ઉદાર હાથે દાનો આપીને કુંભાભિષેક મહોત્સવ ઉજવાયો. એ પછી રાજાએ તળાવમાં સ્નાન કર્યું અને એનો કાળો કોઢ ચાલ્યો ગયો અને એ ચંદ્રના જેવો તેજસ્વી બન્યો.

રાજા કારીકલનો કોઢ મટી ગયાની આ દંતકથા છે, તો મંદિરની દીવાલો ઉપર જે આલેખ છે તેમાં વળી જુદી જ વાત છે. રાજરાજા પહેલાના કુલ ૬૪ જેટલા આલેખો છે અને તે પછીના રાજાઓના પણ ઘણા આલેખો એ મંદિરની ભીંત પર કોતરવામાં આવેલા છે. એ બધા સારી હાલતમાં છે અને ઘણાખરા દક્ષિણ ભારતીય ભાષામાં કોતરવામાં આવ્યા છે. પોતાના શાસનના ૨૬મા વર્ષના વીસમા દિવસે આ મંદિરના મહાન સ્થાપક રાજા રાજરાજાએ એક રાજાજ્ઞા પ્રગટ કરીને 'તંજાવુરમાં નિર્માણ કરવામાં આવેલા રાજરાજેશ્વરના પાષાણના મંદિરના શ્રીવિમાનની પવિત્ર મધ્યસ્થ દીવાલો ઉપર, અમે, અમારી મોટી બહેને, અમારી રાણીએ તથા બીજાઓએ અર્પેલી બક્ષિસો કોતરવી.'

પોતાના પ્રપિતામહ પરાંતક પહેલાની જેમ આ રાજરાજાએ મંડપો તથા દહેરાંઓ બાંધીને ચિદંબરમ્ ખાતેના મંદિરમાં ઘણા ઉમેરા કર્યા અને તે મંદિરના નિભાવ માટે ઘણી મોટી રકમો દાનમાં આપી. રાજરાજા પોતે તો ચુસ્ત શૈવધર્મી હતા; પરંતુ અન્ય ધાર્મિક સંપ્રદાયો પ્રત્યે એમણે ઘણી સહિષ્ણુતા દાખવી હતી. નેગાપત્તમમાં બાંધવામાં આવેલા બૌદ્ધ મંદિરને એણે ઘણી મોટી રકમનાં દાન આપ્યાં હતાં. રાજાએ પોતે, એની મોટી બહેને. એની

રાણીએ, એના પુત્રે, એના સરદારો તેમ જ અધિકારીઓએ રાજરાજેશ્વર અથવા બૃહદીશ્વરના મંદિરને ઉદારતાથી ભેટો આપી હતી.

આ સારાયે પ્રદેશમા આ રાજા આટલો બધો પ્રિય થઈ પડ્યો તેના અનેક કારણોમાં આ પણ એક હતું. રાજરાજા પહેલો અને તેના વિખ્યાત પુત્ર રાજેન્દ્ર ચોલના શાસન દરમ્યાન ચોલ લોકોએ લગભગ આખું મદ્રાસ રાજ્ય જીતી લીધું હતું અને છેક ગંગા સુધી ગયા હતા તથા સિલોન. નિકોબાર ટાપુઓ અને મલાયા દ્વીપકલ્પના કેટલાક ભાગો સુદ્ધાં સાગર પારના કેટલાયે પ્રદેશો પર પોતાની આણ વર્તાવી હતી.

રાજરાજા પહેલાને શૈવધર્મી સંતો અપ્પાર, સાંબંદાર સુંદર તથા માણિક્કવસાગર પ્રત્યે ઘણો આદરભાવ હતો. એણે તેમના શ્લોકો તથા સ્તોત્રોનો કંઠપાઠ કરવા માટે જોગવાઈ કરી હતી અને મંદિરમાં તેમની મૂર્તિ પણ ગોઠવાવી હતી. એણે કેટલાયે પ્રદેશમાંથી નૃત્ય અને સંગીતજ્ઞ સુંદરીઓને પોતાના રાજમાં વસાવી હતી અને તેમના નિભાવ અર્થે વ્યવસ્થા કરી હતી. કલાકારોના પ્રયોગો માટે એણે કેટલાયે ખંડો તથા નાટચગૃહો બંધાવ્યાં હતાં. મંદિરમાં ભજવવા માટે રાજેશ્વર નામનું નાટક પણ એણે તૈયાર કરાવડાવ્યુ હતું.

બૃહદીશ્વર મંદિર એ નાનકડા કિલ્લાના દક્ષિણાર્ધના મોટા ભાગને આવરી લે છે. એની પૂર્વ અને પશ્ચિમ તરફ એને વીંટી વળતી એક ખાઈ આવેલી છે. ઉત્તરે શિવગંગા ઉપવન છે. એનુ પ્રવેશદ્વાર પૂર્વમાં છે. આ

મંદિર બે ખુલ્લા ચોકને આવરી લે છે. બહારનો ચોક લગભગ ૨૫૦ ફૂટ લાંબો અને તેટલો જ પહોળો છે. અસલ એમાં નાનાં દહેરાં અને નિવાસસ્થાનો હતાં; પરંતુ ઈ. સ. ૧૭૭૭માં ફ્રેંચોએ એને શસ્ત્રાગારમાં ફેરવી નાખ્યો. ખરું મંદિર પાંચસો ફૂટ લાંબા અને અઢીસો ફૂટ પહોળા ચોગાનમાં આવેલું છે. બૃહદીશ્વરનું મુખ્ય મંદિર આ ચોગાનને પશ્ચિમ છેડે આવેલું છે. એમાં ગર્ભગૃહ, અર્ધમંડળ, મહામંડળ, સ્થાપનામંડળ, નર્તનમંડળ અને વાદ્યમંડળ છે.

બહારનું ગોપુરમ્ પાછળથી બંધાયુ છે અને સંભવતઃ સોળમા સૈકાની શરૂઆતમાં બંધાયું હતું.

મંદિરના તોતિંગ દરવાજા આગળ જબરદસ્ત દ્વારપાલકો ગોઠવવામાં આવ્યા છે.

મુખ્ય દેવતા બૃહદીશ્વર અડવલ્લન અને દક્ષિણ-મેરુ વિતંકન નામે પણ ઓળખાય છે. આ જ નામો ચિદંબરમ દેવતાનાં પણ છે. દેવીનું નામ બૃહન્નાયકી છે અને મિનારો દક્ષિણ-મેરુ કહેવાય છે.

મોટું વિમાન ૨૧૬ ફૂટ ઊંચું અને ચૌદ માળનું છે. શિખર પર એક જ જબરદસ્ત શિલાનો બનેલો ભવ્ય ઘુમ્મટ આવેલો છે. એમ કહેવાય છે કે આ પ્રચંડ શિલાને આટલી બધી ઊંચાઈએ એક ઢોળાવવાળા માર્ગ પર લઈને ગબડાવીને લઈ જવામાં આવી હતી. ખાસ એટલા જ માટે આ માર્ગ બાંધવામાં આવ્યો હતો. આ આખીયે પ્રચંડ ઇમારત પર ટોચથી તે તળિયા સુધી અનેક શિલ્પકૃતિઓ અને હિંદુ દેવોની મૂર્તિઓ કંડારવામાં આવી છે અને તરેહતરેહની ભાત કોતરવામાં આવી છે. ચોકની

મધ્યમા એ એવી રીતે આવેલી છે કે મારાય વિસ્તાર પર આ ભવ્ય મિનારાનું વર્ચસ્ જામે છે. આ મિનારાનુ ગોપુરમ્ તથા આજુબાજુ આવેલી આકૃતિઓ પર એવુ આધિપત્ય રહ્યુ છે કે સમગ્ર રચનાને જબરદસ્ત ભવ્યતા આપડે છે. શિવલિંગ લગભગ ચા૰ ફૂટ ઊચુ છે અને સાત ફૂટનો એનો ઘેરાવો છે

મુખ્ય મદિરની બાજુમા આટલા વિસ્તારમા બીજાં કેટલાક નાના મદિરો છે. એમાનુ એક મદિર સુબ્રહ્મણ્યમ્ ભગવાન શકરના પુત્ર કાર્તિકેયને અર્પણ કરવામા આવ્યુ છે સમગ્ર દક્ષિણ ભારતમા આ મદિર સ્થાપત્યનો એક અદ્ભુત અને અજોડ નમૂનો છે. એ નાનું સરખુ છે, છતા પેલા ભવ્ય મંદિર જેટલુ જ આપાણી પ્રશંસાનુ અધિકારી બને છે. એનો મિનારો ૫૫ ફૂટ ઊચો છે અને તે ૪૫ ફૂટ લાબી તથા એટલી જ પહોળી પીઠિકા પર ગોઠવાયેલો છે. પાષાણનું કોતરકામ એટલું બધુ કલાત્મક છે અને વિગતપૂર્ણ અનેક ભાતોમા પથ્થરની કોતરણી એટલી બધી સ્પષ્ટ અને સફાઈદાર છે કે શિલ્પીએ એ કાર્ય પૂરું કર્યું હશે તે વેળા જેટલી તાજગી અને સુરેખતા હશે તેટલી જ હજી આજે પણ જણાય છે એ દૃષ્ટિએ એ મંદિર શિલ્પકલાના એક રત્ન જેવુ છે એ કલાકૃતિ ઈ સ લગભગ ૧૬૦૦ના કાળની એટલે કે નાયક સમયની હોવાનુ કહેવાય છે

બૃહન્નાયકી દેવીનુ મદિર નન્દીમડપમ્ અને બૃહદીશ્વર મડપની વચ્ચે આવેલું છે ૧૩ મી સદીના પાડ્ય રાજાએ આ ઉમેરો કર્યો હોવાનુ મનાય છે ગણપતિનુ

મંદિર નૈર્ઋત્ય ખૂણામાં આવેલું છે. નટરાજનું મંદિર અગ્નિ ખૂણામાં છે અને ચંડેશ્વરનું મંદિર વાયવ્ય ચોગાનમાં આવેલું છે.

મંડપમાં જે જબરદસ્ત નન્દી ગોઠવવામાં આવ્યો છે તે અત્યંત ભવ્ય અને પ્રભાવશાળી છે. તે બાર ફૂટ ઊંચો છે. સાડીઓગણીસ ફૂટ લાંબો છે અને સવાઆઠ ફૂટ પહોળો છે. ભારતભરમાં આ બીજો મોટામાં મોટો નન્દી હોવાનું કહેવાય છે. સહુથી મોટામાં મોટો નન્દી અનન્તપુર જિલ્લામાં આવેલા લેપાક્ષી મંદિરમાં છે. બૃહદીશ્વરના નંદીનું વજન પચીસ ટન છે. એક વાર્તા એવી છે કે, એ નન્દી માટેનો પથ્થર ત્રિચિનાપલ્લી જિલ્લામાં આવેલા પચ્છીમલાઈ ખાતેથી આણવામાં આવ્યો હતો. બીજી વાત એવી છે કે એને માટેનો પથ્થર નર્મદા નદીના તળમાંથી લાવવામાં આવેલો. દંતકથા એવી છે કે આ નંદી દરરોજ વધતો જતો હતો, પણ એ પછી એની ખૂંધમાં એક ખીલો ઠોકવામાં આવ્યો એટલે એ વધતો અટકી ગયો.

ખાસ કરીને ગોપુરમ્ પરની શિલ્પાકૃતિઓમાંની મોટા ભાગની આકૃતિઓ માટેની કલ્પના વૈષ્ણવ ધર્મની કથાઓમાંથી પસંદ કરવામાં આવી છે. દીવાલની બહારની પૂર્વ બાજુ પર, બુદ્ધને જ્ઞાન મળતાં એ પ્રબુદ્ધ થયા તે પ્રસંગ દર્શાવવામાં આવ્યો છે. મુખ્ય વિમાનની ઉત્તર બાજુ પર ચાર માનવઆકૃતિઓ એક હારમાં એકેકથી ઊંચે આલેખવામાં આવી છે. એમાં હૅટધારી માનવીનું મસ્તક પણ છે. એમ માનવામાં આવે છે કે એ કોઈક યુરોપિયનની આકૃતિ છે. તો કેટલાક કહે છે કે એ ઈ. સ.

૧૬૨૦ની ડૅનિશ આકૃતિ છે. વળી બીજા કેટલાક માને છે કે એ વૅનિસના વિખ્યાત પ્રવાસી માર્કોપોલોની આકૃતિ છે. સંભવ છે કે ઈ. સ. લગભગ ૧૨૮૮ થી ૯૩ ના ગાળામાં એ પોતાને દેશ પાછા ફરતી વેળા દક્ષિણ ભારતમાંથી પસાર થયો હોય.

શ્રી એસ. કે. ગોવિંદસ્વામીએ અર્ધમંડળના વર્તુલાકાર માર્ગમાં ચોલનું ભીંતચિત્ર શોધી કાઢ્યું છે.

શ્રીસોમસુંદરમ્ જણાવે છે કે મંદિરમાં જે ધાર્મિક વિધિઓ કરવામાં આવે છે, તે મુકુટ આગમ પ્રમાણે કરવામાં આવે છે. તાંજોરના સરસ્વતી મહાલના ગ્રંથાલયના ૧૫૨૬૯ નંબરના ગ્રંથનો તથા બર્નેલની યાદી નંબર ૧૧૪૨૮નો આ સંબંધમાં હવાલો આપવામાં આવે છે. શ્રીત્યાગરાજ જેઓ વિતંકર તરીકે પણ ઓળખાય છે તેમની સ્થાપના મંડપમાં ભક્તિ કરવામાં આવે છે અને ચોલોના અધિષ્ઠાતા દેવ છે. આ સ્થળે જે મુખ્ય ઉત્સવ થાય છે તે બ્રહ્મમહોત્સવ છે અને એપ્રિલ-મેમાં ૧૮ દિવસ સુધી ચાલે છે.

તાંજોરનું નામ આ મહાન બૃહદીશ્વર મંદિરમાં પોતાની પ્રતિભાના પ્રભાવક અંશો મૂકી ગયેલા ચોલોની સાથે સાંકળવામાં આવ્યું છે. રાજેન્દ્ર ચોલ પહેલાએ પોતાનું પાટનગર તાંજોરથી ત્રિચિનોપલ્લી જિલ્લામાં આવેલા ગંગાઈ-કોન્ડાચોલાપુરમ્ ખાતે ખસેડ્યું હતું. ૧૧ મી સદીમાં તાંજોરનું મહત્ત્વ ઘટી ગયું હતું. ઈ. સ. ૧૩૦૦ અને ૧૫૫૦ માં જ્યારે નાયકો સત્તા પર આવ્યા તે દરમ્યાન તાંજોરનું શું થયું તે વિષે કશું જાણવામાં

આવતું નથી. તાંજોરમાં પંદરમી સદીના વિજયનગરના રાજાઓના આલેખો મળે છે. નાયકોએ આ જિલ્લો મેળવ્યો હતો અને તેને પોતાનું પાટનગર બનાવ્યું. તાંજોર નાયકોના વંશની સ્થાપના સેવપ્પા નાયકે (ઈ. સ. ૧૫૪૯ થી ૧૫૭૨) કરી હતી અને વિજય રાઘવનું અવસાન થયું ત્યાં સુધી લગભગ સવાસો વર્ષ સુધી આ જિલ્લો નાયકોના હાથમાં રહ્યો. ચૌદ વર્ષ સુધી એના પર અલગિરિનું શાસન રહ્યું. એ પછી મહાન શિવાજીના દૂધભાઈ વેંકાજી અથવા એકોજીએ ઈ. સ. ૧૬૭૬ મા મરાઠા વંશની સ્થાપના કરી જે ૧૭૯ વર્ષ સુધી ટકી રહ્યો. આ વર્ષો દરમિયાન મરાઠાઓને મોગલો સાથે, કર્ણાટકના નવાબો સાથે અને ફ્રેન્ચો સાથે અથડામણો થઈ.

ઈ. સ. ૧૭૪૯ મા પદભ્રષ્ટ રાજા સયાજીને તખ્તારૂઢ કરવા માટે અંગ્રેજોએ દરમ્યાનગીરી કરી. લાલીના નેતૃત્વ હેઠળ ફ્રેન્ચોએ ઈ. સ. ૧૭૫૮ મા તેના પર આક્રમણ કર્યું. ઈ. સ ૧૭૭૩ મા કર્નલ સ્મિથે તાંજોર ફરીથી લઈ લીધું. ઈ. સ. ૧૭૭૬ મા તાંજોરને રક્ષિત રાજ્ય બનાવવામા આવ્યું. ઈ. સ. ૧૭૮૧ મા હૈદરે એના પર આક્રમણ કર્યું. ઈ. સ. ૧૭૯૯ મા એને બ્રિટિશ સામ્રાજ્યનું અંગ બનાવવામાં આવ્યુ અને એના રાજા સરફોજી બીજાને તાંજોરનો કિલ્લો આપવામા આવ્યો. એના અનુગામી શિવાજીનુ ઈ. સ. ૧૮૫૫ ના ઑક્ટોબરની ૨૯ મીએ અવસાન થયુ અને એના પછી વંશ નિર્મૂળ બની ગયો.

તાંજોર એ રેશમી કાપડ અને ધાતુકામ માટે પ્રખ્યાત છે. શહેરમાં બે કિલ્લા છે: એક નાનો સેવાપ્પાનો કિલ્લો

એકાંત, ગાંભીર્ય જન્માવતી નીરવતા અને વન્યપ્રકૃતિ –આ સર્વને કારણે અનેક મુનિઓ અને સાધુસંન્યાસીઓ સ્વાભાવિક રીતે આ સ્થળ પ્રતિ આકર્ષાયા હશે. મુનિ વિદ્યારણ્ય અથવા માધવ પણ આ સ્થળે બેસીને ચિંતનમાં નિમગ્ન થતા. પમ્પા એ તુંગભદ્રા નદીનું બીજું નામ છે. પમ્પાદેવી એ બ્રહ્માની પુત્રી ગણાય છે. એણે હેમકૂટ ટેકરી પર તપશ્ચર્યા કરી હતી. એને વિશ્વેશ્વર પ્રસન્ન થયા અને એમણે એને પોતાના હૃદયમાં સ્થાન આપ્યું. માધવ અથવા વિદ્યારણ્ય જેવા મહામુનિ અને તત્ત્વચિંતક પાસેથી પ્રેરણા પામીને સંગમના પાંચ પુત્રો પૈકી હરિહર અને અને બુક્કારાયે ઈ. સ. ૧૩૩૬માં નગરનો પાયો નાખ્યો. તેમણે પોતાના ગુરુ વિદ્યારણ્યની સ્મૃતિ સાથે એનું નામ સાંકળ્યું અને વિજયનગરનું રાજ્ય હસ્તીમાં આવ્યું. તેમણે પમ્પાપતિ અથવા વિરૂપાક્ષને પોતાના આરાધ્ય દેવ અને કુલદેવતા તરીકે સ્થાપ્યા. નદીના ઓતરાદા કાંઠે એનેગુડીનો કિલ્લો આવેલો છે, વિજયનગર દક્ષિણ તટે આવેલું છે. જે પરંપરાથી વર્ણવાતી આવે છે તે હકીકત આ પ્રમાણે છે. ફાધર હેરાસનો મત એવો છે કે એનેગુડી શહેર એ

ભગ ત્રણસો વર્ષ સુધી વિજયનગરનું આ સામ્રાજ્ય એક અડીખમ દીવાલ બની ટકી રહ્યું હતું. આજુબાજુના વિસ્તારો તરફથી થતા આક્રમણ સામે પણ એ ટકી રહ્યું; એટલું જ નહિ પણ દેશના પારમ્પરિક ધર્મ અને સંસ્કૃતિને સંરક્ષતું રહ્યું. વિજયનગર દક્ષિણકાશી બન્યું. ભારતનાં જે ૧૦૮ દિવ્યક્ષેત્રો મનાય છે, તેમાંનું એક વિરૂપાક્ષ પણ હતું. વિજયનગરનો પ્રથમ વંશ હરિહર પહેલાના અને બુક્કા પહેલાના પિતા સંગમના નામથી ઓળખાતો. આ રાજાઓએ પોતાના રાજચિહ્ન તરીકે વરાહ અથવા ભૂંડને સ્થાન આપ્યું હતું. હરિહર પહેલાના અનુગામી બુક્કા પહેલાએ વિશેષ ખ્યાતિ મેળવી હતી. ઈ. સ. ૧૩૭૪ માં બુક્કા પહેલાએ ચીનમાં પોતાનો રાજદૂત મોકલ્યો હતો. એ રાજા ઘણો સહિષ્ણુ હતો. ઈ. સ. ૧૩૬૮ માં એણે જૈનો અને વૈષ્ણવો વચ્ચે સમાધાન આણ્યું. એણે બંને સંપ્રદાયના નેતાઓને નિમંત્ર્યા અને જૈન નેતાનો હાથ વૈષ્ણવ નેતાના મસ્તક પર મૂકીને એ શાણા રાજવીએ એવું ફરમાન કાઢયું કે, દરેકે પોતાના ધર્મનું સરખી સ્વતંત્રતાથી અને નિર્ભયપણે પાલન કરવું. આ આજ્ઞાપત્ર સર્વત્ર ફેરવવામા આવ્યું હતું અને જુદે જુદે સ્થળે પ્રગટ પણ કરવામાં આવ્યું હતું. બુક્કા પહેલા પછી હરિહર બીજો તખ્તારૂઢ થયો અને એણે શાહી ખિતાબ ધારણ કર્યા. એણે કર્નુલથી માંડીને તે કુંભકોનમ્ સુધીના વિસ્તારોમાં આવેલાં જુદાં જુદાં મંદિરોને સોળ મહાન ભેટ આપી હતી અને તે માટે એની પ્રશસ્તિ ઉચ્ચારવામાં આવી છે. એનું શાસન સારાયે દક્ષિણ ભારતમાં વિસ્તર્યું હતું.

ભગવાન શિવનો–વિરૂપાક્ષનો એ સન્નિષ્ઠ ભક્ત હતો. એક કે બીજા બધા સંપ્રદાયો પ્રત્યે એ સહિષ્ણુ હતો. વિજયનગરના સામ્રાજ્ય અને બદામી રાજ્ય વચ્ચે સતત યુદ્ધો ખેલાતાં. પ્રથમ સંગમ વંશમાં નવ રાજાઓ થઈ ગયા. હોયશલ અને યાદવોના પતન પછી આ વંશ સત્તાસ્થાને આવ્યો હતો અને ઈ. સ. ૧૩૩૬ થી ૧૪૮૬ સુધી એ સત્તાસ્થાને રહ્યા. જુદાં જુદાં સ્થળોએથી થતાં આક્રમણોમાંથી રાજ્યને બચાવવા માટે નરસિંહ સાલુવા પોતાના નિર્માલ્ય રાજાને ઈ. સ. ૧૪૮૬ માં પદભ્રષ્ટ કરીને પોતે જ તખ્તારૂઢ થયો. આ નરસિંહે રાજ્યનું વહીવટીતંત્ર પોતાના સેનાપતિ નારસા નાયકને સોંપ્યું. પોતાના રાજાનું મૃત્યુ થયા પછી આ નારસા નાયકે નરસિંહ સાલુવાના ઈમ્માડી નરસિંહને રાજગાદીએ બેસાડ્યો. સાલુવા વંશમાં બે જ રાજા થઈ ગયા. છેલ્લા સાલુવા રાજાને સાલુવા વંશમાં નારસા નાયકના પુત્ર વીર નરસિંહે પદભ્રષ્ટ કર્યો. આ વીર નરસિંહ પોતે ઘણો પવિત્ર રાજા હતો. એના પછી એનો નાનો ભાઈ કૃષ્ણદેવ રાય ગાદીએ આવ્યો. ભારતના સહુથી મહાન અને સહુથી નામખ્યાત રાજાઓમાં એક વિજયનગરના આ કૃષ્ણદેવ રાય પણ લેખાય છે. એણે પોતાના સામ્રાજ્યને કટકથી તે છેક દક્ષિણે આવેલા સાલસેટ અને હિંદી મહાસાગરમાં આવેલા કેટલાક ટાપુઓ સુધી વિસ્તાર્યું હતું. ફિરંગીઓ સાથે એણે મૈત્રી રાખી હતી અને ફિરંગી પ્રવાસી પેઈએ એને અત્યંત વિદ્વાન અને આનંદી પ્રકૃતિના રાજવી તરીકે બિરદાવ્યો છે. વિદેશીઓ પ્રતિ કૃષ્ણદેવ રાય હમેશાં માયાળુ વર્તાવ રાખતો. એના કાળમાં વિજય-

નગરના સામ્રાજ્યનો યશ અને સમૃદ્ધિની દૃષ્ટિએ મધ્યાહ્ન તપતો હતો. સંસ્કૃત અને તેલુગુ સાહિત્યને એણે સમૃદ્ધ થવા દીધું હતું. એણે પોતે પણ તેલુગુ ભાષામાં 'અમુક્તમાલ્યાદ' નામનો એક મહાગ્રંથ લખ્યો છે, જેમાં એણે પોતાના પાંચ સંસ્કૃત ગ્રંથોનો નિર્દેશ કર્યો છે, એના દરબારમાં આઠ વિખ્યાત કવિઓ વિરાજતા. તેઓ 'અષ્ટદિગ્ગજો' તરીકે ઓળખાતા. એમાં જેને રાજકવિનું સ્થાન મળ્યુ હતું તેનું નામ પેડ્ડન હતું. ધૂર્જટિ નામે એક બીજો પણ વિખ્યાત કવિ હતો. એમ કહેવાય છે કે એકવાર કૃષ્ણદેવ રાયને એવી જિજ્ઞાસા થઈ કે ધૂર્જટિની કાવ્યરચનાઓમાં અસાધારણ માધુર્ય શાથી પ્રગટે છે. એણે બીજા કવિઓને એ વિષે પૂછ્યું. દરબારમાં જે 'અષ્ટદિગ્ગજો' તરીકે ઓળખાતા હતા તેમાંનો એક તેનાલી રામકૃષ્ણ હાસ્યરસનો લેખક હતો. એની એક કૃતિ 'પાંડુરંગ માહાત્મ્ય' તરીકે જાણીતી છે. ધૂર્જટિની કવિતામાં અસાધારણ માધુર્ય શાથી પ્રગટે છે તેનું 'રહસ્ય', આ તેનાલી રામકૃષ્ણે શોધી કાઢયું અને ભર્યા દરબારમાં એણે એ પ્રગટ પણ કર્યું. એણે કહ્યું કે, 'કવિ ધૂર્જટિની કવિતામાં અસાધારણ મીઠાશ છે; તેનું કારણ એ છે કે એ પોતાની પત્નીના માધુર્યસભર હોઠની સાથે સતત સંલગ્ન રહે છે.'

કૃષ્ણદેવ રાયનું મૃત્યુ થતાં એનો ભાઈ અચ્યુત રાય ગાદીએ આવ્યો. એણે પોતાનો અંકુશ શિથિલ કર્યો. અને અરિવિદુ વંશના રામરાય, તિરુમલ તથા વેંકટ આ પણ એના ભાઈઓ જેઓ અચ્યુત રાય વતી રાજ્યકારભાર કરતા હતા તેઓ બળવાન બન્યા. તેમના હાથમાં સત્તાની

લગામ વિશેષ રહેવા લાગી. અચ્યુત રાય પછી ગાદીએ વેંકટ પહેલો આવ્યો અને એ પછી સદાશિવરાય ગાદીએ આવ્યો; પરંતુ સત્તાનું સૂત્ર પ્રધાન રામરાયના હાથમાં હતું. વાસ્તવમાં રામરાય રાજા હતો. એ ઘણો શક્તિશાળી હતો, પણ એ વધારે પડતો આત્મવિશ્વાસુ અને ગર્વિષ્ઠ પણ હતો. એણે પોતાનાં સંબદ્ધ મિત્રજૂથો બદલવા માંડ્યાં. અને એમ એણે પોતાનાં પાડોશી રાજ્યોની અને પ્રજાની સહાનુભૂતિ ગુમાવી દીધી. બીજાપુર, ગોલકોંડા, અહમદનગર અને બિડર આ બધાં મુસ્લિમ રાજ્યોએ સંગઠિત થઈ પોતાનો સંઘ રચ્યો અને લાંબા સમયથી જે દુશ્મનાવટ પ્રવર્તતી હતી, તે વિજયનગર પરના સંયુક્ત આક્રમણમાં પરિણમી. ઈ. સ. ૧૬૬૫ ના જાન્યુઆરીની ૨૩ મીએ રકસાસ અને તાગડી ગામો નજીક તાલિકોટાનું યુદ્ધ ખેલાયુ. આ યુદ્ધમાં વિજયનગરના સૈન્યનો પરાભવ થયો. હુસેન નિઝામ શાહે રામરાયની કતલ કરી નાખી અને આક્રમક સૈન્યે બેફામ લૂંટ ચલાવી ખૂબ સંપત્તિ એકઠી કરી. વિજયનગર જેવા ખૂબ ખૂબ વિકાસ સાધી ચૂકેલા ભવ્ય નગરમાં વ્યવસ્થિત રીતે લૂંટ ચલાવાઈ અને આક્રમક સૈન્યે એનો સંપૂર્ણપણે નાશ કરી નાખ્યો. યુદ્ધ પછીના ત્રીજા દિવસથી તે પાંચ–પાંચ મહિના સુધી વિજયનગરના વિનાશનું કાર્ય જરા પણ થંભ્યા વગર એક સરખું ચાલુ રહ્યું. એને પૂરેપૂરું છિન્નભિન્ન કરી નાખવામાં આવ્યુ. ખલાસ કરી નાખવામાં આવ્યુ. આ સંબંધમાં સીવેલ્સ લખે છે : 'આખી દુનિયાના ઇતિહાસમાં આટલા બધા સુંદર અને સરસ નગરનો આવો એકાએક અને

ભયકર સર્વનાશ કદાચ ક્યારેય નહિ થયો હોય સપત્તિથી સમૃદ્ધ અને ઔદ્યોગિક વસ્તીથી ધમધમતુ શહેર જેની સમૃદ્ધિને કોઈ પાર નહોતો, તે શહેર એક દિવસમા કબજે લેવાયુ એમા બેફામ લૂટ ચલાવાઈ અને જોતજોતામા એનો સર્વનાશ કરી એને ખડિયેરમા ફેરવી નાખવામાં આવ્યુ આવી ઘટના કદાચ આખી દુનિયાના ઈતિહાસમા નહિ જડે '

સત્તરમી સદીની શરૂઆત સુધી વિજયનગર સામ્રાજ્ય રૂપે રહ્યુ અને તે પછી એ નબળુ પડવા માડ્યુ એના પોતાના જ રાજ્યકારભારીઓના વિદ્રોહ અને અસતોષથી એ છિન્નભિન્ન થતુ ગયુ

નિકોલો કોન્ટી નામના એક ઈટાલિયને ઈ સ ૧૪૨૦મા વિજયનગરની મુલાકાત લીધેલી ઈ સ ૧૪૪૦મા ઈરાનના રાજદૂત અબ્દુર રઝાકના ત્યા પગલા થયા ઈ સ ૧૫૨૦મા ફિરગી પ્રવાસી ડોમિંગો પેઈ આવ્યો ફરનાઓ નુનીઝે ઈ સ ૧૫૩૫ મા પોતાની તવારીખી નોધ લખી ઈ સ ૧૫૬૭ મા ફ્રેડરિસીએ એ શહેરની મુલાકાત લીધી

કૃષ્ણદેવરાયે પોતાના રાજ્યકાળ દરમ્યાન પમ્પાપતિ મદિરનો રગમડપ બાધ્યો અને પૂર્વ તરફનુ પ્રવેશદ્વાર બધાવ્યુ શહેરને સૌદર્ય મડિત કરવા એણે પોતાનાથી થઈ શક્યુ તે સર્વ કઈ કર્યું એણે કૃષ્ણ અને હઝારારામ મદિરો બધાવ્યા એક જ તોતિંગ શિલામાથી એણે નરસિંહની પ્રતિમા કડારાવી અને વિઠ્ઠલનુ વિખ્યાત મદિર બધાવવાનુ શરૂ કર્યુ એણે પોતાની દરબારી નૃત્યાગના નાગવદેવીના માનમા હામ્પેટ શહેર બધાવ્યુ

વિજયનગર સામ્રાજ્યના જન્મસ્થાન અને પાટનગર સમુ' હમ્પી અત્યારે તો દ્રવિડ શૈલીના સ્થાપત્યમાં રાચતાં હિંદુ સ્મારકોનુ' એક વિશાળ મેદાની સ'ગ્રહસ્થાન તરીકે વર્ણવાય છે. આ સામ્રાજ્યનો ઉદય થયો તે પહેલાં ભગવાન વિરૂપાક્ષ અહીં એકાંતમાં સહુથી વેગળા વસતા હતા. આજે પણ વિરૂપાક્ષ નવ ચોરસ માઈલના વિસ્તારને આવરી લેતા અત્યંત ભવ્ય નગરીના ખ'ડિયેરમાં એકલા અને અટુલા જ ખડા રહ્યા છે. ઈ. સ. ૧૩૩૬ થી ૧૩૬૫ સુધી હમ્પીનુ' સારાયે દક્ષિણ ભારત પર વર્ચસ્વ રહ્યું, અને એ પછી પણ વિજયનગરના રાજાઓએ દક્ષિણ ભારતના ભાગ ઉપર અન્યત્રથી રાજ્યવહીવટ કર્યો. વિજયનગરનો છસોમો સ્થાપનાદિન ઈ. સ. ૧૯૩૬ માં ઊજવાયો હતો.

કમલાપુર હોસ્પેટથી સાત માઈલ પર આવેલુ' છે. આ સ્થળેથી હમ્પી તરફ આગળ વધતાં માર્ગમાં મહીલા સ્નાનાગાર આવે છે. એ આ સ્થળનો જ એક ભાગ છે. એની ઉત્તરે સિંહાસન છે જેના પર હસ્તીઓ, નર્તિકાઓ અને રામાયણનાં દશ્યો કોતરવામાં આવ્યાં છે. એની ઉત્તરે હઆરારામ મ'દિર છે અને તેની પણ ઉત્તરે ઝનાના સ્થાન છે. એની પૂર્વમાં હસ્તીશાલા છે. એની આગળ ઉત્તરે હમ્પી તરફ જતાં શેષનાગના વિશાલ છત્તરથી શોભતી નરસિંહની પાષાણની એક પ્રચ'ડ પ્રતિમા આવેલી છે. એની ઈશાન દિશામાં કૃષ્ણસ્વામીનુ' મ'દિર છે. તેની ઉત્તરે ગણેશ મ'દિર અને હેમકૂટ ટેકરી છે. કેટલાંક જૈન મ'દિરો પણ છે. એ પછી આવે છે હમ્પીનુ' મહાન પમ્પાપતિ મ'દિર. પૂર્વ તરફના ગોપુરમને અગિયાર મજલા છે અને

તે વાયુમંડળની હવા સુધી વિસ્તરતા હોવાથી ગલી ગોપુરમ્ કહેવાય છે. ઈશાન દિશામા નદીના કાઠા પર રામસ્વામી મંદિર આવેલુ છે અને એ પછી વિજયવિઠ્ઠલ સ્વામીનું મદિર આવે છે.

વિરૂપાક્ષ મંદિરના મુખ્ય પ્રવેશદ્વારની પૂર્વે અર્ધો માઈલ પર એક જ પાષાણમાંથી બનાવવામા આવેલો જબરદસ્ત નંદી ગોઠવવામા આવ્યો છે. આ રસ્તો પણ માતંગ પર્વત તરફ જાય છે ચૈત્રની પૂર્ણિમાએ અહી મહોત્સવ ઊજવાય છે અને ભગવાન શિવની મૂર્તિને સરઘસ આકારે ફેરવવામા આવે છે. વિરૂપાક્ષ મદિરની ઈશાન દિશાએ અર્ધો માઈલ પર ઋષ્યમૂક પર્વત અને ચક્રતીર્થ આવેલાં છે. તુગભદ્રા નદી આ ટેકરાની ત્રણ બાજુએ વહે છે. એની ઉત્તરે સીતા સરોવર આવેલુ છે. ઉપરાત એક નાની ગુફા પણ આવેલી છે જ્યા કહેવાય છે કે રાવણ સીતાને બળજબરીથી લઈ ગયો હતો.

વિરૂપાક્ષની પૂર્વે લગભગ ચાર માઈલ પર માલ્યવાન પર્વત આવેલો છે સુગ્રીવ સાથે મૈત્રી સબધ બંધાયા પછી શ્રીરામ લક્ષ્મણની સાથે જે પ્રસ્રવણગિરિ પર ચાર માસ રહ્યા હતા એ આ જ પર્વત છે એમ કહેવાય છે, પણ ભવભૂતિના મત પ્રમાણે માલ્યવાન અને પ્રસવણ બંને જુદી જુદી ટેકરી છે. માલ્યવાન સ્ફટિકશિલા તરીકે પણ ઓળખાય છે. પારજિટરના મત પ્રમાણે પ્રસ્રવણ એ ગિરિમાળા છે અને માલ્યવાન એક શિખર છે.

પ્રાચીન કિષ્કિન્ધા તે તુગભદ્રા નદીના ઉત્તર કાઠા પર આવેલું એનેગુન્ડી છે એમ કહેવાય છે. વિજયનગરથી

એ લગભગ ત્રણ માઈલ દૂર આવેલું છે. કિષ્કિન્ધાની નૈર્ઋત્યે લગભગ બે માઈલ પર પંપા સરોવર આવેલું છે. એની જરાક વાયવ્યે અંજની ટેકરી છે, જે હનુમાનનું જન્મસ્થાન કહેવાય છે કિષ્કિન્ધાથી લગભગ આઠ માઈલ પર શબરીનું જન્મસ્થળ છે

સુગ્રીવ એ સૂર્યપુત્ર કહેવાય છે અને તે વાલીનો નાનો ભાઈ હતો આ બંને ભાઈઓ વચ્ચે એકવાર મૈત્રી સંબંધ પ્રવર્તતો હતો, પરંતુ કેટલાક સમય પછી બંને જુદા થયા. વાલીએ સુગ્રીવની પત્ની તારાને પોતાના કબજામાં લીધી અને સુગ્રીવને હાંકી કાઢ્યો. એ પછી સુગ્રીવે ઋષ્યમૂક ટેકરી પર નિવાસ કર્યો એક દિવસ એણે રામ અને લક્ષ્મણને પોતાની તરફ આવતા જોયા એણે હનુમાનને તેમના મનમાં શું છે તે જાણવા માટે મોકલ્યા લક્ષ્મણે હનુમાનને કહ્યું કે: 'અમે સીતાની શોધ કરવા નીકળ્યા છીએ અને અમને સુગ્રીવની સહાય મેળવવાનું જણાવાયું છે' રામ અને લક્ષ્મણને તે પછી સુગ્રીવ પાસે લઈ જવામાં આવ્યા અને ભડભડ સળગતા તેજસ્વી અગ્નિની સાન્નિધ્યે રામ, લક્ષ્મણ અને સુગ્રીવની મૈત્રી કબૂલ રખાઈ અને તે જાહેર કરવામાં આવી. સીતાએ માર્ગમાં ફેંકી દીધેલા અલંકાર સુગ્રીવે રામને બતાવ્યા અને વાલીની સામે સહાય કરવાની એણે રામને વિજ્ઞપ્તિ કરી. રામે વાલીને હણ્યો અને પોતાના મિત્ર સુગ્રીવને કિષ્કિન્ધાની રાજગાદી પર આરૂઢ કર્યો એ પછી સુગ્રીવ નવા વૈભવ વિલાસમાં મચ્યો રહ્યો અને રામ ચાર માસ સુધી પ્રસ્રવણ ટેકરી પર જઈને રહ્યા. લક્ષ્મણે સુગ્રીવને સીતાને શોધી આપવામાં રામને સહાય કરવાનું વચન સંભારી આપ્યું.

શબરી પંપા સરોવર નજીક રહેતી હતી અને તે માતંગ તથા અન્ય ઋષિઓની સેવામાં રત રહેતી હતી.

રામાયણમાં જે અનેક જુદાં જુદાં સ્થળોનો નિર્દેશ છે તે હમ્પીની આસપાસમાં આવેલાં હોવાનું ઘટાવાય છે. પંપા સરોવર, ઋષ્યમૂક ટેકરી, માતંગ પર્વત, માલ્યવાન પર્વત તથા સુગ્રીવે સીતાનાં ઘરેણાં જ્યાં રાખ્યાં હતાં તે ગુફા આ સઘળાં રામાયણમાં નિર્દેશ કરાયેલાં સ્થળો અહીં હોવાનું ઘટાવાય છે. નિમ્બાપુરમ્ નજીક વાલીના દેહાવશેષ દાટવામાં આવ્યા હોવાનું દર્શાવાય છે. આ સ્થળની આસપાસમાં જે પ્રચંડ શિલાઓ છે તે હનુમાને જબરદસ્ત સેતુબંધ તૈયાર કરવા માટે એકત્ર કરેલી શિલાઓના અવશેષરૂપ હોવાનું કહેવાય છે. રામ હનુમાનને પ્રથમવાર ઋષ્યમૂક આગળ મળ્યા હતા.

વિરૂપાક્ષને વિખ્યાત તીર્થોની કક્ષામાં ગણુવામાં આવે છે. આ સ્થાનની મુલાકાત લીધા પછી ક્ષૌરકાર્ય કરાવવાનું અને ઉપવાસ કરવાનું અનિવાર્ય લેખાયું છે. જો કોઈ આ સ્થાનની મુલાકાત લીધા પછી તેમ કર્યા વગર ઘેર પાછો ફરે તો એનાં પાપ પણ એની સાથે જ જાય છે.

अयोध्या दण्डकारण्यं विरूपाक्षं च वेङ्कटम् ।
मुण्डनं चोपवासश्च क्षेत्रेष्वेषु प्रकीर्तितम् ॥
लोभान्मोहादकृत्वा यः स्वगृहं प्रतियाति यः ।
सहैव यान्ति तद्गेहे पातकानि च तेन वै ॥

—સ્કંદ, બ્રહ્મ, સેતુમાહાત્મ્ય, અધ્યાય ૫૨, શ્લોક ૧૦૨ થી ૧૦૪

## ૯ : કોનાર્ક

लवणस्योदधेस्तीरे पवित्रे सुमनोहरे ।
सर्वत्र वालुकाकीर्णे देशे सर्वगुणान्विते ॥
आस्ते यत्र स्वयं देवः सहस्रांशुर्दिवाकरः ।
कोणादित्य इति ख्यातो भुक्तिमुक्तिफलप्रदः ॥

'ઓરિસાના સુંદર પ્રદેશમાં રેતીથી આવૃત્ત એવા પવિત્ર અને રમણીય સમુદ્રતીરે આહ્‌લાદક અને મુક્તિદાતા એવા કોણાદિત્ય (કોનાર્ક) તરીકે વિખ્યાત સહસ્રરશ્મિ સૂર્ય દેવતાનો વાસ છે.'

—બ્રહ્મપુરાણ, પ્રકરણ ૨૮, શ્લોક ૯ અને ૧૮

**ઓરિસાનાં** ચાર મુખ્ય ક્ષેત્રો છે. એમાંનું એક કોનાર્ક (કોણાર્ક) અથવા કોણાદિત્ય છે. તે ઉત્તરે ૧૯° ૫૩' અને પૂર્વે ૮૬° ૬' એ રીતે જગન્નાથપુરીની ઈશાન દિશામાં ૨૧ માઈલ પર આવેલું છે. પુરી અથવા ચક્રક્ષેત્રના ઈશાન કોણમાં આવેલું હોવાથી એ કોણાર્ક (કોણ એટલે ખૂણો અને અર્ક એટલે સૂર્ય) કહેવાય છે. કોનાર્કને અર્કક્ષેત્ર અથવા ભગવાન સૂર્ય પદ્માસનસ્થ દેખાયા હોવાથી પદ્મક્ષેત્ર પણ કહે છે. એની બાજુમાં પ્રાચી નદીની સુકાઈ ગયેલી શાખા–સરિતા ચંદ્રભાગા છે. અહીં ભગવાન ભાસ્કરનું વિખ્યાત અને ભવ્ય મંદિર છે. એ ઈ. સ. ૧૨૭૮ માં બંધાયેલું. અત્યારે તો એ ખંડિયેરસ્વરૂપે છે; છતાં ભારતના એ ભવ્યતમ મંદિરની ભવ્યતા હજી પણ જળવાઈ રહેલી છે. સાગરખેડુઓ એને શ્યામસ્તૂપ તરીકે ઓળખતા. ઈ. સ. ૧૮૯૩ માં આ મંદિરને ખોદી કાઢવામાં આવ્યું ત્યારે એના મહાન સ્થાપત્યસૌંદર્યની

સર્વત્ર જાણ થઈ અને રસિકોએ રમણીયતા પિછાણી. આ મંદિરમાંની જગમોહનની મૂર્તિ યથાસ્થિત હતી; પરંતુ ગર્ભગૃહના શિખરનો ક્યાંય પત્તો ન હતો. આ મંદિરને સમરાવવાનો અને એનો જીર્ણોદ્ધાર કરવાનો એક જબરદસ્ત કાર્યક્રમ વિચારાયો, તેને અમલમાં મૂકવામાં આવ્યો અને હજી પણ એ કાર્ય ચાલુ છે.

કપિલસંહિતામાં આ ચાર ક્ષેત્રો વિષે વિસ્તારથી કહેવાયુ છે. એમાં જણાવાયા પ્રમાણે કોનાર્ક મૈત્રેયવનમાં આવેલું છે. આ સંબંધમાં પ્રચલિત કથા એવી છે કે કૃષ્ણ અને જાંબવતીના પુત્ર સાંબને એક વાર નારદમુનિ સાથે કશુંક અટકચાળું કરતાં બંને વચ્ચે તકરાર થઈ. નારદમુનિને ચીડ ચડી અને તેમણે કૃષ્ણની પત્નીઓ સ્નાન કરતી હતી તે સ્થળે જવા સાંબને પ્રેર્યો. સાંબ અતિશય સોહામણો અને મોહક હતો. સ્ત્રીઓ સ્નાન કરી રહી હતી તે સ્થળે પ્રવેશવાનું અણઘટતું કૃત્ય સાંબે કર્યું. એ જાણવામાં આવતાં જ કૃષ્ણે એને સર્વાંગે કોઢ નીકળે એવો શાપ આપ્યો. સાંબને પોતાના રૂપનો ઘમંડ હતો. સાંબે પોતે તદ્દન નિર્દોષ હોવાનું જણાવ્યુ. આથી કૃષ્ણે શાપવિમોચનનો માર્ગ સૂચવ્યો. એમણે કહ્યું : 'તું મૈત્રેયવનમાં જા. ત્યાં તારો કોઢ સારો થાય તે માટે ભગવાન સૂર્યની આરાધના કર.' કૃષ્ણે સૂચવ્યા પ્રમાણે સાંબે સૂર્યદેવની ભક્તિ કરી. સૂર્ય પ્રગટ થયા. તેમણે એને પોતાનાં ૨૧ નામ જપવાનું અને ચંદ્રભાગા નદીમાં સ્નાન કરવાનું સૂચવ્યું. સામ્બે તે પ્રમાણે કરતાં નદીના જળમાં ભગવાન સૂર્યની પદ્માસનસ્થ મૂર્તિ નિહાળી. એ મૂર્તિની આ સ્થળે પ્રતિષ્ઠા કરવામાં આવી

અને ત્યાં એક મંદિર બાંધવામાં આવ્યું. એ મૂર્તિની અર્થાત્ સૂર્યદેવની ભક્તિ કરતાં સાંબ કોઢમુક્ત થયો અને તે પછી એ દ્વારકા પાછો ફર્યો.

ડૉ. રાજેન્દ્રલાલ મિત્રે 'એન્ટિક્વિટિઝ ઑફ ઓરિસ્સા' નામના પોતાના ગ્રન્થમાં ઉદ્ધૃત કરેલા માદલા પાંજીના વિધાન મુજબ રાજા નરસિંહે શક વર્ષ ૧૨૦૦ અથવા ઈ. સ. ૧૨૭૮ માં સૂર્યદેવનું મંદિર બંધાવ્યું હતું. ગંગરાજાઓના તામ્રપટ્ટાલેખમાં જણાવ્યું છે કે રાજા નરસિંહ દેવે પોતાના શાસનકાળના ૧૮ મા વર્ષમાં કોનાર્ક મંદિર બંધાવ્યું હતું, તે પરથી ઉપર્યુક્ત વિધાનનું સમર્થન મળી રહે છે.

હજી આજે પણ એવી શ્રદ્ધા પ્રવર્તે છે કે કોઈ પણ કુષ્ઠરોગી એકનિષ્ઠાથી સૂર્યદેવની ભક્તિ કરે તો એ રોગમુક્ત બને છે. આ સંબંધમાં અને ખાસ કરીને હૃદયરોગ, કોઢ વગેરે રોગનિર્વારણની બાબતમાં સૂર્યદેવની રોગશમન શક્તિ છેક ઋગ્વેદ( ૧–૫૦–૧૧ અને ૧૨ )ના કાળથી ધ્યાનમાં આવી છે. ઋગ્વેદનાં આ મંડળો 'રોગઘ્ન ઉપનિષદ' તરીકે જાણીતાં છે, અને તેમાં રોગનિવારણ તથા હરકોઈ પ્રકારના વિષની અનિષ્ટ અસરમાંથી મુક્ત કરવાની શક્તિ હોવાનું કહેવાય છે.

લગભગ ૧૫૮૦ માં શહેનશાહ અકબરના એક પ્રધાન અબુલ ફઝલે પોતાના ગ્રન્થ 'આઈન–ઈ–અકબરી' માં આ કોનાર્ક મંદિર વિષે લખ્યું છે: 'જગન્નાથને રસ્તે નજીકમાં સૂર્યનું એક મંદિર આવેલું છે. એના નિર્માણ પાછળ ઓરિસ્સા રાજ્યની બાર વર્ષની સારીયે આવક ખરચવામાં

આવી હતી.' એ વેળા ઓરિસ્સાની વાર્ષિક આવક ત્રણ કરોડ રૂપિયા થતી. અબુલ ફઝલના કહેવા પ્રમાણે કોનાર્ક મંદિર બાંધવા પાછળ ૩૬ કરોડ રૂપિયા ખરચાયા હોવા જોઈએ. એના માનવા મુજબ આ મંદિર ૭૩૦ વર્ષ પૂર્વે એટલે કે ઈ. સ. લગભગ ૮૫૦ માં બંધાયું હતું. એ વધુમાં જણાવે છે કે, આ મંદિરની નજીક બીજાં ૨૮ મંદિરો હતાં.

એમ કહેવાય છે કે આ મંદિર પૂરેપૂરું બંધાય તે પહેલાં એના જબરદસ્ત ઘુમ્મટને કારણે એનો પાયો તૂટી પડે તેવો સંભવ હોવાથી મંદિર તેની મૂળ યોજના પ્રમાણે પૂરું બંધાયું ન હતું. આ મંદિર સમુદ્રતટ નજીક આવેલું હોવાથી નાવિકો દૂરથી પણ તે જોઈ શકતા અને મંદિરને આધારે પોતાનાં વહાણ વાળતાં. ક્યાં તો જહાજમાં પૂરતી ચોકસાઈને અભાવે અથવા તો ખલાસીઓની કંઈક ગફલતને કારણે ઘણાં જહાજો આ સ્થળે અથડાઈને ભાંગી જતાં. સ્થાનિક લોકો એમ કહે છે કે આ મંદિરના શિખરની ટોચ પર એક જબરદસ્ત લોહચુંબકીય શિલા ગોઠવવામાં આવી હતી અને કમનસીબ જહાજો તે તરફ ખેંચાઈ જતાં. આ પરથી સિંદબાદનાં જહાજો એક ખડક તરફ ખેંચાઈને ભાંગી જતાં તે વાતનું સહેજે સ્મરણ થાય છે. એમ કહેવાય છે કે કોઈક જહાજના. મુસ્લિમ ખલાસીઓએ આ મંદિરમાંથી પેલી લોહચુંબકીય શિલા ખસેડી લીધેલી. એ પછીથી પૂજારીઓ સૂર્યદેવની મૂર્તિને પુરી લઈ ગયા. હતા. અબુલ ફઝલે કોનાર્કના અતિશય સુંદર એવા સૂર્યસ્તંભનો નિર્દેશ કર્યો છે. એ સૂર્યસ્તંભ હાલમાં પુરીમાં છે.

એમ કહેવાય છે કે કલાપહરે ૧૬ મી સદીમાં કોણાર્ક મંદિર પર આક્રમણ કરેલું. એ આખા મંદિરનો નાશ તો નહોતો કરી શક્યો. એણે માત્ર તામ્રકળશ કાઢી લીધો અને મંદિરને નુકસાન પહોંચાડયું.

કોનાર્કની શિલ્પાકૃતિઓની કોતરણી અદ્ભુત સુંદર છે. 'મનુષ્યો તથા પ્રાણીઓની આકૃતિઓ, પલ્લવ અને જટિલ ભાતો જે રીતે નિર્માણ કરવામાં આવ્યાં છે તે જોતાં એમાં એવી ઉચ્ચ રુચિ, ઔચિત્ય અને મુક્તપણું વર્તાય છે કે, એ આકૃતિઓ અને ભાત આપણા કેટલાક ગોથિક સ્થાપત્યાલંકારોના ઉત્તમ નમૂનાઓની હરોળમાં સ્થાન પામી શકે. જે પાષાણમાંથી આ આકૃતિઓ કોતરવામાં આવી છે, તે અત્યંત સખત અને ટકાઉ હોવાને કારણે આકૃતિઓની કારીગીરી એટલી બધી સંપૂર્ણ છે કે જાણે હજી હમણાં જ કોતરવામાં આવી ન હોય!' (સ્ટિર્લિંગ). નવગ્રહનું શિલ્પવિધાન અત્યંત મનોહારી છે. હંટરના શબ્દોમાં 'તરાપ મારવાને તત્પર એવા સિંહોથી ભયત્રસ્ત બનેલા પ્રચંડ હસ્તીઓ અને હાથીઓના વજનદાર ચરણ તળે કચડાઈને વિકૃત બની ગયેલી માનવ-આકૃતિઓનાં શિલ્પ કોઈની પણ દૃષ્ટિને આકર્ષી રાખે છે. દંડધારી પુરુષ, પરીકથામાં આવતા પાંખાળા સિંહો. ઝાડ થયેલા અશ્વો પર આરૂઢ થયેલા યોદ્ધાઓ, અપરૂપ અને તરેહ-તરેહના આકારની વિરાટકાય આકૃતિઓ મૌન સેવતી શિલ્પ-સૃષ્ટિની અંગભૂત બની છે. હસ્તીઓના શિલ્પવિધાનમાં જુદી જુદી છટા અને વિગતોનું દર્શન તો થાય જ; પરંતુ તે સાથે તેમની દેહરચનાના તમામ મહત્ત્વના અંશોમાં એક એવા

પ્રકારની સમરેખતા જોવા મળે છે, જે હિંદુકલામાં દીર્ઘ-કાળથી ભુલાઈ ગઈ છે.' રથનાં ચક્રોનો વ્યાસ નવ ફૂટ આઠ ઇંચ છે, અને એની એટલે કે ચક્રની કોર આઠ ઇંચ પહોળી છે. દરેક ચક્રના આઠ જાડા આરા છે. એવાં ચોવીસ ચક્રો છે. આ ચક્રોની તમામ બાજુઓ પર ગોલકો અને પ્રાણીની આકૃતિઓ અત્યંત વ્યાપક રીતે આલેખવામાં આવી છે. હિંદુ કલાકારોએ પ્રકૃતિ–દર્શન કરાવ્યું છે. કેટલીક આકૃતિઓ કામુક ચિત્તવૃત્તિ દાખવે છે.

સૂર્ય અથવા સૂર્યદેવ એ વેદપ્રતિષ્ઠિત દેવ છે. સૂર્ય એ દેવોનું તેજસ્વી મુખ છે અને મિત્ર, વરુણ તથા અગ્નિનું ચક્ષુ છે. એનું બિંબ આકાશમાં સર્વ કોઈને દશ્યમાન છે. પાપવિમોચન અર્થે એનું આહ્વાન કરવામાં આવે છે. એ સહુ કોઈનાં પાપકર્મોને નિહાળતો સાક્ષી છે. સંધ્યાવંદનમાં મન્યુ અને મન્યુપતિની સાથોસાથ સૂર્યને પણ પાપનિવારણ માટે આદરણીય લેખવામાં આવે છે. એને દરરોજ અર્ઘ્ય આપવામાં આવે છે. એના પ્રત્યેના પૂજ્યભાવની અભિવ્યક્તિ માટે ઉપસ્થાન અને વિખ્યાત ગાયત્રીમંત્રનો પુનઃ પુનઃ પાઠ કરવામાં આવે છે. વેદમંત્રોમાં ગાયત્રી સર્વશ્રેષ્ઠ છે. એ સર્વ રિદ્ધિ અને યશ આપનાર છે। યુધિષ્ઠિર જ્યારે જંગલમાં હતા ત્યારે એમણે સૂર્યદેવની સ્તુતિ કરીને અખૂટ અન્ન પ્રાપ્ત થાય એવું પાત્ર મેળવ્યું હતું. આઠ હજાર અનુયાયીઓ ધરાવતા સહસ્ર સૂર્યપૂજક બ્રાહ્મણોનો એણે મુકાબલો કર્યો હતો. સૂર્ય એ ચળ–અવિચળ આત્મા કહેવાય છે. સાતમા સૈકામાં થઈ ગયેલા રાજા હર્ષના દરબારમાં એક કવિ મયૂર હતો. એ કુષ્ઠરોગથી પીડાતો હતો. એ રોગથી મુક્ત થવા માટે એણે સૂર્યશતક રચ્યું હતું.

વેદકાળથી સૂર્યદેવની સર્વસામાન્ય ઉપાસના થાય છે એ તો ખરું; પરંતુ એ સિવાય કેવળ સૂર્યની જ ભક્તિ કરનાર સૌર નામનો એક વર્ગ પણ હતો. આનંદગિરિ જણાવે છે કે શંકરે દિવાકર નામના સૌરોના મુખી સાથે શાસ્ત્રાર્થ કર્યો હતો. આ સૌરોના છ વર્ગ હતા.

ઈ. સ. ૫૫૦ માં ભારતવર્ષનો મહાન ખગોળશાસ્ત્રી અને જ્યોતિષી વરાહમિહિર થઈ ગયો. એ પોતાની બૃહદ્-સંહિતામાં (૬૦–૧૯) જણાવે છે કે સૂર્યદેવનાં મંદિરો સાથે સંકળાયેલી અન્ય વિધિઓ અને પ્રતિષ્ઠાન, સૂર્યદેવના ખાસ પૂજારીઓ એવા માગ લોકોના કાળથી થતાં આવ્યાં છે.

મિહિર ગોત્રનો સુજિહ્વ નામનો એક બ્રાહ્મણ હતો. સૂર્યદેવ એની પુત્રી નિક્ષુભાના પ્રેમમાં પડ્યા. એ પછીથી બંનેને જરાશસ્ત્ર નામનો પુત્ર થયો. માગ જાતિના લોકો આ જરાશસ્ત્રના વંશજો કહેવાય છે. આ જરાશસ્ત્ર તે જ પયગંબર જરથુસ્ત્ર એમ મનાય છે. આ માગ લોકો પોતાની કટિ આસપાસ એક વસ્ત્રપટ ધારણ કરતા. એ પટ અવ્યંગ કહેવાતો. તેઓ શકદ્વીપમાં વસતા હતા એમ કહેવાય છે. કૃષ્ણપુત્ર સાંબ જેણે સૂર્ય મંદિરની સ્થાપના કરી હોવાનું કહેવાય છે તે શકદ્વીપ ગયો હતો અને સૂર્ય મંદિરમાં પૂજા ચાલુ રાખવા માટે આ માગ લોકોને પોતાની સાથે તેડતો આવ્યો હતો. વિદ્વાનોનું એવું મંતવ્ય છે કે આ માગ લોકો તે પ્રાચીન ઈરાનના માગીઓ છે અને અવ્યંગ તે કસ્તી અથવા અવેસ્તાનું 'ઐવ્યઓંઘેન' છે. ભારત સાથે આ માગ લોકોનો સંબંધ ઘણો પ્રાચીન છે. વરાહમિહિરે પોતાની 'બૃહત્સંહિતા'માં સૂર્યદેવની મૂર્તિનાં લક્ષણોનો

નિર્દેશ કર્યો છે (અધ્યાય ૫૮). સૂર્યદેવનાં ચરણ ઘૂંટણ સુધી ઢંકાયેલાં છે. એણે ઉત્તર ભારતીય ઢબનાં વસ્ત્રો ધારણ કર્યાં છે, અને પોતાની કટિની આસપાસ એણે અવ્યંગ ધારણ કર્યું છે. મંદિરોમાં જે સૂર્યદેવની મૂર્તિઓ જોવામાં આવે છે, તેમના ચરણમાં વજનદાર પાદત્રાણ છે જે ઘૂંટણ સુધીનાં છે; કમરની આસપાસ જે વસ્ત્રપટ છે તેનો એક છેડો ફારસીઓની ઢબ મુજબ નીચે ઝૂલે છે. એમ માનવામાં આવે છે કે, સૂર્યદેવની મૂળ ભક્તિનું પછીથી આ માગ પૂજારીઓના નવા સંપ્રદાય સાથે મિશ્રણ થયું હતું. આ માગ પૂજારીઓ ઉત્તરોત્તર હિંદુધર્મી બનેલા. આથી સૂર્યદેવનાં મંદિરોમાં વિદેશી અસરનાં કેટલાંક લક્ષણો જણાય છે.

ઉત્તર ભારતમાં સંખ્યાબંધ સૂર્યમંદિરો છે. સાંબની કથા મુલતાન ખાતેના સૂર્યમંદિર સંબંધમાં પણ કહેવાય છે. કાશ્મીરનું માર્તંડ મંદિર, ગુજરાતમાં આવેલું મોઢેરાનું મંદિર, ગ્વાલિયરનું મંદિર અને બીજાં ઘણાં મંદિરો સૂર્યદેવને અર્પણ કરવામાં આવ્યા છે. મોઢેરા મંદિરનાં ખંડિયેરો ગુજરાતમાં પાટણથી ૧૮ માઈલ પર આવેલાં છે. મૂળ મંદિર ઈ. સ. ૧૦૨૭ માં બાંધવામાં આવેલું.

મહાભારત, રામાયણ, માર્કણ્ડેય, વિષ્ણુ, ભવિષ્ય, બ્રહ્મ, અગ્નિ અને ગરુડ–આ બધાં પુરાણોના કેટલાક ભાગોમાં તેમ જ સૌરસંહિતામાં સૌર સાહિત્યનું પ્રતિનિધિત્વ છે. બ્રહ્મપુરાણમાં કેટલાંક પ્રકરણો સૂર્યદેવના કોનાર્ક મંદિર વિષે જ છે. ઈ. સ. ૪૭૩ નો મંદસોર આલેખ, સાતમા સૈકાના મયૂરનું સૂર્યશતક અને સાંબ ઉપપુરાણ આ

સર્ગમાં સૂર્યદેવતાની સ્તુતિના શ્લોકો છે. 'આદિત્યહૃદય' એ રામાયણનું અંગ છે.

સૂર્ય અથવા સૂર્યદેવ એ પાંચ પંચાયતન દેવોમાંના એક છે અને એની મૂર્તિ કાં તો સૂર્યકાંતમણિ એટલે કે સૂર્યપાષાણ અથવા સ્ફટિકમાંથી બનાવવામાં આવે છે.

ભવિષ્યપુરાણના જણાવ્યા પ્રમાણે શકદ્વીપના સૌર બ્રાહ્મણો માગ લોકો હતા. એના પાછા માગ, સોમક અને ભોજક એમ ત્રણ વિભાગ પડ્યા છે. કેટલાકને એ વાતનું આશ્ચર્ય થાય છે કે મગધ નામ આ માગ બ્રાહ્મણો પરથી આવ્યું છે. ભારદ્વાજ જાતિના માગ કવિ ગંગાધરના આલેખ પરથી જાણવા મળે છે કે ૧૨ મી સદીમાં અંગીરસ ભારદ્વાજોનું મગધના દરબારમાં ઘણું માન હતું. કોનાર્ક મંદિરના પૂજારીઓ તે અંગીરસ બ્રાહ્મણો હતા. એમની રીતભાત માગ લોકોની રીતભાત સાથે મળતી આવે છે. તેમની આચારસંહિતા અંગીરસકલ્પ નામે ઓળખાય છે. અથર્વો અને અથર્વ-અંગીરસો સૂર્ય દેવની ભક્તિ કરીને પુણ્ય મેળવતા.

अथर्वाथर्वाङ्गिरसो निखिलं यच्छते रविः ।

—ભવિષ્ય, બ્રહ્મ૦ ૧૦૬–શ્લોક ૧૦

સૂર્યદેવની પ્રતિમાનું વિગતવાર વર્ણન વિશ્વકર્મશિલ્પ અને ભવિષ્યપુરાણમાં આપવામાં આવ્યું છે.

બ્રહ્મપુરાણ( અધ્યાય ૨૮–૧ )માં જણાવાયું છે :

एवं ददाति यश्चार्घ्यं सप्तम्यां सुसमाहितः ।<br>
आदित्याय शुचिः स्नातः स लभे दीप्सितं फलम् ॥

મહા મહિનાના શુક્લ પક્ષની સપ્તમીએ સ્નાન કરીને

પવિત્ર થયા બાદ સૂર્યદેવને અર્ઘ્ય આપનારને તેનું ઇચ્છિત ફળ મળે છે.

કોનાર્કમાં ચૈત્ર માસમાં તેમ જ મકરસંક્રાંતિને દિવસે તથા અન્ય સંક્રાંતિઓને દિવસે તેમ જ વિષુવદિને અને રવિવારે સૂર્યદેવની ભક્તિનું ખાસ માહાત્મ્ય ગણાયું છે.

એમ કહેવાય છે કે સાંબને સૂર્યદેવનું પ્રથમ દર્શન અહીં માઘમાસના શુક્લ પક્ષની સપ્તમીએ થયું હતું અને તેથી કોણાર્કની યાત્રા માટે આ દિવસનો ખાસ મહિમા છે. સૂર્યના રાશિચક્રના બાર સંકેત અનુસાર સૂર્યનાં બાર નામ છે. જેમ કે અંશુ, ભગ, મિત્ર ઇત્યાદિ. એ જ પ્રમાણે સૂર્યને બાર નમસ્કાર કરવાનું પણ સૂચવાયું છે.

વરાહમિહિર સૂર્ય દેવતાનો મહાન ભક્ત હતો. એના વિખ્યાત બૃહજ્જાતકનો પ્રથમ શ્લોક એ વાણીની શક્તિનું વરદાન આપવા માટેની સૂર્યદેવની પ્રાર્થનારૂપે છે.

वाचं नः स ददात्वनेककिरणस्त्रैलोक्यदीपो रविः ।

કવિ મયૂર પોતાના સૂર્યશતકના અંતિમ શ્લોકમાં જણાવે છે કે આ સો શ્લોકો માનવજાતિના કલ્યાણ અર્થે ભક્તિપૂર્વક રચવામાં આવ્યા છે. જે કોઈ આ શ્લોકોનો એકવાર પણ પાઠ કરે છે તે સૂર્યદેવની કૃપાથી પાપમુક્ત બને છે અને એને આરોગ્ય, કવિત્વશક્તિ, બુદ્ધિ, શક્તિ, તેજ, દીર્ઘાયુ, વિદ્યા, બળ, સંપત્તિ અને પુત્ર પ્રાપ્ત થાય છે.

श्लोका लोकस्य भूत्यै शतमिति रचिता श्रीमयूरेण भक्त्या
युक्तश्चैतान् पठेद् यः सुकृदपि पुरुषः सर्वपापैर्विमुक्तः ।
आरोग्यं सत्कवित्वं मतिमतुलबलं कान्तिमायुःप्रकर्षं
विद्यामैश्वर्यमर्थं सुतमपि लभते सोऽत्र सूर्यप्रसादात् ॥

# ૭ : ગ્વાલિયર

**દિલ્હીથી** ૧૯૫ માઈલ પર આવેલું ગ્વાલિયર વાસ્તવમાં ત્રણ જુદાં જુદાં નગરોનું બનેલું છે. કિલ્લાની ઉત્તર બાજુએ આવેલું પ્રાચીન ગ્વાલિયર ૧૯ મી સદીના પ્રારંભમાં મહારાજા દાનરતરાવ સિંધિયાએ પોતાની લશ્કરી છાવણી તરીકે વિકસાવેલુ; 'લશ્કર' અને કિલ્લાની પૂર્વ બાજુએ બ્રિટિશ લશ્કરી મથક તરીકે વિકસેલું 'મોરાર'–આ ત્રણે નગરો મળી આજનું ગ્વાલિયર શહેર બન્યું છે. ગ્વાલિયરનો કિલ્લો ખડકની ટોચ પર આવ્યો છે. આ પુરાતન નગર તેમ જ ટેકરીને પ્રાચીન શિલાલેખોમાં ગોપગિરિ, ગોપાદ્રિ કે ગોપાચલને નામે વર્ણવ્યાં છે. અહીંથી રસપ્રદ પ્રાચીન અવશેષો પણ મળી આવ્યા છે.

ગ્વાલિયરમાં સિંધિયાનું શાસન સ્થપાયું ૧૮ મી સદીમાં. સ્થાપનાર હતો પેશ્વા બાલાજી બાજીરાવના લશ્કરનો સેનાપતિ રાણોજીરાવ સિંધિયા. એના પછી ઈ. સ. ૧૭૪૫ માં એનો પુત્ર જાનકોજી ગાદીએ આવ્યો. એ પછી એનો ભાઈ મહાદજી સિંધિયા ગાદીએ આવ્યો. એ પ્રખર રાજપુરુષ અને મુત્સદ્દી હતો. ૧૮૭૨ માં અંગ્રેજો સાથે તેણે કરેલા કરારની રૂએ તે સ્વતંત્ર સરદાર થયો. જોકે ગ્વાલિયરને પાટનગર બનાવ્યું એના અનુગામી દોલતરાવ સિંધિયાએ.

ખડક પરના કિલ્લાનો ઇતિહાસ છેક પાંચમી સદીથી આરંભાય છે. અહીં ગુપ્તો, હૂણો, કછવાહા, પ્રતિહારો, તોમારો, શશ, પઠાણો, મોગલો, અંગ્રેજો અને મરાઠાઓના અવશેષો અને સ્મારકો મળી આવે છે. ખડક એક સપાટ ટેકરી પર આવ્યો છે. તેની લંબાઈ બે માઈલ છે. ખડક

પર ચઢવાનો એક માર્ગ પૂર્વમાં ગ્વાલિયર દરવાજેથી જાય છે જ્યારે બીજો માર્ગ પશ્ચિમે ઉરવાહી દરવાજેથી જાય છે.

કિલ્લાના પૂર્વ રસ્તે ખડકમાંથી કોતરી કાઢેલું વિષ્ણુનું પ્રાચીન ચતુર્ભુજ મંદિર આવ્યું છે. ઈ. સ. ૮૭૫માં બંધાયેલા આ મંદિરમાં બે સંસ્કૃત શિલાલેખો છે. આ મંદિર નગરભટ્ટના પૌત્ર અને વૈલ્લભટ્ટના પુત્ર અલ્લે બાંધ્યું હતું. આ નગરભટ્ટ વર્જર કુળનો હતો અને લાટમંડળમાં આવેલા આનંદપુરમાંથી એટલે કે ગુજરાતના વડનગરમાંથી સ્થળાંતર કરી અહીં આવ્યો હતો. વૈલ્લભટ્ટ કનોજના પ્રતિહાર રાજા રામદેવની સેવામાં હતો. એના પુત્ર અલ્લને શ્રીમદ્ આદિવરાહે એટલે કે પ્રતિહાર રાજા મિહિરભોજે ગોપાદ્રિના દુર્ગપાલ તરીકે નિયુક્ત કર્યો હતો. મંદિરમાંનો બીજો શિલાલેખ પરમેશ્વર ભોજદેવના સમયનો છે અને તેમાં લખાયું છે કે સંવત ૯૩૨(ઈ. સ. ૮૭૫)માં આ રળિયામણા મંદિરમાં ખૂબ જ ભક્તિભાવ સાથે એક જ શિલામાંથી બનેલી ભગવાન વિષ્ણુની પ્રતિમાની પ્રતિષ્ઠા કરાઈ હતી. આ બંને શિલાલેખો 'એપિગ્રાફિકા ઇન્ડિકા'(ગ્રંથ ૧, પૃષ્ઠ ૧૫૪)માં પ્રગટ થયા છે.

૧૮૯૬માં ગ્વાલિયર નગરની પશ્ચિમેથી એક શિલાલેખ મળી આવ્યો હતો. આ શિલાલેખમાં કવિ બાલાદિત્યે રચેલી પ્રશસ્તિ કોરાઈ છે. આ શિલાલેખ 'એપિગ્રાફિકા ઇન્ડિકા' ઉપરાંત શ્રી કનૈયાલાલ મુનશીના 'ધી ગ્લોરિ ધેટ વોઝ ગુર્જરદેશ'(ખંડ ૩ જો, પૃષ્ઠ ૨૬૦)માં પણ પ્રગટ થયો છે. આ શિલાલેખોએ કનોજના ગુર્જર પ્રતિહારોના રાજવંશ વિષેના સંશોધનમાં સારી એવી સહાય કરી છે.

આ શિલાલેખમાં વત્સરાજે સ્થાપેલા પ્રતિહાર સામ્રા-

જ્યના ઇતિહાસનું સંક્ષેપમાં આલેખન કરાયું છે. વત્સરાજ મોટા ભાગના ઉત્તર ભારતનો સ્વામી હતો. એ પાલવંશના રાજા ધર્મપાલ સામે યુદ્ધે ચઢ્યો હતો; પરંતુ રાષ્ટ્રકૂટના રાજા ધ્રુવે એ બંનેને પરાજય આપ્યો. આ લાંછનને દૂર કર્યું એના અનુગામી નાગભટ્ટ બીજાએ. એણે કનોજના રાજા ચક્રાયુદ્ધને તથા બીજા અનેક રાજાઓને પરાજય આપ્યો અને કનોજને પ્રતિહારોનું કાયમી પાટનગર બનાવ્યું. પાલ-રાજા ધર્મપાલ પર પણ તેણે વિજય મેળવ્યો; પરંતુ એને પણ રાષ્ટ્રકૂટના રાજા ગોવિંદ ત્રીજાએ પરાજય આપ્યો. આ નાગભટ્ટ બીજાનું શાસન રજપૂતાના, સૌરાષ્ટ્ર, ગ્વાલિયર અને કનોજમાં વિસ્તર્યું હતું. તેનો પૌત્ર મિહિરભોજ ઈ. સ. ૮૩૬ માં ગાદીએ આવ્યો.

પ્રારંભમાં એને પરાજયો મળ્યા હતા; છતાં નાહિંમત થયા વિના તેણે ફરી એકવાર સામ્રાજ્યને સુગઠિત કર્યું. પાલનરેશ નારાયણ પાલને હરાવી તેનો કેટલોય પ્રદેશ પોતાના રાજ્ય સાથે જોડી દીધો. સૌરાષ્ટ્ર, પંજાબ અને ઔધ સુધી એનું રાજ્ય વિસ્તર્યું હતું. કાલાચુરી અને ચંદેલામાં એના સામંતો હતા. આરબ લેખક સુલેમાન તેને ગુર્જરના શક્તિશાળી રાજા તરીકે ઓળખાવે છે (ઈ. સ. ૮૫૧). પ્રતિહાર સામ્રાજ્યના ચાર શક્તિશાળી રાજાઓમાં વત્સરાજ, નાગભટ્ટ બીજો, મિહિરભોજ અને મહેન્દ્રપાલ મુખ્ય છે. ભારતમાં મુસ્લિમ આક્રમણ થયું તે પહેલાંનું ઉત્તર ભારતનું આ છેલ્લું મહાન સામ્રાજ્ય હતું. અહીંના રાજાઓએ ૩૦૦ વર્ષ સુધી સિંધના મુસ્લિમ આક્રમણને ખાળી રાખ્યું હતું.

ગુજરી મહેલ રાજા માનસિંગે પોતાની રાણી મૃગનયના માટે બંધાવ્યો હતો. મૃગનયના જ્ઞાતિએ ગુજરી હતી. રાજા

માનસિંગનો શાસનકાળ ઈ. સ. ૧૪૮૬ થી ઈ. સ. ૧૫૧૬ સુધીનો છે. એણે અહીં સરસ મહેલ પણ બંધાવ્યો છે. ૩૦૦ ફૂટ લાંબા અને ૮૦ ફૂટ ઊંચા આ મહેલને ૭ મિનારા છે. રાજા માનસિંગ સ્થાપત્ય અને સંગીતનો ચાહક હતો. એનો મહેલ એ યુગના નમૂનેદાર હિંદુ સ્થાપત્યમાં સ્થાન પામતી ભવ્ય ઇમારત છે.

ખડકના પૂર્વ છેડે 'સાસબહુ'ને નામે જાણીતાં બે મંદિરો છે. એમાંનું એક મંદિર નાનું છે, જ્યારે બીજું મોટું છે. સાસુના નામે ઓળખાતા મંદિરના અગ્રભાગના શિલાલેખમાં જણાવ્યા મુજબ આ મંદિર ગ્વાલિયરના કછવાહ રજપૂત રાજવી મહીપાલના શાસનકાળમાં ઈ. સ. ૧૦૯૩માં પૂરું કરવામાં આવ્યું હતું. આ મંદિરોને પહેલાં ભૂલમાં જૈન મંદિરો માનવામાં આવતાં હતાં, પણ એ વિષ્ણુમંદિરો છે અને પદ્મનાભને અર્પિત કરવામાં આવ્યાં છે. મંદિરોનાં દ્વાર, છત અને સ્તંભો પર સુંદર કોતરકામ કરવામાં આવ્યું છે.

તેલિકા મંદિર નવમી સદીમાં બાંધવામાં આવેલું વિષ્ણુમંદિર છે. એનું શિખર દ્રાવિડી ઢબનું છે, પણ કોતરકામ ઉત્તર ભારતીય શૈલીનું છે. એ સો ફૂટ ઊંચું છે.

ખડકના ઢોળાવો પર તરેહતરેહનાં કદનાં સંખ્યાબંધ જૈન શિલ્પો છે. આ શિલ્પાકૃતિઓ મુખ્યત્વે ૧૫મી સદીની છે, એમાંની એક જૈન તીર્થંકરની પ્રતિમા તો ૫૭ ફૂટ ઊંચી છે.

ગ્વાલિયરમાં કિલ્લાની પૂર્વે અર્ધો માઈલ પર અકબરના ગુરુ મહંમદ ઘઉસની કબર આવી છે. એનું સ્થાપત્ય અને ખાસ કરીને જાળીનું કામ બારીક અને દિલચસ્પ છે.

એની પાસે અકબરનાં નવરત્નોમાંના એક તાનસેનની કબર છે. ભારતના આ મહાન સંગીતકારનો જન્મ પણ

ગ્વાલિયરમાં થયો હતો. તેમનું મૃત્યુ પણ ત્યાં જ થયું હતું. એની કબર પાસે આંબલીનું વૃક્ષ છે. સંગીતકારો માને છે કે એનાં પાન ચાવવાથી મધુર કંઠ પ્રાપ્ત થાય છે. તાનસેનના પિતાનુ નામ મકરંદ પાંડે હતું. તાનસેન પાસે મધુર અવાજની બક્ષિસ હતી. સંત હરિદાસ બાબાએ આ બક્ષિસને પારખી તેમને પોતાની પાંખમાં લીધા અને સંગીતનું સર્વોત્તમ જ્ઞાન આપ્યુ. અકબરે તાનસેનની પ્રતિભા પિછાની અને એને પોતાના દરબારનાં નવ રત્નોમાં સ્થાન આપ્યું.

એકવાર અકબરે તાનસેનને પ્રશ્ન કર્યો: 'તમારી અને તમારા ગુરુ હરિદાસજીની ગાયકીમાં શો ફેર છે?'

તાનસેને કહ્યું: 'મારા ગુરુ જ્યારે પોતાને મન થાય ત્યારે ગાય છે. મારે શહેનશાહને મન થાય ત્યારે ગાવું પડે છે.'

તેલિકા મંદિરની બાજુમાં સૂરજકુંડ નામનું એક નાનકડું તળાવ છે. કિંવદંતી પ્રમાણે આ કુંડના જળમાં રક્તપિત્તના દર્દને સારું કરવાની શક્તિ છે. ગ્વાલિયરનો કિલ્લો બંધાવનાર રાજા સૂરજપાલનો રક્તપિત્તનો રોગ આ કુંડમાં સ્નાન કરવાથી મટી ગયો હતો.

ગ્વાલિયરમાં આ પુરાતન ઇમારતો સિવાયની ઇમારતો પણ જોવા જેવી છે. ઈટાલિયન પાલાઝો ઢબે બંધાયેલો જયવિલાસ મહેલ અને રંગીન કાચથી જડેલો અને ભીંતચિત્રોથી શોભતો મોતીમહાલ આમાં નોંધપાત્ર છે. ભીંતચિત્રોમાં પુરાણના પ્રસંગો અને રાગ–રાગિણીનાં સ્વરૂપો આલેખવામાં આવ્યાં છે. મહારાજા જયાજીરાવ સિંધિયાની છત્રીનું આલેખન વિશિષ્ટ રીતે આકર્ષક છે. સ્ટેશનના રસ્તે ઝાંસીની રાણી લક્ષ્મીબાઈનું સ્મારક છે. ત્યાં તેમને અગ્નિસંસ્કાર કરાયો હતો.

## ૮ : કોલ્હાપુર

कोलापुरं महास्थानं यत्र लक्ष्मीः सदास्थिता ।
मातुःपुरं द्वितीयं च रेणुकाधिष्ठितं परम् ॥
तुलजापुरं तृतीयं स्यात् सप्तश्रृङ्गं तथैव च ।

કોલ્હાપુર એક એવું મહાન નગર છે જ્યાં દેવી મહાલક્ષ્મીનો વાસ છે. માતુઃપુર (માહુર) એ દેવી રેણુકાનું નગર છે. તુળજાપુર એ દેવી ભવાનીનું નગર છે. જ્યારે નાસિક નજીક આવેલું સપ્તશૃંગી એ દેવીનું પવિત્ર સ્થળ છે.'

—દેવી ભાગવત, ૧–૩૮, શ્લોક ૫ અને ૬

**શ્રીદેવી** હિમાલય સમક્ષ દેવી મહાલક્ષ્મી સાથે તથા તેના તપ અને મહોત્સવો સાથે સંકળાયેલાં જુદાં જુદાં તીર્થસ્થળોનું વર્ણન કરતાં કોલ્હાપુરથી આરંભ કરીને અને મહારાષ્ટ્રમાં આવેલાં ચાર દેવીતીર્થોનું વર્ણન કરે છે.

કોલ્હાપુર એ કોલ્હાપુર રાજ્યનું પાટનગર હતું અને ઉત્તરે ૧૬° ૪૧' પર તથા પૂર્વે ૭૪° ૧૭' પર પર આવેલું છે. એ નગર પંચગંગા નદીના દક્ષિણ કાંઠા નજીક આવેલું છે.

કોલ્હાપુરનું અસલ નામ કરવીર હતું. પશ્ચિમ ભારતમાં અનેક અત્યંત પ્રાચીન સ્થળો અને વેપારમથકો આવેલાં છે, તેમાંનું એક તે કોલ્હાપુર છે, હાલના નગરના કેન્દ્રમાં બ્રહ્મપુરી આવેલું છે અને આ સ્થળેથી બૌદ્ધકાળના સંખ્યાબંધ સિક્કાઓ તથા ઈસવી સન પૂર્વેની પ્રથમ સદીના

અવશેષો મળી આવ્યા છે. કોલ્હાપુર આગળથી પથ્થરની એક પેટી મળી આવી છે, જેમાં સ્ફટિકનું બનાવેલું પાત્ર છે. એમ લાગે છે કે આ સ્થાનમાં બૌદ્ધ સાધુઓ માટેના બીજા કેટલાક વિહારો અને ગુફાઓ ઉપરાંત એક બૌદ્ધ સ્તૂપ હોવાનું પણ લાગે છે. આ બ્રહ્મપુરી ટેકરીમાંથી જાતજાતની ચીજો મળી આવી હતી. એમાંની કેટલીક તો બૌદ્ધોની પૂજાની વસ્તુઓ હતી. એમાં સ્તૂપની પણ એક મૂર્તિ છે અને કેટલાંક વર્તુલાકારનાં પ્રાર્થનાચક્રો તથા ફૂલદાન પણ છે. આ સ્થળેથી સંખ્યાબંધ સિક્કાઓ મળી આવ્યા તે પરથી સર આર. જી. ભાંડારકરે એવું અનુમાન કર્યું કે, આ બ્રહ્મપુરી ટેકરીની અંદર કોઈ પ્રાચીન નગરના અવશેષો હોવા જોઈએ ( રોયલ એશિયાટિક સોસાયટીની મુંબઈ શાખાનું જર્નલ–ગ્રન્થ ૨૪, પૃષ્ઠ ૧૫૩ ). એમ છતાં તેઓ સ્ફટિકના પાત્રમાં ઢાંકણ ઉપર કોતરવામાં આવેલી આકૃતિઓ પરથી જણાવે છે કે અવશેષો અનુગામી આન્ધ્ર ભૃત્યોના કાળ કરતાંયે વધારે જૂના સમયના છે અને ખ્રિસ્તી યુગના પહેલા કે બીજા સૈકાના છે. કોલ્હાપુર આગળથી સિક્કાઓ મળી આવ્યા છે તે તેમના જણાવવા પ્રમાણે આન્ધ્ર ભૃત્ય રાજાઓના પ્રતિનિધિઓએ દેશની આ આ બાજુ પર કદાચ પાડ્યા હશે. તે રાજાઓનું પાટનગર ધન્તકટક હતું. ટૉલેમીના ગ્રન્થ 'હિપ્પોકુર રજિઆ બાલેવકુરી' માં કોલ્હાપુરનો રાજા વિલિવયકુરના પાટનગર તરીકે નિર્દેશ છે. એ રાજાએ લગભગ ઈ. સ. ૧૫૦ ની આસપાસના સમયમાં રાજ્ય કર્યું હોવાનું જણાય છે. શ્રી ફ્લિટનું સૂચવવું એમ છે કે કોલ્હાપુરનું અસલ નામ કરવીર–એક સુગંધી પુષ્પ છે અને તગરનું પ્રાચીન વાણિજ્ય–

કેન્દ્ર તે આ કરવીર જ હશે. તગર પણ એક સુગંધી છોડ છે. જોકે આ સંબંધમાં એક શંકાને સ્થાન છે; કારણ તગર એ પૈઠણની પૂર્વમાં નહિ; પરંતુ દક્ષિણમાં થાય છે.

ઉપર દર્શાવાયું તેમ બ્રહ્મપુરી ટેકરીમાંથી સ્તૂપો અને વિહારો સુદ્ધાં સંખ્યાબંધ બૌદ્ધ અવશેષો મળી આવ્યા છે; પરંતુ કોલ્હાપુરમાં હાલમાં જે મહાલક્ષ્મી અથવા અમ્બાબાઈનું મંદિર છે તેનો સહુથી પ્રાચીનમાં પ્રાચીન સ્થળ તરીકે મહિમા છે. કોલ્હાપુર એક પવિત્ર સ્થળ છે. એમાં અઢીસો જેટલાં મંદિરો છે. એમાં મહાલક્ષ્મી, વિઠોબા, તેમ્બ્લાઈ, મહાકાલી, પ્રત્યંગિરા (ફિરંગી) તથા યલ્લમ્માનાં મંદિરો વિખ્યાત છે. એ સર્વ મંદિરોમાં મહાલક્ષ્મી અથવા અમ્બાબાઈનું મંદિર અત્યંત પ્રાચીન છે અને એટલું જ મહત્ત્વનું પણ છે. એ મંદિર કોલ્હાપુર મંદિરથી થોડાક અંતરે શહેરની મધ્યમાં આવેલું છે.

બરાબર બારમી સદી સુધી મહારાષ્ટ્રમાં શક્તિપૂજા બહુ જ અગ્રસ્થાને હતી. જ્ઞાનેશ્વર, નામદેવ તથા બીજા વૈષ્ણવ સંતો થઈ ગયા પછી, આ મહારાષ્ટ્ર સંતોએ પ્રબોધેલો વૈષ્ણવ ધર્મ બહુ જ અગ્રસ્થાન ભોગવતો થઈ ગયો. મહારાષ્ટ્ર–સંતોની પ્રતિષ્ઠા પણ ઘણી થઈ હતી. પરંતુ તે છતાં શક્તિપૂજા ત્યારેય ચાલુ રહી હતી. મહારાષ્ટ્રમાં દેવી માટેનું લોકપ્રિય, લોકજિહ્વાએ ચડેલું નામ ભવાની છે. મહારાષ્ટ્રમાં શક્તિપૂજાનાં ચાર મુખ્ય કેન્દ્રો છે. પહેલું કેન્દ્ર તે કોલ્હાપુર અથવા કરવીર છે; કારણ તે મહાલક્ષ્મી અથવા અમ્બાબાઈનું થાનક છે. બીજું માતુઃપુર અથવા માહુર છે. અત્યારે હૈદરાબાદ રાજ્યમાં જેટલી લોક-

પ્રિયતા માહુરની છે, તેટલી જ માતુઃપુરની છે. માહુર એ દેવી રેણુકાનું થાનક છે. આ દેવી શ્રીએકનાથ મહારાજની કુલદેવી છે. તુલજાપુર જે હાલના નિઝામ રાજ્યમાં છે, તે દેવી ભવાનીનું થાનક છે. દેવી ભવાની એ સમર્થ રામદાસ સ્વામી અને તેમના પ્રસિદ્ધ શિષ્ય છત્રપતિ શિવાજી મહારાજની કુળદેવી છે. શ્રી શિવાજી મહારાજની તલવાર ભવાનીની તલવાર તરીકે જાણીતી હતી; અને એમ કહેવાય છે કે શિવાજી મહારાજને એ તલવાર, દેવી ભવાની પાસેથી ભેટરૂપે મળેલી. મહારાષ્ટ્રમાં શક્તિપૂજા એ મુખ્યત્વે પૌરાણિક છે. સપ્તશૃંગી ટેકરી નાસિક પાસે આવેલી છે અને દેવીના પ્રાચીન થાનકોમાંનું એક થાનક પણ છે.

પ્રાચીન કાળમાં, કોલ્હાપુરમાં આવેલા મહાલક્ષ્મીના આ ભવ્ય મંદિરની આસપાસ બીજાં સંખ્યાબંધ મંદિરો હતાં. એમાંનાં કેટલાંક હજી એ જમીનની અંદર કેટલાક ફૂટ ઊંડે દટાયેલાં પડેલાં છે. શહેરની અંદર તેમ જ આસપાસ બ્રાહ્મણ અને જૈન પૂજાની ઘણીબધી ખંડિત મૂર્તિઓ છે. આ મૂર્તિઓનો તેરમી તથા ચૌદમી સદીમાં મુસ્લિમોએ નાશ કર્યો હોવાનું ધારવામાં આવે છે. કાળજીપૂર્વક સર્વેક્ષણ કર્યા પછી મેજર ગ્રેહામ એવા મંતવ્ય પર ઠરે છે કે, આઠમી અથવા નવમી સદીમાં કોલ્હાપુરમાં ભૂકંપ થયો હતો અને તે કારણે ઘણાં મંદિરો તથા ઇમારતો ધરાશાયી થયાં હશે. આ ભૂકંપની નિશાની તરીકે ખંડોબા અને કાર્તિકસ્વામીનાં બે એવાં ભૂગર્ભ મંદિરો જણાયાં છે. પાછળથી એ મંદિરો ઉપર મકાનો ચણાવામાં આવ્યાં છે. અંબાબાઈના ત્રિખ્ય ૧ મંદિરમાં પણ

જે ભીંત છે, તે અણસરખી ઊંચાઈવાળી છે અને મંદિરની ભોંય પણ ઘણાં પરિવર્તનોનો ભોગ બનેલી જણાય છે. લગભગ પંદર ફૂટ ઊંડું ખોદતાં જૂની પથ્થરની લાદીઓ, વિચિત્ર આકૃતિઓ અને આલેખો મળી આવ્યા છે.

કરવીર અથવા 'કોલ્હાપુર માહાત્મ્ય' માં કોલ્હાપુરની પવિત્રતાનું વર્ણન સાંપડે છે. કોલ્હાપુરને દક્ષિણના કાશી તરીકે ઓળખવામાં આવ્યું છે. 'કોલ્હાપુર માહાત્મ્ય' જે આધુનિક ગ્રંથ ગણવામાં આવે છે, તે ઈ. સ. ૧૭૩૦ માં રચાયો હોવાનું માનવામાં આવે છે.

આ સ્થળ વિષે એવી વાત ચાલી આવે છે કે, જૂના જમાનામાં આ સ્થળની આસપાસ ગીચ જંગલ હતું અને એમાં સંખ્યાબંધ મંદિરો તથા જળાશયો હતાં. મેજર ગ્રેહામનું કહેવું એવું છે કે આ સ્થળનું પ્રાચીન સ્વરૂપ ફરી ગયું તે સંભવતઃ ભૂકંપને કારણે તેમ જ ૧૮૫૩ ની સાલ દરમિયાન ફરી વાર જે હળવા આંચકા લાગ્યા તે કારણે હશે. ભૂસ્તરવિષયક ઘણી હકીકતોથી આ મંતવ્યને પુષ્ટિ મળી રહે છે. આ જ મંતવ્યના સમર્થનમાં એક હકીકત એ નોંધવામાં આવી છે કે પંચગંગા નદીનું ભાઠું અત્યારની સપાટીથી લગભગ સિત્તેર ફૂટ ઊંચું આવેલું જોવામાં આવે છે.

એમ કહેવામાં આવે છે કે કેટલાક મુસ્લિમ રાજાઓએ ધર્માંધ બનીને જુલમો ગુજાર્યા હતા તે દરમ્યાન દેવી મહાલક્ષ્મીની મૂર્તિને કોઈકના ખાનગી નિવાસસ્થાનમાં સંતાડી રાખવામાં આવી હતી અને તે પછી શીદોજી

હિંદુરાવ ઘોરપડેએ ૧૮ મી સદીની પહેલી પચીસીમાં, અત્યારના મંદિરમાં એ મૂર્તિની પુનઃ પ્રતિષ્ઠા કરી હતી. શીદોજી હિંદુરાવ ઘોરપડે એ હિંમત બહાદુરના એક પૂર્વજ હતા અને રાજારામના પુત્ર શંભાજી મહારાજે કોલ્હાપુર સરકારના કેંદ્ર પન્હાલાથી તેમને–ઘોરપડેને એ કાર્ય અર્થે ખાસ મોકલ્યા હતા. એ કાળની એક સનદ પણ છે, અને મંદિરના ખર્ચ માટે રાજાએ જે ગ્રાંટ આપી હતી તેનો એ સનદમાં ઉલ્લેખ છે. સનદમાં જણાવવામાં આવ્યું છે કે, ઘણા બધા ભક્તોએ મૂર્તિની પુનઃ સ્થાપના કરવાની ઇચ્છા દર્શાવી હતી; પરંતુ આ પ્રાચીન મંદિરમાં તેને પુનઃ પ્રતિષ્ઠિત કરવાનો યશ કેવળ શંભાજીને જ મળ્યો હતો. એમ કહેવાય છે કે, મંદિરનું જ ઉપરનું બાંધકામ શંખેશ્વરના શ્રી શંકરાચાર્યે કરાવ્યું હતું. એક મત એવો છે કે આ મંદિર મૂળ તો જૈન લોકોની દેવી પદ્માવતીનું હોવું જોઈએ; કારણ કે ગણેશની મૂર્તિ મંદિરના અગ્રભાગમાં નથી; બીજું દીવાલો ઉપર બૌદ્ધ અને જૈન ઢબની અનેક આકૃતિઓ છે. એમાંની એક આકૃતિ તો સંપૂર્ણપણે દિગંબર છે. અને મંદિરનું સ્થાપત્ય પણ જૈન મંદિરના જેવું છે. જૈનોએ એમ દર્શાવ્યું છે કે, આ મંદિર એક વેળા જૈનનું હતું; એટલું જ નહિ, પરંતુ મંદિરમાં જે દેવીની મૂર્તિ છે, તે પણ જૈનોની દેવી પદ્માવતીની છે.

આ મંદિરમાં કન્નડ ભાષામાં થોડાક આલેખો છે અને તે પરથી આ પ્રદેશમાં જૈનોનું વર્ચસ્ હોવું જોઈએ એમ સમર્થન થઈ શકે છે. એ આલેખોમાં ગુણ્ડરાદિત્ય અને શાલિવાહન યુગના ૧૧ મા શતકમાં થઈ ગયેલા

તેમના સમકાલીનોએ આપેલી આર્થિક સહાયનો ઉલ્લેખ છે, જોકે જે સંસ્કૃત આલેખો છે તેમાં મહાલક્ષ્મીના નામનો ઉલ્લેખ છે.

કોલ્હાપુરના માહાત્મ્યનો નિર્દેશ દેવી ભાગવત, મત્સ્યપુરાણ, પદ્મપુરાણ અને બ્રહ્માંડપુરાણમાં મળે છે. કોલ્હાપુરને દેવીની સિદ્ધપીઠોમાંના એક તરીકે ગણવામાં આવે છે. મહારાષ્ટ્રની એ સહુથી વધારેમાં વધારે વિખ્યાત એવી શક્તિપીઠ છે. ૧૨ વર્ષે લાખો યાત્રાળુઓ અહીં યાત્રાએ આવે છે. અહીં છત્રપતિ શિવાજી મહારાજના વંશજો રાજ્ય કરતા હતા. નવરાત્રિ મહોત્સવ દરમ્યાન અને વિશેષે કરીને આશ્વિન માસના શુક્લ પક્ષની પંચમીએ અહીં અનેક ક્રિયાકાંડ કરવામાં આવે છે. ચૈત્રી પૂર્ણિમાને દિવસે દેવીની ઉત્સવ–મૂર્તિનો વરઘોડો કાઢવામાં આવે છે અને તે આખા નગરમાં ફરે છે. શુક્રવારે પાલખીમાં મૂર્તિને પધરાવવામાં આવે છે. અશ્વિન પૂર્ણિમાની રાત્રે મંદિરના દ્વાર ઉપર દીપાવલી પ્રગટાવવામાં આવે છે. આ મંદિરમાં એક મહાઘંટ છે, જે ફિરંગીઓ પાસેથી મેળવાયો હોવાનું મનાય છે. એ ઘંટ ઉપર ફિરંગી ભાષામાં નીચે મુજબ આલેખ છે:

'હે મેરી કરુણામયી! તને ભગવાનનો સાથ છે.'

આ મંદિર ઈસુના ક્રૂસ(અંગ્રેજી 'ક્રોસ')ના આકારનું છે અને એની જે શૈલી છે, તે 'હીમાદપન્તિ' તરીકે જાણીતી છે. એમાં ક્યાંય કોલ વપરાયો નથી. પણ પથ્થરનાં ચોસલાંને એક બીજા સાથે સજ્જડ બેસાડવામાં આવ્યાં છે. આ મંદિર પશ્ચિમાભિમુખ છે. એનું મુખ્ય પ્રવેશદ્વાર

પશ્ચિમ તરફ છે.

પૂર્વ તરફના ભવ્ય ઘુંમટની તળે મહાલક્ષ્મીની મૂર્તિ સ્થાપવામાં આવી છે અને ઉત્તર તથા દક્ષિણ તરફના ઘુંમટો તળે મહાકાળી અને મહાસરસ્વતીની બે નાની મૂર્તિઓની સ્થાપના કરવામાં આવી છે. મહાલક્ષ્મી અથવા અમ્બાબાઈની મૂર્તિની આસપાસ યાત્રાળુઓને માટે પ્રદક્ષિણા ફરવાનો માર્ગ રાખવામાં આવ્યો છે. મુખ્ય મંદિરની આસપાસ પથ્થરની એક દીવાલ છે અને દીવાલ તથા મંદિરની વચ્ચેના વર્તુલાકાર અવકાશમાં કેટલાંક નાનાં નાનાં મંદિરો છે. એમાં એક શ્રી દત્તાત્રેયનું છે, એક શ્રી વિઠોબાનું છે, એક શ્રીકાશીવિશ્વેશ્વરનું છે. રામ અને રાધાકૃષ્ણનાં પણ મંદિરો છે.

ખાસ કરીને આશ્વિન માસના શુકલ પક્ષની પંચમીએ દેવીની મૂર્તિનો વરઘોડો કાઢવામાં આવે છે અને તે વરઘોડો નગરની પૂર્વે લગભગ ત્રણ માઈલ પર આવેલા તેમ્બ્લાઈ નામના નાનકડા મંદિર આગળ લઈ જવામાં આવે છે. 'કરવીર માહાત્મ્ય'માં જણાવાયા પ્રમાણે તેમ્બ્લાઈ એ મહાલક્ષ્મીની નાની બહેન છે. બંને વચ્ચે કલહ થયો હતો અને ખ્રિસ્તી યુગના આરંભમાં તેમ્બ્લાઈ કોલ્હાપુર ત્યજી ચાલી ગઈ હતી અને શહેરથી ત્રણેક માઈલ દૂર, પોતાની મોટી બહેન મહાલક્ષ્મી અમ્બાબાઈને પીઠ કરીને સ્થાયી થઈ હતી. અમ્બાબાઈ દર આશ્વિન શુકલની પંચમીએ પોતાની નાની બહેનને મળવા જાય છે.

બાંધકામની દૃષ્ટિએ વિઠોબાનું મંદિર અમ્બાબાઈના મંદિર જેટલું જ જૂનું માનવામાં આવે છે. એની બાંધણી

અમ્બાબાઈના મંદિરના જેવી જ છે. મહાકાલીનું મંદિર બુધવાર પેઠમાં છે અને પ્રત્યંગિરા અથવા ફિરંગાઈનું મંદિર મંગળવાર પેઠ તથા નવા બુધવાર પેઠની વચ્ચે આવેલું છે. અલ્લમ્માનું મંદિર શહેરની પૂર્વમાં આવેલું છે. કુંવારિકાઓ આ મંદિર આગળ વ્રત લે છે. ભૂગર્ભમાં જે મંદિરો આવેલાં છે, તે કાર્તિક સ્વામી અને ખંડોબાનાં છે. કોલ્હાપુરમાં બે મઠ છે: એક શંખેશ્વરના શ્રીશંકરાચાર્યનો છે અને બીજો જૈન સ્વામીજીનો છે.

કોલ્હાપુરમાં રાજાનો મહેલ નગરની મધ્યમાં આવેલો છે. એ મહેલ ત્રણ માળનો છે અને તેમાં લગભગ બસો ખંડો છે. એ વિશાળ સુરક્ષિત વિસ્તારમાં આવેલો છે. મહેલની પશ્ચિમ તરફના પ્રવેશદ્વારની આજુબાજુ ચોક આવેલો છે અને તેની લાદી ખાસ્સી ચળકતી અને મજાની છે.

કોલ્હાપુરની આરંભકાળની તવારીખ અંશતઃ પૌરાણિક છે અને અંશતઃ ઐતિહાસિક છે. ઈ. સ. ૧૩૪૭થી ઈ. સ. લગભગ ૧૭૦૦ સુધીનો ગાળો તે મુસ્લિમ વંશનો હતો. તે પછી મરાઠા વંશ આવ્યો.

કોલ્હાપુરના સિલહારો, જેમણે દસમીથી તે તેરમી સદી સુધી શાસન કર્યું, તેમનો એવો દાવો છે કે તેઓ નાગરાજ શંખચૂડને ગરુડથી ઉગારનાર વિદ્યાધર જિમૂતવાહનના વંશજો છે. વિદ્યાધરે શંખચૂડને ગરુડનો ભક્ષ્ય બનવા દેવાને બદલે પોતાના અંગના ટુકડે ટુકડા જાતે કરીને અર્પ્યા હતા. સિલહાર રાજાઓ જે ધ્વજ રાખતા તેના ઉપર ગરુડની આકૃતિ અંકિત હતી. જિમૂત-

વાહનની આ કથાને હર્ષે પોતાના વિખ્યાત સંસ્કૃત નાટક 'નાગાનંદ'માં આલેખી છે. કોલ્હાપુરના સિલહારો જૈન હતા અને તેઓ મહાલક્ષ્મીના ભક્તો હતા. સંસ્કૃત નાટક 'નાગાનંદ'માં બૌદ્ધ સંપ્રદાયના સિદ્ધાંત–અહિંસાની સારી એવી પ્રશસ્તિ થઈ છે; પરંતુ નાટકનો નાયક જિમૂતવાહન, જેણે ગરુડને શંખચૂડને બદલે પોતાનો દેહ અર્પ્યો હતો, તેને તેની રાણી મલયાવતીની પ્રાર્થનાથી દેવી અમ્બા એ સજીવન કર્યો હતો. વિદ્યાધર જિમૂતવાહન ઉપર જળ છાંટીને સજીવન કરનાર તો દેવી અમ્બાબાઈજ હતી.

करवीरे महालक्ष्मीरुमादेवी विनायके ।
अरोगा वैद्यनाथे तु महाकाले महेश्वरी ॥

—મત્સ્યપુરાણ

દેવી મહાલક્ષ્મી કરવીર અથવા કોલ્હાપુરમાં છે, ઉમાદેવી વિનાયક ખાતે છે, અરોગા વૈદ્યનાથ ખાતે છે અને મહેશ્વરી મહાકાલમાં છે.

## ૯ : નૈમિષારણ્ય

रोमहर्षणपुत्र उग्रश्रवाः सौतिः पौराणिको
नैमिशारण्ये शौनकस्य कुलपतेर्द्वादशवार्षिके सत्रे–
सुखासीनानभ्यगच्छद् ब्रह्मर्षीन् संशितव्रतान् ।
विनयावनतो भूत्वा कदाचित्सूतनन्दनः ॥

'રોમહર્ષનો પુત્ર અને પૌરાણિક એવો સૌતિ ઉગ્રશ્રવસ કુલપતિ શૌનકના બાર વર્ષ સુધી ચાલનારા યજ્ઞમાં જવા માટે નૈમિષારણ્યમાં ગયો અને વ્રતોના આચરનારા એવા બ્રહ્મર્ષિઓ પાસે પહોંચ્યો અને વિનયપૂર્વક આનંદથી બેઠો.'

—આદિપર્વ-મહાભારત. પ્રકરણ ૧ : ૫–૬

**નૈમિષારણ્ય** ઉત્તરે ૨૭° ૨૨' પર અને પૂર્વમાં ૮૦° ૨૯' પર સીતાપુર અને ખૈરાબાદથી ફંટાતા માર્ગોના સંગમ પર આવેલું છે. નૈમિષારણ્ય સીતાપુરથી ૨૦ માઈલ દૂર છે. એ નિમખર અથવા નિમસર નામે ઓળખાય છે અને સાંડિલ સ્ટેશનથી ૨૪ માઈલ દૂર છે. તે લખનૌની વાયવ્યમાં ૪૫ માઈલના અંતરે છે અને ગોમતી નદીના ડાબા કાંઠા પર આવેલું છે. નૈમિષારણ્ય એ પુરાણકાળનું એક મહાન તીર્થસ્થળ છે. મોટા ભાગનાં પુરાણો નૈમિષારણ્યમાં લખાયાં હતાં.

મહાભારતના આદિ પર્વમાં પ્રકરણ પહેલામાં પાંચમા અને છઠ્ઠા શ્લોકોમાં કહેવાયું છે કે પુરાણોનું પઠન કરનાર સૌતિ ઉગ્રશ્રવસ, જે રોમહર્ષણનો પુત્ર હતો, તે કુલપતિ શૌનકના યજ્ઞમાં આવ્યો હતો. ત્યાં જઈને એણે ઋષિ-મુનિઓનો સંપર્ક સાધ્યો હતો. આ સૌતિએ વ્યાસપ્રતિપાદિત ધર્મ અને અર્થ સાથે સંબંધ ધરાવતા સમસ્ત પારંપરિક

સાહિત્યનો અભ્યાસ કર્યો. નૈમિષારણ્યમાં વસતા મુનિઓ સમક્ષ તેણે એ સાહિત્યનું પારાયણ કર્યું. આ સૌતિએ મુનિઓને કહ્યું કે: 'કૃષ્ણદ્વૈપાયને રાજા જન્મેજયના સર્પ-સત્રમાં અનેક કથાઓ કહી સંભળાવી હતી.' મહાભારતમાં છે તે પ્રમાણે સૌતિએ આ કથા સાંભળી હતી અને મહાભારતનું યુદ્ધ જ્યાં થયું હતું તે કુરુક્ષેત્રની મુલાકાત પણ એણે લીધી હતી. ત્યાંથી સૌતિ નૈમિષારણ્યમાં આવ્યો હતો અને વ્યાસે રચ્યા મુજબનાં ઇતિહાસ તથા પુરાણનું મુનિઓ સમક્ષ પારાયણ કર્યું હતું.

રોમહર્ષણ શબ્દની વ્યુત્પત્તિ કૂર્મપુરાણમાં આ પ્રમાણે છે: 'સૌતિને મુખેથી પુરાણકથાઓ સાંભળતાં જ શ્રોતાઓનાં રોમેરોમ ખડાં થઈ ગયાં; અર્થાત્ કે તેમને રોમાંચ થયો.'

'નૈમિશ' શબ્દની જોડણી બે રીતે કરવામાં આવે છે એક 'નૈમિશ' અને બીજી 'નૈમિષ.' એક કથા એવી છે કે પિતામહ બ્રહ્માએ મહાદેવને નમસ્કાર કર્યા પછી મનોમય ચક્ર મોકલ્યું. આ ચક્ર ફરતું ફરતું જુદે જુદે સ્થળે ગયું. એની ધરી જે સ્થળે તૂટીને છિન્નભિન્ન થઈ ગઈ તે સ્થળ હવે નૈમિશારણ્ય તરીકે જાણીતું છે. એ સૂર્ય જેવા તેજસ્વી ચક્રને મુનિઓ અનુસર્યા હતા અને જ્યાં તેની ધરી તૂટી ગઈ હતી ત્યાં નૈમિશારણ્ય આગળ તેઓ અટકી ગયા.

આ પાઠ વાયુપુરાણમાં (૨–૮) અને બ્રહ્માંડ-પુરાણમાં (૧–૮) આપવામાં આવ્યો છે. બીજો પાઠ વરાહ-પુરાણમાં આપવામાં આવ્યો છે. મુનિ ગૌરમુખના જણાવ્યા પ્રમાણે દાનવોના સમસ્ત સૈન્યનો એક નિમિષમાં અહીં નાશ કરવામાં આવ્યો હતો, તેથી આ જંગલ નૈમિષારણ્ય નામે જાણીતું છે.

આ સ્થળ ઘણું પવિત્ર લેખાય છે. જેઓ અહીં વસે છે તેમને કલિ તરફથી કંઈ ભય નથી. સૌતિએ મુનિઓને મહાભારત આ સ્થળે સંભળાવ્યું હતું. દેવી ભાગવતમાં જણાવાયું છે કે ભિન્ન ભિન્ન અનેક ક્ષેત્રોમાં નીચેનાં ક્ષેત્રો વિશેષ પવિત્ર છે :

'પુષ્કર, કુરુક્ષેત્ર, ધર્મારણ્ય, પ્રભાસ, પ્રયાગ, નૈમિષારણ્ય અને અર્બુદારણ્ય.

આ નૈમિષારણ્ય હાલમાં નિમખર અથવા નિમસર તરીકે જાણીતું છે. તેમાં અનેક પવિત્ર સરોવરો અને મંદિરો છે. આગળ જણાવ્યું તેમ એક એવી માન્યતા પ્રવર્તે છે કે, બ્રહ્માએ મોકલેલા ચક્ર પાછળ ખુદ બ્રહ્મા પોતે અને તમામ મુનિઓ ગયા હતા. અને એ સહુની સાથે સાડા ત્રણ કરોડ તીર્થો પણ ગયાં હતાં, અને એ તમામ તીર્થો નિમખર આગળ વસ્યાં હતાં.

'આઈન-ઈ-અકબરી'માં નિમખરનું વર્ણન આ મુજબ કરવામાં આવ્યું છે: 'નિમખર એક વિખ્યાત અને વિશાળ કોટ છે અને અત્યંત પવિત્ર સ્થળ છે. એની પાસે ગૌડ નદી વહી રહી છે. અહીં અનેક મંદિરો છે અને તેમાં અસંખ્ય મૂર્તિઓ છે. આ સ્થાનની સમીપમાં એક જળાશય છે, જેનું નામ બ્રહ્માવર્તકુંડ છે. એ જળાશયનાં નીર એટલાં જોશથી ઊછળે છે અને તેની ગતિ પણ એવી ચક્રાકાર છે કે, કોઈ પણ વ્યક્તિ એમાં પડ્યા પછી નીચે જઈ શકતી નથી; કારણ એને નીચે ફેંકતાં જ એ ઊંચે ઊછળે છે અને સપાટી પર જ રહે છે. આ સ્થળની પાસે જ એક ટેકરી પણ છે, જેમાં એક નાનો સરખો ઝરો વહે છે. એ ઝરાનાં

નીર ગૌડી નદીમાં વહે છે. આ ઝરો આમ તો માત્ર ચાર જ તસુ ઊંડો છે. એની પહોળાઈ પણ ઓછી છે. બ્રાહ્મણો પૂજાઅર્ચા માટે અહીં આવે છે. આ ઝરાના તળમાં જે રેતી છે, તે કેટલીક વાર મહાદેવનું સ્વરૂપ ધારણ કરે છે અને એ સ્વરૂપ એકાએક અદૃશ્ય થઈ જાય છે. આ ઝરાના પાણીમાં જો ચોખા કે એવી બીજી કોઈ હળવી વસ્તુ નાખવામાં આવે, તો એ તદ્દન અદૃશ્ય થઈ જાય છે. અહીં ચેરાસુદ્દિ નામનું એક સ્થળ છે અને ત્યાં હોળીના તહેવાર દરમ્યાન ધરતીમાંથી એવી જ્વાળાઓ નીકળે છે કે જોઈને વિસ્મય થાય.' (આઈન-ઈ-અકબરી પૃષ્ઠ: ૩૨૫-૩૨૬)

આઈન-ઈ-અકબરીમાં જે જળાશયનું વર્ણન છે તે 'ચક્રતીર્થ' છે. બ્રહ્માનું મોકલેલું મનોમય ચક્ર આ સ્થળે પડયું હતું. ભગવાન વિષ્ણુએ અસુરો તરફ આ જ સ્થળેથી ચક્ર છોડયું હતું. આ ચક્રતીર્થ ષટ્કોણાકાર છે. આ ઉપરાંત બીજાં પણ પવિત્ર સરોવરો છે; જેમ કે પંચપ્રયાગ, ગોદાવરી, કાશી, ગંગોત્રી અને ગોમતી.

સાંડિલ સ્ટેશનથી નૈમિષારણ્ય ઘણી સરળતાથી જઈ શકાય છે, ઉપરાંત મિશ્રક અને હત્યાહરણ પણ જઈ શકાય છે. વિખ્યાત કવિ સુરદાસજી અહીં રહેતા હતા.

કથકસંહિતામાં નૈમિષારણ્યનો નિર્દેશ યજ્ઞોના સ્થાન તરીકે કરવામાં આવ્યો છે. પંચવીશ બ્રાહ્મણ અને કૌશિતકી બ્રાહ્મણમાં પણ એનો નિર્દેશ મળે છે. સૌતિએ મહાભારતનો પાઠ આ સ્થળે કર્યો હતો. મહાભારત અને રામાયણમાં તથા અનેક પુરાણોમાં આ વાતનો વારંવાર નિર્દેશ થયો છે, કેટલાક પંડિતોનો મત એવો છે કે મોટા ભાગનાં

પુરાણો આ સ્થળે રચાયાં હતાં. વનપર્વમાં જણાવાયું છે કે, તમામ તીર્થો નૈમિષારણ્યમાં કેન્દ્રિત થયાં છે. આ તીર્થ અત્યંત પવિત્ર સ્થળ તરીકે ઓળખાય છે અને કહેવાય છે કે, ભગવાન શંકરને એ અત્યંત પ્રિય હતું. પવિત્ર ઋષિ-મુનિઓ પોતાનું તપ આ સ્થળે કરતા હતા. એક એ હકીકતને કારણે પણ આ સ્થાન અતિ વિખ્યાત છે. સોમવતી અમાવાસ્યાને દિવસે આ સ્થળનાં પવિત્ર જળાશયોમાં સ્નાન કરવાનું ઘણું પુણ્ય મનાય છે. ફાગણ માસમાં અહીં પરિક્રમા–મેળો ભરાય છે. આ સ્થળે મુખ્ય મંદિર તે લલિતાદેવીનું છે. મેળા સમયે તથા દર અમાવાસ્યાને દિવસે અહીં ઘણી જંગી સંખ્યામાં લોકો આવે છે અને ચક્રતીર્થમાં યાત્રાળુઓ સ્નાન કરે છે તથા લલિતાદેવી અને અન્ય દેવતાઓને ભક્તિભાવપૂર્વક અંજલિ આપે છે. પરિક્રમા–મેળાનો આરંભ નિમખર આગળ થાય છે અને મિશ્રિખ (મિસ્રક) આગળ તે પૂરો થાય છે. ફાગણ માસના શુક્લ પક્ષમાં નિમખર આગળ લોકો એકત્ર થાય છે અને કોરાઉન, હરૈયા, સાકિન, દહી, ગોમતી તથા દેવગાંવ જઈ આવી ને મુંદરવા તથા જરગવાન થઈને નિમખર પાછા ફરે છે. તે પછી તેઓ ખરેહતી જાય છે અને મિશ્રિખ પહોંચે છે.

મિશ્રિખમાં એક દધીચિ કુંડ છે. એ મિશ્રક કુંડ તરીકે ઓળખાય છે; તેનું કારણ એ છે કે વ્યાસે તમામ તીર્થોને અહીં ભેળાં કર્યાં હતાં. એમ પણ કહેવાય છે કે દેવતાઓએ દધીચિ મુનિ પાસેથી તેમનાં હાડકાંની માગણી કરી હતી. દેવતાઓ તેમાંથી એક એવું આયુધ તૈયાર કરવા માગતા હતા કે જેથી તેઓ રાક્ષસોનો સંહાર કરી શકે.

ચિતોડ સોંપવામાં આવ્યું. એના પુત્ર જૈસા અથવા જયસિંહ પાસેથી ચિતોડનો ગઢ પાછો છીનવી લેવામાં આવ્યો. રાણા લક્ષ્મણસિંહના પૌત્ર હમીરસિંહ સિસોદિયાએ ચિતોડ પાછું મેળવ્યું. હમીર સાથેની લડાઈમાંથી નાસી જઈને જૈસા દિલ્હીના સુલતાન મહંમદ તઘલખ પાસે પહોંચ્યો અને સુલતાન મોટું લશ્કર લઈને ચિતોડનો ફરીથી વિનાશ કરવા ધસી આવ્યો; પરંતુ સિંગોલીના યુદ્ધમાં એ હાર્યો ને કેદ પકડાયો. પચાસ લાખ રૂપિયા, સો હાથી અને કેટલોક મુલક સોંપ્યો તે પછી જ એને જવા દીધો.

અલ્લાઉદ્દીને ચિતોડનો વિનાશ કર્યો તે પછી રાણા સમરસિંહના નાના પુત્ર કરણસિંહ ચિતોડ અને મેવાડની ભૂમિ છોડીને નેપાળમાં ચાલ્યા ગયા અને ત્યાં રાજ્ય સ્થાપ્યું. નેપાળના હાલના રાજા એમના વંશજો છે. રાણા હમીરસિંહ સિસોદિયાના વિજય પછી ચિતોડે દોઢસો વર્ષ સુખશાંતિનાં જોયાં.

એ ગાળામાં રાણા લાખાસિંહ થયા. એમને ઘણા દીકરા હતા. તેમાં સૌથી મોટો ચંદા હતો. મંદોરના રાવ રાઠોડે એમની દીકરી મેવાડને આપવાનું નક્કી કર્યું. જ્યારે આ માગું લઈને પુરોહિત ચિતોડ આવ્યા ત્યારે પાટવી રાજકુંવર શિકાર ખેલવા નીકળી ગયેલા. અને રમૂજમાં લાખા રાણાના મોંમાંથી એવા શબ્દો નીકળી ગયા કે આ માગું એમના જેવા વયોવૃદ્ધ માટે તો શેનું જ હોય! બસ થઈ રહ્યું. પાટવીકુંવર પાછા ફર્યા ત્યારે એમને પિતાના આ બોલની ખબર પડી. રમૂજમાં પણ જે કન્યા વિષે

પિતાએ લગ્નનો વિચાર કર્યો તેની સંગાથે પાટવીકુંવરે લગ્ન કરવાની ના પાડી. બીજી તરફ મંદોરના રાઠોડ કહે કે મેં તો મેવાડની ગાદીને મારી કન્યા આપી તે હવે બીજાને કેમ અપાય? આ કપરી સમસ્યાનો તોડ પાટવી-કુંવરે જ કાઢ્યો. એણે જાહેર કર્યું કે નવાં રાણીને પુત્ર થશે તે જ ગાદીવારસ થશે. આ રીતે એમણે સ્વેચ્છાથી ગાદીત્યાગ કર્યો. જતે દિવસે રાઠોડી રાણીને કુંવર અવતર્યો અને એનું નામ મોકળ પાડ્યું. આ આત્મત્યાગના બદલામાં ચંદા અને એમના વંશજો ચિતોડની ગાદીના પહેલા સલાહ-કાર નિમાયા, રાજ્યનાં ખતપત્રોમાં એમના ભાલાનું નિશાન રાણાજીની મહોર સાથે લગાડવાનું નક્કી થયું અને એમને સલુંબરાના રાવતોનું ચંદાવત એવું બિરુદ મળ્યું.

મોકળ રાણા પછી એમનો પુત્ર કુંભો ગાદીએ આવ્યો ત્યારે એ સગીર વયનો હતો; પરંતુ વયમાં આવ્યા પછી એણે પરાક્રમો કરવા માંડ્યાં. એણે માળવાના મહંમદ ખીલજીને હરાવ્યો અને છ મહિના લગી ચિતોડની કેદમાં પૂરી રાખ્યો. એવા બીજા વિજયો મેળવ્યા. ગુજરાતના સુલતાન કુતબુદ્દીનને હરાવ્યો, નાગોરના મુસ્લિમ સુલતાનને મારવાડમાં હરાવ્યો. એ વિજયોની સ્મૃતિમાં રાણા કુંભાએ ચિતોડમાં વિજયસ્તંભ બંધાવ્યો. એને બાંધતાં દસ વર્ષ લાગ્યાં. આ રાણાની ઉદારતા વિષે અબુલ ફઝલે ઘણી પ્રશંસા કરી છે.

કર્નલ ટૉડનું માનવું છે કે રજપૂતોના સ્વભાવમાં અહંકાર હતો, રાજકીય દીર્ઘદષ્ટિનો અભાવ હતો, મદ હતો અને ઉદારતા એટલી હદ સુધીની હતી કે એ એમનું

જ અહિત કરતી. કુંભા રાણાએ ૩૫ વર્ષ લગી રાજ કર્યું. એમણે ચિતોડ ગઢ સમરાવ્યો અને એના સાત દરવાજા બનાવ્યા. એ દરેક દરવાજે સંરક્ષણ માટે નવેસરથી સારી ગોઠવણ કરી. એમણે કુંભાસ્વામીનું અને આદિવરાહનું એવાં બે મંદિરો બંધાવ્યાં અને બંને મંદિરોમાં જળકુંડોની રચના કરી. એ પહેલાં રાણા હમીરે ચિતોડમાં દેવી અન્નપૂર્ણાનું મંદિર બંધાવ્યું હતું, એના શિખર ઉપર સોનાના કળશ મૂક્યા હતા. એની પાસે જળના કુંડ બંધાવ્યા હતા. ઈ. સ. ૧૪૨૯માં મોકળજીએ જે મંદિર બંધાવ્યું તેના શિલાલેખમાં રાણા હમીરે બંધાવેલા મંદિરનો ઉલ્લેખ કર્યો છે. કુંભારાણા પોતે કવિ હતા. એમણે સંગીતશાસ્ત્રના ચાર ગ્રંથો રચ્યા છે. કુંભલગઢનો કિલ્લો એમણે બંધાવ્યો હતો; પરંતુ એ રાણાના પાટવી કુંવર ઉદયસિંહે જ એના પિતાની હત્યા કરી. ઉદયસિંહે જે ઘૃણાજનક કર્મ કર્યું તેથી ચિતોડમાં એનું માન ન રહ્યું, સહુએ એનો ધિક્કાર કર્યો. પાંચ વર્ષમાં એના નાનાભાઈ રાયમલે ઉદયને હાંકી કાઢ્યો એટલે એ માળવાના સુલતાન પાસે મદદ માગવા ગયો, અને વચન આપ્યું કે ચિતોડ અપાવો તો મારી રાજકન્યા દિલ્હીના બાદશાહ સાથે પરણાવીશ. ચિતોડની ગાદી ઉપર બેઠેલા રાણાના મુખમાં આ શબ્દો! વાટાઘાટો નક્કી કરીને એ દીવાનખાનામાંથી જેવો બહાર નીકળ્યો કે ત્યાં જ એના પર વીજળી પડી. બાપ્પા રાવળના વંશજ એની ટેક છોડે તે તો કુદરતને પણ મંજૂર નહોતું. ઘોર અપમાનમાંથી ઉગારવા એ જ ક્ષણે વીજળી દોડી આવી અને ઉદયના પ્રાણ હરી લીધા.

રાણા રાયમલે ઈ. સ. ૧૪૭૩ થી ઈ. સ. ૧૫૦૮ સુધી ચિતોડની ગાદી સંભાળી. માળવાનો ગ્યાસુદ્દીન ચડી આવ્યો ત્યારે રાયમલના પાટવીકુંવર પૃથ્વીરાજે એને હરાવ્યો અને કેદ કરી પકડી લીધો. એ પછી રાણા સંગ ગાદીએ આવ્યા. રાણા સંગના સમયમાં ચિતોડની જાહોજલાલી પૂરબહારમાં આવી. વર્ષે દસ કરોડનું મહેસૂલ આવતું થયું. ભંડાર ભરપૂર થયા. એમણે દિલ્હીના બાદશાહ અને માળવાના સુલતાન સામે લડાઈઓ કરી. આવાં અઢાર યુદ્ધો થયાં. ઈ. સ. ૧૫૧૯ની લડાઈમાં રાણા સંગે માળવા-ના મહમૂદ બીજાને હરાવી કેદ પકડ્યો અને તેમ છતાં ખંડણી લીધા વગર મુક્ત પણ કરી દીધો. આવી ઉદારતા માટે મુસ્લિમ ઇતિહાસકારોએ પણ રાણાની પ્રશંસા કરી છે. રાણાએ રણથંભોર અને કંદહારના કિલ્લા કબજે કરી લીધા.

જ સ્વર્ગે સિધાવી ગયા હતા. એ ભોજરાજનાં પત્ની તે જ પ્રસિદ્ધ ભક્ત અને કવયિત્રી મીરાંબાઈ. એમણે કૃષ્ણભક્તિનાં અનેક મધુર પદ રચ્યાં છે. ભોજરાજના નાનાભાઈ ગાદીએ આવ્યા. એમને મીરાંબાઈની ભક્તિની રીત ઉપર અણગમો થયો, એ બાઈનો તિરસ્કાર કર્યો અને હેરાન કરી એટલે મીરાંબાઈએ સાંઢણી મગાવીને ચાલવા માંડયું. એમણે ચિતોડ છોડયું. મેવાડ ને મારવાડ છોડ્યાં. એ ગુજરાતમાં આવ્યાં ને દ્વારકામાં જઈને નિવાસ કર્યો. ઈ. સ. ૧૫૪૬ માં એમણે દ્વારકાધીશના ચરણમાં દેહ છોડ્યો.

સંગ પછી રત્નસિંહ બીજાનું નામ ધારણ કરીને એમનો પુત્ર ગાદી પર આવ્યો. એમના પછી સંગના બીજા પુત્ર વિક્રમાદિત્ય ગાદી ઉપર બેઠા. એમના સમયમાં ગુજરાતના સુલતાન બહાદુરશાહે ચિતોડ ઉપર ચડાઈ કરી અને ૧૫૩૪માં ચિતોડ બાળ્યું. એ લડાઈમાં રજપૂતોએ ઘણું પરાક્રમ કર્યું. રાઠોડી રાણીમાતાએ પણ પરમ વીરતા દાખવી; પરંતુ ગઢ પડ્યો. એ પ્રસંગે ફરી જૌહરનો વિધિ થયો. ફરી રજપૂતાણીઓ ભડભડતી ચિતામાં કૂદીને આપમેળે બળી મરી. ફરીથી રજપૂતોએ કેસરિયાં કર્યાં; દુશ્મનો ઉપર તૂટી પડ્યા, ઘણાને હણ્યા ને જાતે હણાયા.

એ પછી બહાદુરશાહ સામે હુમાયૂ ચડી આવ્યો. એ સમયે વિક્રમાદિત્યે ચિતોડ પાછું કબજે કરી લીધું હતું. એમના પછી બે વર્ષ માટે વનવીર આવ્યા અને એ પછી ઉદયસિંહ. એ ઈ. સ. ૧૫૩૭ થી ઈ. સ. ૧૫૭૨ સુધી ગાદી ઉપર રહ્યા. ૧૫૫૯ માં એમણે ઉદેપુર વસાવ્યું. એ પછી આઠ વર્ષે અકબરે ચડાઈ કરી, એમણે ચિતોડગઢને

ઘેરો નાખ્યો ને ચાર મહિના લગી લડાઈ ચાલતી રહી. વળી પાછી જૌહરની કારમી ઘડી આવી પહોંચી. વળી પાછાં રજપૂતોએ હોંશે હોંશે બીડાં ઝડપી લીધાં ને કેસરી વાઘા પહેરી રણમેદાનની મૃત્યુવાટે નીકળી પડ્યા. એ લડાઈમાં જયમલ અને પટ્ટાએ ખૂબ વીરતા દાખવી. અનેક ક્ષત્રિયો અને ક્ષત્રિયાણીઓ વીરગતિને પામ્યાં. જયમલ અને પટ્ટાનાં પરાક્રમોથી ચકિત થઈને અકબરે દિલ્હીના લાલ કિલ્લાના મુખ્ય દરવાજા આગળ એમનાં શિલ્પ મુકાવ્યાં. ઈ. ૧૫૭૨માં ઉદયસિંહ મૃત્યુ પામ્યા તે વખતે એમણે એમના પ્રિય પુત્ર જગમલને રાજગાદીના વારસ ઠરાવેલા; પરંતુ રાજદરબારીઓએ એ રાજાજ્ઞા માની નહિ. એમણે મેવાડની ગાદી ઉપર પાટવીકુંવર ને પરમ પરાક્રમી એવા વીર રાણા પ્રતાપને જ બેસાડ્યા.

ભારતના ખૂણે ખૂણે રાણા પ્રતાપનું નામ જાણીતું છે. રાણા પ્રતાપ એટલે ક્ષત્રિયની અડગ ટેક અને પરાક્રમની અવધિ. પ્રતાપ રાણાએ ચિતોડ પાછું મેળવવા ઘણીવાર પ્રયત્નો કર્યા. એમને મેવાડના સિસોદિયા કુળની ફરીથી પ્રતિષ્ઠા કરાવી હતી. મુસ્લિમ ઇતિહાસકારોએ એમને કીકારાણા કહ્યા છે. પ્રતાપને મુસલમાનોની સલ્તનત સામે તો લડવાનું હતું જ. એ ઉપરાંત એમને પોતાના જાતભાઈઓ સાથે પણ યુદ્ધ કરવાનું હતું. અકબરે ઘણા રજપૂત રાજાઓને પોતાના પક્ષમાં વાળી લીધા હતા. કેટલાકોએ પોતાની બહેન-દીકરીઓ દિલ્હીના મુઘલોને આપી સંધિ કરી હતી. પ્રતાપે એની ટેક જાળવી રાખી રાખી હતી તેથી એને માટે બીજા રાજાઓના મનમાં અદેખાઈ થતી હતી. એ બધા

પ્રતાપને નમેલો–હારેલો જોવા ઉત્સુક હતા.

ઈ. સ. ૧૫૭૬ માં અકબરે રાણા પ્રતાપ સામે લડવા સૈન્ય મોકલ્યું. અંબરના રાજા માનસિંહને એના સરદાર બનાવ્યા. સાથે શાહજાદા જહાંગીરને પણ મોકલ્યો. હલદીઘાટ આગળ તુમુલ યુદ્ધ થયું. એમાં રાણા પ્રતાપ મેવાડના રાણાનું શિરછત્ર લઈને ઘૂમતા હતા. એ ઘેરાઈ ગયા હતા તેવે સમયે ઝાલા રાણા માનસિંહ ધસી આવ્યા. છત્ર પોતાને માથે ખેંચી લીધું, પ્રતાપની જગ્યા પોતે સંભાળી લીધી અને લડાઈનું મુખ્ય કેન્દ્ર બની રહ્યા. આ રીતે એમણે સ્વામીની રક્ષા કરીને મૃત્યુ સ્વીકારી લીધું.

આ યુદ્ધમાં વિજયનું પલ્લું ઘડીકમાં રજપૂતોના પક્ષમાં ને ઘડીકમાં મુસલમાનોના પક્ષમાં નમતું હતું. બંને પક્ષે અનેક વીરો ધરણી ઉપર ઢળી પડ્યા. ઇતિહાસમાં આ યુદ્ધ અમર થઈ ગયું. એમાં રજપૂતો હાર્યા; પરંતુ એમની વીરતા મશહૂર થઈ ગઈ. એ પછી વીસ વર્ષ સુધી પ્રતાપ ડુંગરે ડુંગરે ભમ્યા, અનેક રજપૂતોને હિંમત આપી, તૈયાર કરી વારંવાર સેનાઓ રચીને લડાઈઓ કરી. એમણે કદી મુસ્લિમોની શરણાગતિ નથી સ્વીકારી. રવડવું, ભુવાર થવું, રઝળવું, પણ ટેક ન જ છોડવી–ઝૂઝવું ને ઝૂઝતા જ રહેવું, કદી હાર ન જ સ્વીકારવી. આવી એક અમર પ્રેરણા રાણા પ્રતાપે ભરતખંડમાં ફેલાવી છે.

પ્રતાપ પછી એમના પુત્ર અમરસિંહ મેવાડની ગાદીએ આવ્યા. એની સામે લડવા જહાંગીર બાદશાહે એમના શાહજાદા ખુર્રમને રવાના કર્યો. એમાં સંધિ થઈ. ચિત્તોડ પાછું સિસોદિયાના હાથમાં આવ્યું.

પુરાણની એક કથા એવી છે કે પાંચ પાંડવોમાં બીજા પાંડવ ભીમ આ સ્થળે પારસમણિની શોધમાં આવેલા ત્યારે ગોમુખ આગળ એમને એક યોગી મળેલા અને કુકરેશ્વર પાસે એક યતિ મળેલા. ચિતોડમાં ભીમલાટ અને ભીમગોડી નામનાં બે મોટાં તળાવ છે. તે ભીમની સ્મૃતિમાં છે એમ મનાય છે. ત્યાં નીલકંઠ મહાદેવનું મંદિર છે. કહે છે કે ભીમસેને એ મહાદેવના મંદિરમાં શિવલિંગની પ્રતિષ્ઠા કરી હતી.

ચિતોડનો ગઢ ઉત્તર–દક્ષિણે રહ્યો છે. એ આસપાસનાં મેદાનથી ૫૦૦ ફૂટ ઊંચે છે. એની લંબાઈ સાડાત્રણ માઈલ અને પહોળાઈ અર્ધા માઈલની છે. ગઢમાં નાનું ગામ છે. મહારાણા ફત્તેસિંહે એમાં મહેલ બંધાવ્યો છે. કેટલાંયે પુરાણાં મકાનો છે, ખંડિયેરો છે. નવું ચિતોડ આ ગઢની તળેટીમાં વસ્યું છે. એને તળેટી કહે છે. ગામમાં ઝાલી વાવ છે. કહે છે કે ઉદયસિંહની રાણીએ એ તળાવ બનાવેલું. એના ઉપર સાત સુંદર દરવાજા મૂક્યા છે. એમને પાડા પોળ, ભૈરવ પોળ, હનુમાન પોળ, ગણેશ પોળ, જોરલા-પોળ, લક્ષ્મણ પોળ અને રામ પોળ કહે છે. રામ પોળ એ ઝાલી વાવનો મુખ્ય દરવાજો છે. પૂર્વ તરફનાં દ્વારને સૂરજ પોળ કહે છે. ઉત્તરમાં લખોટાબારીનું બીજું દ્વાર છે. એ તરફ તુળજા ભવાનીનું મંદિર છે. મેવાડની ગાદી ઉપર છળકપટથી વનવીર આવ્યો ત્યારે સોળમા સૈકામાં આ મંદિર બંધાવેલું. દક્ષિણે નવલખા ભંડાર છે. એની નજીક સિંગાર ચોરીનું મંદિર છે. એનું કોતરકામ સુંદર છે, એની સ્થાપત્યરચના પણ સુંદર થઈ છે. એમાં ઘણા લેખો

કોતરાવ્યા છે. રાણા કુંભાના ખજાનચીના પુત્ર ભંડારી બેલાએ આ મંદિર ઈ. સ. ૧૪૪૮ માં બંધાવ્યું છે. એમાં શાન્તિનાથની પ્રતિષ્ઠા કરી છે.

આ શોભાયુક્ત મંદિરની સાથે 'દરબારકા મહેલ'નાં ખંડિયેર છે. કહે છે કે એ જગ્યાએ રાણાનો મહેલ હતો. એની પાસે જૈનોનું સત-બીસ દેવડી નામનું મંદિર છે. વચમાં મુખ્ય મંદિર છે અને ફરતે બીજાં મંદિરો છે. એની દક્ષિણે ઈ. સ. ૧૪૫૦માં રાણા કુંભાએ બંધાવેલું કુંભાશ્યામનું મંદિર છે, એમાં શ્રીકૃષ્ણની પ્રતિષ્ઠા કરી છે, અને એની સામે ભોજરાજની રાણી અને રાણા સંગની પુત્રવધૂ મીરાંબાઈનું બંધાવેલું શ્યામનાથનું મંદિર છે.

આ ડુંગર ઉપર જયસ્તંભનું આકર્ષણ ઘણું છે. ઈ. સ. ૧૪૪૨ થી ૧૪૪૯ સુધીમાં રાણા કુંભાએ પોતે કરેલા અનેક વિજયોની સ્મૃતિમાં આ સ્તંભ બંધાવ્યો છે. આ સ્તંભ ૧૨૦ ફૂટ ઊંચો છે. ભોંયતળિયે એ ૩૦ ફૂટ પહોળો છે. એના નવ માળ છે. નીચેથી તે ઉપરલગી એની તમામ શિલાઓ ઉપર સુંદર કોતરકામ છે. હિંદુ દેવ-દેવીઓનાં શિલ્પ મૂકયાં છે. કર્નલ ટૉડે કબૂલ કર્યું છે કે દિલ્હીના કુતુબમિનાર કરતાં આ જયસ્તંભ સ્થાપત્યની દૃષ્ટિએ ચડિયાતી રચના છે. કલાવિદ્ ફર્ગ્યુસનનું કહેવું છે કે રોમના ટ્રૉજન સ્તંભ કરતાં ચિતોડનો સ્તંભ સ્થાપત્યનો વધારે સુંદર નમૂનો છે.

ત્યાંથી નૈઋર્ત્ય દિશામાં જતાં મહાસતી નામે ઓળખાતું સ્થાન આવે છે. એ સ્થળે મેવાડના રાજા-રાણીઓનો પહેલાં અગ્નિદાહ થતો. ત્યાં સમિધીશ્વર મહાદેવનું મંદિર છે.

એને મોકળજીનું મંદિર પણ કહે છે; કેમ કે ઈ. સ. ૧૪૨૮માં રાણા મોકળે એનો જીર્ણોદ્ધાર કરાવેલો. એ મંદિરના એક શિલાલેખમાં જણાવ્યુ છે કે, ગુજરાતના સોલંકી રાજા કુમારપાળ ચિતોડમાં પધાર્યા હતા. પાસે ગોમુખ કુંડ છે અને કાલિકા માતાનું મંદિર છે. દક્ષિણે આગળ જતાં રાણા રતનસિંહ અને રાણી પદ્મિનીનો મહેલ છે. એની પાસે ચિત્રાંગ મૌર્યના મહેલનાં ખંડેરો છે. એ મૌર્યરાજા પાસેથી બાપ્પા રાવળે ચિત્તોડના ગઢનો કબજો મેળવ્યો હતો.

અહીંથી ઉત્તરે જતાં ભીમલાટ જળાશય અને નીલકંઠ મહાદેવનું મંદિર આવે છે. આ સ્થળે એક કીર્તિ-સ્તંભ છે. બારમી કે તેરમી સદીમાં જીજા નામના એક બાઘેરવાલ જૈન મહાજને એ બંધાવ્યો. એ સ્તંભ જૈનોના પહેલા તીર્થંકર ભગવાન આદિનાથની પ્રતિષ્ઠા માટે બનાવ્યો છે. એ ૮૦ ફૂટ ઊંચા સ્તંભમાં ઘણું સુંદર કોતરકામ થયુ છે. આદિનાથની મૂર્તિ તો સેંકડો વાર મૂકી છે. એના સાત માળ છે. અન્નપૂર્ણાનું મંદિર રાણા હમીરે બંધાવેલું; પરંતુ કુકરેશ્વરનું મંદિર તો અતિ પ્રાચીન સમયનું છે.

ચિતોડમાં ડગલે ને પગલે વીર રજપૂત નરનારીઓની સ્મૃતિ જાગે છે. જેમણે પોતાની માતૃભૂમિ માટે રક્ત વહાવ્યાં અને જેમણે પોતાની લાજઆબરૂ જાળવવા આત્મબલિદાન દીધાં એ શૂરવીરોની પુણ્યસ્મૃતિથી હૃદય ભરાઈ આવે છે. સિસોદિયાઓનું આ પ્રાચીન પાટનગર મેવાડના રાણાઓની કીર્તિ અને એમના ગૌરવનું સ્મારક બનીને ઊભું છે. શૂરા રજપૂતોનાં અનેક બલિદાનોની ભવ્ય કથાઓ વડે ચિતોડગઢના પથ્થરે પથ્થર અંકાયેલા છે.

## ૧૧ : ઇંદ્રપ્રસ્થ

पूर् ! विभूतिमति ! कैः पुरातनैः सार्वभौमविभवैस्त्वमन्विता ! ।
अस्तु शाश्वतमनर्गलं महः पूर्वचित्रचरिताद् तवाऽद्भुतम् ॥

'હે ગૌરવશાળી નગર! કેટલાં પુરાતન અને સમૃદ્ધ સામ્રાજ્યો સાથે તું સંકળાયેલું છે! ભૂતકાળમાં તારો ઇતિહાસ વિવિધતાથી ભરપૂર છે, અદ્ભુત છે. એ કીર્તિને પણ ભુલાવે એવી સ્વતંત્ર ભારતની રાજધાની તું થજે. તારું ભવ્ય તેજ શાશ્વત રહેજો.'

**પુરાતન** દિલ્હી તે ઇંદ્રપ્રસ્થ. એ નગરને શક્રપ્રસ્થ, બૃહસ્થળ, ખાંડવપ્રસ્થ, શક્રપુરી કે શતક્રતુપ્રસ્થ પણ કહ્યું છે. પાંડવોએ ઇંદ્રપ્રસ્થ વસાવ્યું ત્યારથી છેક મહાભારતનું યુદ્ધ સમાપ્ત થયું ત્યાં લગી એમની રાજધાની એ નગરમાં રાખી તેથી ઇંદ્રપ્રસ્થ પ્રસિદ્ધ થયું. પાંડવોએ એ નગર યમુનાને તીરે બાંધ્યું છે. વર્તમાન દિલ્હીથી બે માઈલ દક્ષિણે ફિરોઝશાહના કોટલાથી હુમાયૂના મકબરા સુધીના વિસ્તારમાં ઇંદ્રપ્રસ્થ હતું એમ મનાય છે. એ સ્થળેથી યમુના નદી ધીરે ધીરે પૂર્વ ભાગમાં ખસી છે. બુલંદ શહેર અને સહરાનપુર વચ્ચેના વિશાળ પ્રદેશને ખાંડવવન કહેતા અને એ પ્રદેશની રાજધાની ઇંદ્રપ્રસ્થ હતું.

દ્રૌપદીના સ્વયંવરમાં સફળ બન્યા પછી આનંદથી ઉત્સાહિત બનેલા પાંડવો હસ્તિનાપુર આવ્યા. આવા સમર્થ સંબંધીઓ હસ્તિનાપુરમાં જ મુકામ રાખે તે એમના કાકા ધૃતરાષ્ટ્ર અને કાકાના પુત્રો કૌરવોને રુચ્યું નહિ. એમને પાંડવોની ઈર્ષ્યા થઈ. એમનો નિવાસ ખસેડવા માટે કૌરવોએ વિદુર જોડે સંદેશો મોકલ્યો કે તમે ખાંડવ-

વન( એને ઇંદ્રવન પણ કહેતા હતા )માં જઈને રહો, હસ્તિનાપુરમાં નહિ. એ વનને સાફ કરો, ત્યાં નવું નગર વસાવો અને ત્યાં રાજ્ય કરો. ધૃતરાષ્ટ્રનું આ કહેણ યુધિષ્ઠિરે સ્વીકાર્યું : अर्धराज्यं तु संप्राप्य खाण्डवप्रस्थमाविश। 'તમે પાંડવવનમાં પ્રવેશ કરો અને અર્ધું રાજ્ય ભોગવો.'

યુધિષ્ઠિર હસ્તિાપુરથી નીકળ્યા ત્યારે એમનો સંગાથ શ્રીકૃષ્ણે પણ કર્યો અને એમણે વિશ્વકર્માને આજ્ઞા કરી કે, ઇંદ્રની અલકાપુરી તુલ્ય પાંડવો માટે સુંદર પાટનગરની રચના કરો. એ નગરનું નામ પણ ઇંદ્ર સાથે જોડી દીધું. એનું નામ ઇંદ્રપ્રસ્થ પાડ્યું.

वासुदेवस्तु तच्छ्रुत्वा विश्वकर्माणमूचिवान्।
कुरुष्व राजराजस्य महेन्द्रपुरसन्निभम्
इन्द्रेण कृतनामानं इन्द्रप्रस्थं महापुरम्॥
( આદિ. ૨૨૭, ૫૬,૫૭ )

આ નગરમાં તીક્ષ્ણ શસ્ત્રો લાવીને રાખ્યાં, સો માણસોનો એક સાથે વિનાશ કરી શકે એવા શતઘ્ની આયુધો લાવ્યા, કેટલીયે યાંત્રિક કરામતો લાવ્યા અને મોટાં ચક્રોના રૂપનાં લોહશસ્ત્રો પણ લાવ્યા.

तीक्ष्णांकुशशतघ्नीभिर्यन्त्रजालैश्च शोभितम्।
आयसैश्च महाचक्रैः शुशुभे तत्पुरीत्तमम्॥
( આદિ. ૨૨૭, ૬૪,૬૫ )

નગરનું બાંધકામ પૂરું થયુ એટલે રાજા યુધિષ્ઠિરે વિદ્વાન બ્રાહ્મણોની સાથે, પોતાના ભાઈઓની સાથે, બીજા

રાજાઓની સાથે વર્ધમાનપુર નામના દરવાજેથી નગરમાં પ્રવેશ કર્યો.

> पुरींसर्वगुणोपेतां निर्मितां विश्वकर्मणा ।
> पौरवाणामधिपतिः कुन्तीपुत्रो युधिष्ठिरः ।
> वर्धमानपुरद्वारात् प्रविवेश महाद्युतिः ॥
>
> (આદિ. ૨૨૭, ૮૩ થી ૮૬)

મહાભારતનું યુદ્ધ શરૂ થયુ તે પહેલાં પાંડવોએ પોતાના હકદાવાનું સમાધાન કરવા કૌરવોને જણાવ્યું (ઉદ્યોગપર્વ). રાજા યુધિષ્ઠિરનો વિચાર એવો હતો કે જેમ બને તેમ સમાધાન કરી લેવું, ઓછું મળે તો તેનો અસંતોષ રાખવો નહિ, માત્ર પાંચ જ નગર મળે તોપણ સ્વીકારી લેવાં. એનો દુર્યોધને જે ઉત્તર વાળ્યો તે તો પ્રસિદ્ધ જ છે. એમણે સ્પષ્ટ કરી દીધું કે સોયની અણી જેટલી ભૂમિ પણ હું આપવાનો નથી. પાંડવોએ જે પાંચ નગર માગ્યાં હતાં તે નીચે મુજબ છે :

૧. પાણીપ્રસ્થ અથવા કુરુક્ષેત્રની સમીપે આવેલું પાણીપત;

૨. સોનપ્રસ્થ અથવા દિલ્હીથી ૨૫ માઈલ ઉત્તરે આવેલું સોનેપત;

૩. તિલપ્રસ્થ અથવા કુતુબમિનારથી દસ માઈલે અગ્નિ દિશામાં અને તઘલકાબાદથી છ માઈલ નૈર્ઋત્ય દિશામાં આવેલું ગામ.

૪. ઇંદ્રપ્રસ્થ જે પાંડવોએ જ વસાવ્યું હતું તે; અને

૫. ભાગપ્રસ્થ અથવા યમુનાને કાંઠે મેરઠથી ત્રીસ માઈલ પશ્ચિમે આવેલું બાગપત.

આ પાંચ નગરને બદલે જો પાંચ ગામ આપવામાં આવે, તોપણ પાંડવોને સંતોષ હતો. એ પાંચ ગામ :

अविस्थलं वृकस्थलं माकन्दीं वारणावतम् ।
अवसानं भवन्त्वत्र किंचिदेकं च पंचमम् ॥

(ઉદ્યોગ. ૩૧-૧૦)

૧. અવિસ્થલ, ૨. વૃકસ્થલ, ૩. માકન્દી, ૪. વારણાવ્રત અને પાંચમું ગામ દુર્યોધનને જે આપવું હોય તે ગામ.

દિલ્હીમાં યમુના નદીના તીરે નિગમબોધ ઘાટ છે ત્યાં નીલા છાત્રીનું મંદિર છે. રાજસૂય યજ્ઞ કર્યો તે વખતે આ બંને સ્થળો રાજા યુધિષ્ઠિરે બંધાવ્યાં હતાં એમ મનાય છે. પાંડવોએ ઇંદ્રપ્રસ્થની જે નગરી વસાવી, તેમાં આ સ્થળો પણ હતાં એ દેખીતું છે. રાજસૂય યજ્ઞ આ જ સ્થળે થયેલો. એ પ્રસંગે મયાસુરે રચેલા ભવ્ય સભામંડપમાં એવી ખૂબી કરેલી કે, જળ હોય ત્યાં સ્થળનો આભાસ થતો અને સ્થળ હોય ત્યાં જળનો આભાસ થતો. દિલ્હીમાં પુરાણો કિલ્લો છે. એનું લોકજીભે ચઢેલું એક નામ તે ઇંદ્રપત છે. આમ ઇંદ્રપ્રસ્થની સ્મૃતિ હજી જળવાઈ રહી છે.

હિંદુઓનો પુરાણો કિલ્લો હુમાયૂએ સમરાવ્યો અને એને દીનપનાહ એવું નવું નામ આપ્યુ. એમાં આજે કિલ્લા કોણી મસ્જિદ અને શેરશાહનો મહેલ મોજૂદ છે. આમ તો યુધિષ્ઠિરના પુરાતન ઇંદ્રપ્રસ્થના કોઈ અવશેષ બચ્યા નથી; એમ છતાં ભારતવાસીઓના દિલમાં એની પવિત્ર સ્મૃતિ જળવાઈ રહી છે. એટલે લોકો હજી ઇંદ્રપ્રસ્થના સ્થળની મુલાકાત લે છે, એનાં દર્શન કરીને યમુના નદીમાં સ્નાન કરે છે. એથી ઘણું પુણ્ય મળે એમ

માને છે. કહે છે કે ત્રણ સ્થળે યમુનાનું માહાત્મ્ય વધારે છે : ઇંદ્રપ્રસ્થ આગળ, પ્રયાગ આગળ અને સાગરસંગમ આગળ. એમાં પણ ઇંદ્રપ્રસ્થ આગળનો નિગમબોધ ઘાટ (અથવા નિગમોદબોધતીર્થ) પવિત્ર મનાય છે.

यमुना सर्वसुलभा त्रिपु स्थानेपु दुर्लभा ।
इन्द्रप्रस्थे प्रयागे च सागरस्य च संगमे ॥

શેરશાહની રાજધાનીના એક દરવાજાને લાલ દરવાજો કહેતા. એની સમીપમાં પુરાણો કિલ્લો છે. ૧૫૩૩ માં હુમાયૂએ એનો જીર્ણોદ્ધાર શરૂ કર્યો. સાત વર્ષે શેરશાહે એ કામ પૂરું કર્યું. લોકકથા એવી છે કે જે સ્થળે આજે કિલ્લા કોણી મસ્જિદ છે તે સ્થળે હાથમાં ગાંડીવ લઈને અર્જુન ઊભા રહેતા અને પુરનું રક્ષણ કરતા. જે સ્થળે આજે શેરશાહનો મહેલ છે તે સ્થળે પાંડવો અને શ્રીકૃષ્ણની મસલતો ચાલતી અને એ મહેલની સામેની ખુલ્લી જગ્યામાં રાજા યુધિષ્ઠિરે રાજસૂય યજ્ઞ કરેલો.

રૂપાર અને હસ્તિનાપુર ખાતે ખોદકામ કરતાં પ્રાચીન ઐતિહાસિક સમયનાં રંગીન પાત્રોના અવશેષો (પેઇન્ટેડ ગ્રે–વેર) મળ્યાં છે. એવા જ અવશેષો ઇંદ્રપતમાંથી અને યમુનાના પટમાંથી પણ મળ્યા છે.

આજના દિલ્હી શહેરના ૧૦–૧૨ માઈલના ઘેરાવામાં ઘણી વાર નગરો બંધાયાં ને ઘણી વાર એનાં પતન થયાં. વિનાશ કરીને એના વિજેતાઓએ વળી બંધાવ્યાં. એ વિસ્તાર લગભગ ૪૫ માઈલનો થાય છે. એનું પહેલું બાંધકામ કળિયુગના પ્રારંભમાં એટલે કે ઈ. સ. પૂર્વે ૩૧૦૧ માં રાજા યુધિષ્ઠિરે કર્યું. હાલના

વિદ્વાનો જોકે એમ માને છે કે મહાભારતનો કાળ ઈ. સ.ના ૧૫ સૈકાં પૂર્વે હતો. એ શહેરમાંથી પાંડવોએ મોટું રાજ્ય બનાવ્યું. મહાભારતનું યુદ્ધ જીત્યા પછી યુધિષ્ઠિર હસ્તિનાપુર આવીને રહ્યા અને એ નગરને રાજધાની બનાવી. હસ્તિનાપુર ગંગાને કાંઠે વસેલું હતું, દિલ્હીની ઈશાન દિશામાં હતું ને મેરઠથી ૨૨ માઈલ દૂર હતું. શ્રીકૃષ્ણના દેહોત્સર્ગ પછી અર્જુન દ્વારકા ગયો અને યાદવોની સ્ત્રીઓ અને શ્રીકૃષ્ણના પૌત્રોને લઈ આવ્યો. એમાં વજ્ર નામનો શ્રીકૃષ્ણનો પૌત્ર પણ હતો. એને ઇંદ્રપ્રસ્થની ગાદીએ બેસાડ્યો હતો.

યુધિષ્ઠિર પછી પરીક્ષિત આવ્યા. અર્જુનના એ પૌત્ર થાય. એમના પછી બીજા ૨૯ વંશજો આવ્યા. પછી વંશ બદલાયો અને વિશાર્વનો વંશ ચાલુ થયો. એ પછી ગૌતમો અને મૌર્યો આવ્યા. ઈ. સ. ની પૂર્વે પહેલી સદીમાં હસ્તિનાપુરનું નગર દક્ષિણ તરફ ખસ્યું હતું. દિલુ રાજા નામના એક મૌર્ય રાજને આ નવું શહેર વસાવ્યું એમ કહેવાય છે. રાજા દિલુ અથવા ઢિલુના નામ ઉપરથી એ નગરનું નામ દિલ્હી પડ્યું.

ઈ. સ. ના ચોથા સૈકામાં ધાવ રાજા થયા. એમણે વિખ્યાત લોહસ્તંભની રચના કરી. આ સ્તંભ અણિશુદ્ધ જળવાયો છે અને પ્રાચીન ભારતનાં અપ્રતિમ સ્મારકોમાં એની ગણના થાય છે. એ ૨૩ ફૂટ લાંબો છે. પવન અને વરસાદની સામે પંદરસો વર્ષથી એ અડગ ખડો છે. એને કાટ લાગતો નથી. એના ઉપર કોતરેલા લેખો હજી સ્પષ્ટ અને ધારદાર રહ્યા છે. પંજાબના બાહ્‌લિકો ઉપર ધાવ રાજાએ

મેળવેલા વિજયની સ્મૃતિમાં આ સ્થંભની રચના થઈ છે.

આ લોહસ્તંભ વિષે એક બીજી કથા પણ છે. એ મુજબ ચંદ્ર રાજાએ એ પાંચમા સૈકામાં બનાવરાવ્યો એમ ગણાય છે. ત્રીજી માન્યતા મુજબ ઈ. સ. ૪૫૦ માં પહેલા કુમારગુપ્તે એ બંધાવ્યો. રાજા પૃથ્વીરાજની યજ્ઞશાળાના ચોગાનમાં એને સ્થાન મળ્યું છે. આ યજ્ઞશાળાને મુસલમાનો ભૂતખાના કે બૂતખાના કહેતા.

એમ જણાય છે કે ચોથા સૈકામાં દિલ્હી એક મુખ્ય કેન્દ્ર ગણાતું હતું, એ પછી અમુક સૈકાં સુધી એના ઇતિહાસની કડીઓ મળતી નથી. જાણે દિલ્હી ભુલાઈ ગયું હોય એમ જણાય છે; પરંતુ કનોજ (કાન્યકુબ્જ) ઉપર રાઠોડ લોકોએ કબજો મેળવ્યો એ પછી રાજા અનંગપાળે દિલ્હીમાં રાજધાની સ્થાપી અને દિલ્હીનું નામ પ્રકાશમાં આવ્યુ. એમના પછી પૃથ્વીરાજ ચૌહાણ ગાદી ઉપર આવ્યા. એમણે મુસલમાનોનાં આક્રમણો સામે ઘણાં પરાક્રમો કર્યાં, પરંતુ અંતે નિષ્ફળ થયા. દિલ્હીની ગાદી ઉપર પૃથ્વીરાજ છેલ્લા હિંદુ રાજા હતા. ૧૧૯૩માં દિલ્હી મુસલમાન પઠાણોના હાથમાં ગયું.

પઠાણ સુલતાનોએ ૧૧૯૩ માં કુતુબમિનારનું બાંધકામ શરૂ કર્યું. તે સાત વર્ષે ૧૨૦૦ ની સાલમાં પૂરું થયું. એની અગિયાર કમાનો છે. ઇબ્નબતુત નામનો ઇતિહાસ લેખક લખે છે કે કુતુબમિનાર આખી દુનિયામાં અદ્વિતીય છે, એટલો ઊંચો ને એવો સુંદર બીજો કોઈ મિનારો નથી. એની ૨૩૦ ફૂટની ઊંચાઈમાં પાંચ માળ છે અને દરેક માળે સુંદર ઝરૂખા મૂક્યા છે.

એક કથા એવી છે કે આ મિનારો હિંદુઓની ઇમારત છે. એ રાય પિઠોરાએ એમની પુત્રી યમુનાનાં દર્શન કરી શકે એ માટે બંધાવ્યો હતો. આવી વાત પૃથ્વીરાજનાં રાણી સંયુક્તા માટે પણ કહેવાય છે. કેટલાક માને છે કે આ વિષ્ણુધ્વજ છે. મુસલમાનોએ એની ઉપરનાં શિલ્પો કાઢી નાખીને કુરાનનાં વાક્યો તથા બીજા અરબી લેખો કોતરાવી લીધા. એની ઘણી શિલાઓ હિંદુ મંદિરોમાં વપરાયેલી–ખંડિત કરેલી જણાય છે. એની આસપાસ ઘણા વિસ્તારમાં ખંડિયેરો મોજૂદ છે. આવો ઇતિહાસ સાંભળીને મહાત્મા ગાંધીજી કુતુબમિનાર જતાં જતાં અર્ધે રસ્તેથી પાછા વળી ગયેલા; અને પછી અનેક વાર દિલ્હી ગયેલા; પરંતુ કુતુબમિનારને દૂરથી જોવાની ઇચ્છા પણ એમને નહોતી થઈ.

દિલ્હીમાં સમ્રાટ અશોકના બે શિલાલેખ છે. એક સ્તંભ ફિરોઝશાહના કોટલામાં છે. શ્રુઘ્ના નામના સ્થળેથી ખસેડીને એ સ્તંભ અહીં લઈ આવેલા. બીજો સ્તંભ ૧૮૫૭ના સ્મારકની નજીક રાખેલો છે. એ સ્તંભ મેરઠથી અહીં લાવેલા.

૧૩૦૩માં અલાઉદ્દીન એનું લશ્કર સીરીમાં રાખતો. એ સ્થળે એણે નવું નગર પણ વસાવ્યું. ૧૩૨૦માં તઘલખ-શાહ ગાદીએ આવ્યો. એને કિલ્લાની દીવાલો નીચી લાગી, એથી પૂર્વ દિશામાં પાંચ માઈલ દૂર તઘલખાબાદ બાંધ્યું. કહે છે કે નિઝામુદ્દીન નામના ફકીરે તઘલખાબાદને શાપ દીધો અને થોડા સમયમાં એ નિર્જન બન્યું.

આ વંશના બીજા રાજા મહંમદ તઘલખે પુરાણા

દિલ્હી અને સીરીને જોડતો કિલ્લો બાંધી જહાંપનાહ નામનું શહેર વસાવ્યું. એ પછી ફિરોઝશાહે ૧૩૫૪માં સીરીની ઈશાને પાંચ માઈલ છેટે ફિરોઝાબાદ બંધાવ્યું. ૧૫૩૪માં હુમાયૂએ પુરાણા કિલ્લાનું બાંધકામ કર્યું અને ૧૬૪૮માં શાહજહાંએ જે દિલ્હી વસાવ્યુ તે સાતમું દિલ્હી કહેવાય છે.

આ શહેરમાં આટલા બધા પલટા આવ્યા તેનું એક મુખ્ય કારણ યમુના નદી છે. એ નદીનો પ્રવાહ જેમ બદલાતો જાય, તેમ નવું બાંધકામ કરવાની જરૂર ઊભી થતી જાય. યમુના નદી ધીરે ધીરે પૂર્વ તરફ વહેતી રહી છે, અને આ નગરને મુખ્યત્વે એ નદી પાણી પૂરું પાડે છે.

૧૯૧૨માં બ્રિટિશ સત્તાએ એમની રાજધાની કલકત્તાથી ખસેડી દિલ્હીમાં આણી અને નવું દિલ્હી બાંધવા માંડયું. ૧૯૪૭ના ઑગસ્ટની પંદરમીની મધરાતે એ સત્તાનો અમલ પૂરો થયો ને ભારતની પ્રજાનું રાજ શરૂ થયું. ૧૯૪૮ના જાન્યુઆરીની ત્રીસમી તારીખે પ્રાર્થના-સભામાં જતાં જતાં મહાત્મા ગાંધીજી ઠાર થયા અને રાજઘાટમાં એમની સમાધિ રચવામાં આવી. દિલ્હી શહેર આજે જગતની મુખ્ય રાજધાનીઓમાં માનભર્યું સ્થાન પામ્યું છે.

## ૧૨ : કપિલવસ્તુ

**કાશીની** ઉત્તરે અને નેપાળની સરહદ પાસે શાક્ય પ્રજાની જે રાજધાની હતી એ નગરનું નામ કપિલવસ્તુ. ત્યાં પ્રજાનું ગણતંત્ર હતું. એના અધિનાયક શુદ્ધોદન હતા. એમના પુત્ર ગૌતમ સિદ્ધાર્થ તપ અને ધ્યાન કરીને બુદ્ધ થયા, અને એમનો બૌદ્ધ ધર્મ એશિયાભરમાં ફેલાયો. શાક્યોના રાજવંશમાં જન્મ્યા હોવાથી એ શાક્યમુનિ પણ કહેવાતા.

કપિલવસ્તુ ક્યાં આવ્યું એ વિષે ઘણી કલ્પનાઓ ચાલી હતી. એક કાળે એમ મનાતું કે ભુઈલા દિહ નામના ગામ પાસે એ નગર હતું. આ સ્થળ ઉત્તર પ્રદેશના બાસ્ટી જિલ્લાના વાયવ્ય ભાગમાં છે. ફૈઝાબાદથી ઈશાને પચીસેક માઈલ જઈએ ત્યાં ગંડક અને ઘગ્રા નદીની વચ્ચેના પ્રદેશમાં આવે. બીજું સ્થળ અવધના ઉત્તર ભાગમાં નગર ખાસ પાસે મનાતું. ત્રીજું સ્થળ ગોરખપુરની ઉત્તરે નેપાળની તરાઈમાં, ઉસકા બઝાર રેલવે સ્ટેશનથી ૩૧ માઈલ વાયવ્યમાં, હાલના નીગ્લીવા નામના ગામ આગળ નેપાળમાં મનાય છે. એ સ્થળેથી અશોકનો શિલાલેખવાળો એક સ્તંભ મળ્યો હતો. એમાં જણાવ્યું હતું કે એ સ્થળે સમ્રાટ અશોક પધારેલા અને કોણાગમનના સ્તૂપનો જીર્ણોદ્ધાર કરાવેલો. એ પછી સ્તૂપની તપાસ કરી ત્યારે એમ જણાયું કે, એ વિસ્તારમાં આવો કોઈ સ્તૂપ હતો જ નહિ, અને જે શિલાલેખવાળો સ્તંભ હતો તે પણ એ સ્થળનો નહોતો. એનું મૂળ સ્થાન કોઈ જુદું જ હતું.

પરંતુ ઘણાં સંશોધનોને અંતે એવો નિર્ણય થયો છે કે નીગ્લીવા ગામથી સાડાત્રણ માઈલ દૂર અને લૌલીવા ગામથી બે માઈલ ઉત્તરે તિલૌરા નામનું ગામ છે એ જ કપિલવસ્તુની જગ્યા ગણી શકાય. વર્તમાન ચિત્રા દેઈ, રામઘાટ, સાંડવા અને તિલૌરા એ ચાર ગામડાંના વિસ્તારમાં કપિલવસ્તુનું નગર વસેલું હતું. એનો રાજગઢ તિલૌરાના સ્થાને હતો, ને એ ગઢમાં શાક્યોના મહેલો હતા.

બુદ્ધના જન્મસ્થાન વિષે પણ આવા મતભેદ હતા. પરંતુ સર પી. સી. મુખરજીના સંશોધન ઉપરથી એવો નિર્ણય થયો છે કે, હાલ જ્યાં રુમિન્દી ગામ છે ત્યાં પહેલાં લુમ્બિની વન હતું. દેખીતું છે કે લુમ્બિની દેવીનું અપભ્રંશ તે રુમિન્દી. એ સ્થળ કપિલવસ્તુથી દસ માઈલ પૂર્વ દિશામાં છે. ભગવાનપુરથી બે માઈલ ઉત્તરે અને પડેરીઆથી એક માઈલ ઉત્તરે છે. બૌદ્ધ ગ્રંથોમાં જણાવ્યું છે કે ભગવાન બુદ્ધનો જન્મ લુમ્બિની વનમાં થયો હતો. એ સ્થળ કપિલ-વસ્તુની પાસે હતું. ઈ. સ. ૧૮૯૬માં આ સ્થળેથી એક સ્તંભ મળી આવ્યો હતો. એના ઉપરના શિલાલેખમાં સમ્રાટ અશોકે જાહેર કર્યું હતું કે બુદ્ધનું જન્મસ્થાન જણાવવા આ સ્તંભ ઊભો કર્યો હતો. સાતમા સૈકામાં હુએન-ત્સાંગ નામના ચીની યાત્રી ભારતમાં આવેલા એમણે નોંધ કરી છે કે એ સ્તંભ ઉપર વીજળી પડી તેથી ખંડિત થયો છે. અશોકનો શિલાલેખ મળ્યા પછી લુમ્બિનીવન ક્યાં આવ્યું અથવા કપિલવસ્તુનું ચોક્કસ સ્થાન કયું હતું એ વિષે શંકા રહેતી નથી. લેખમાં જણાવ્યું છે કે: ‘દેવાનામ્ પ્રિય પ્રિયદર્શી’ એમના શાસનના વીસમા વર્ષમાં

આ સ્થળે પધાર્યા. આ સ્થળે શાક્યમુનિનો જન્મ થયો હતો, તેથી સમ્રાટ અશોકે એ સ્થળે સ્તંભ મુકાવ્યો. એ ગામનું મહેસૂલ અશોકે માફ કરી દીધું હતું.

બુદ્ધના નિર્વાણ પછી એમના અવશેષોનો આઠમો ભાગ કપિલવસ્તુના શાક્યોને મળ્યો. જે સ્થળે એ અવશેષો રાખ્યા, ત્યાં સ્તૂપની રચના કરવામાં આવી. એ સ્થળે આજે પીપરાવ નામનું ગામ છે. વિરુદ્ધકે (કોશલના રાજકુમાર વિડૂડભે) શાક્યોનો જે સ્થળે સંહાર કરેલો, ત્યાં સાગરાવા નામનું ગામ છે, જે તિલૌરા કોટથી બે માઈલ ઉત્તરે છે.

ચીનથી આવેલા બે બૌદ્ધ યાત્રીઓ ફા-હ્યાન અને હુએન-ત્સાંગ; એ બંનેએ કપિલવસ્તુનાં વર્ણનો કર્યાં છે, પરંતુ એ બંને સરખાં નથી. સંભવ છે કે એમને જુદાં જુદાં સ્થળો બતાવવામાં આવ્યાં હોય. ફા-હ્યાનનું વર્ણન જોતાં પીપરાવના સ્થળે આજના રુમિન્દીથી નવ માઈલ નૈર્ઋત્યે કપિલવસ્તુ હતું; પરંતુ હુએન ત્સાંગના વર્ણન પ્રમાણે કપિલવસ્તુ તો લુમ્બિની વનથી ૧૪ માઈલ વાયવ્યે હતું.

બુદ્ધના જીવન વિષે પૌરાણિક શૈલીમાં લલિત વિસ્તાર નામનો સંસ્કૃત ગ્રંથ છે. એમાં ભિક્ષુઓની વિનતિથી ભગવાને પોતે બુદ્ધના ચરિત્રનું રહસ્ય પ્રગટ કર્યું છે. એક વાર બુદ્ધ શ્રાવસ્તીના અનાથપિંડકે સમર્પણ કરેલા જેતવનમાં વિહાર કરતા હતા, ત્યારે એમણે બુદ્ધચરિત્ર પ્રગટ કર્યું હતું. એ મુજબ જંબુદ્વીપમાં બોધિસત્ત્વને અવતાર ધારણ કરવા વિનતિ થઈ અને એમણે બાર વર્ષમાં એમ કરવાનું સ્વીકાર્યું. અમુક વિદ્વાનોની માન્યતા છે કે બુદ્ધનો જન્મ ઈ. સ. પૂર્વે ૫૫૭માં થયો અને બીજાના મતે ઈ. સ. પૂર્વે

૬૨૩માં થયો. લંકાના બૌદ્ધો બીજા મતને અનુસરે છે. લલિત-વિસ્તારના છઠ્ઠા પ્રકરણમાં જણાવ્યું છે કે, શ્વેત હાથીના રૂપમાં બુદ્ધે એમની માતા માયાદેવીની કૂખમાં પ્રવેશ કર્યો. તે દિવસે સ્વપ્નમાં માયાદેવીને આ વાત સમજાઈ પણ ખરી. લુમ્બિનીવનવાળા સ્થળે માયાદેવીનું એક મંદિર પણ છે.

બુદ્ધનો જન્મદિવસ, બુદ્ધને સંપૂર્ણ જ્ઞાન થયું તે દિવસ અને બુદ્ધનું નિર્વાણ થયું તે દિવસ–આ ત્રણેય દિવસોએ વૈશાખી પૂર્ણિમા હતી.

શાકયોની ભૂમિ કોશલના પૂર્વ ભાગમાં અને હિમાલયના નીચેના ભાગમાં હતી. શાકયોએ કોશલરાજાનું આધિપત્ય સ્વીકાર્યું હતું. એ સમયે મલ્લ, લિચ્છવી, વજ્જીઓ વગેરે લોકોએ ગણરાજ્યો સ્થાપ્યાં હતાં એમ શાકયોનું પણ ગણ રાજ્ય હતું. એમના નાયક રાજા કહેવાતા. રાજકાજ સંથાગારમાં ચાલતું.

બૌદ્ધ શાસ્ત્રો મુજબ શાક્યમુનિ એ ચોથા બુદ્ધ હતા. જે પાંચમા બુદ્ધ થશે તે મૈત્રેય કહેવાશે અને એ છેલ્લા બુદ્ધ થશે. શાક્યમુનિ પહેલાં જે ત્રણ બુદ્ધ થઈ ગયા, તેમનાં નામ ક્રાકુચંદ, કનક મુનિ અને કશ્યપ. ચીની યાત્રી ફા–હ્યાનને જે સ્થળ બતાવવામાં આવેલું, તે કનક મુનિ નામના બીજા બુદ્ધાવતારના જન્મસ્થાનનું હતું. ફા–હ્યાને કપિલવસ્તુની મુલાકાત લીધી ત્યારે એ સ્થળ નિર્જન હતું– નહોતા રાજા ને નહોતી પ્રજા. ત્યાં થોડા બૌદ્ધ સાધુઓ હતા અને ગરીબ લોકોનાં થોડાં કુટુંબ હતાં. જે સ્થળે રાજા શુદ્ધોદનનો મહેલ હશે ત્યાં એ યાત્રીએ બુદ્ધ અને

એમની માતા માયાદેવીની મૂર્તિઓ જોઈ હતી. કપિલવસ્તુની આસપાસ બુદ્ધના જીવનપ્રસંગો સાથે વણાયેલાં બીજાં સ્થળોએ સ્તૂપોની રચના કરી હતી, કોઈ સ્થળે વિહાર બાંધ્યા હતા. ફા–હ્યાન લખે છે કે, 'કપિલવસ્તુથી પચાસ લી (ચીની ગણતરી પ્રમાણે ૧ લી=અઢી ફર્લાંગ) પૂર્વ દિશામાં લુમ્બિનીનું વન હતું, ત્યાં એક સરોવરમાં માયાદેવી ઊતર્યાં. એમાં સ્નાન કર્યું. સ્નાન કરીને સરોવરના ઉત્તરી ઘાટેથી એ બહાર નીકળ્યાં. વીસ ડગલાં ચાલ્યાં અને હાથ ઊંચો કરી વૃક્ષની એક ડાળનો આધાર લીધો. એમ પૂર્વાભિમુખે એ ઊભાં રહ્યાં ને રાજકુંવર સિદ્ધાર્થનો જન્મ થયો. બાળક ભૂમિ ઉપર પડ્યો અને એણે તે જ ઘડીએ સાત ડગલાં ભર્યાં. બે નાગરાજા આવીને એનો દેહ સ્વચ્છ કરી ગયા. જે સ્થળે આ ક્રિયા થઈ ત્યાં આગળ તત્કાળ પાણીનો એક કૂવો જણાયો. એ કૂવામાંથી અને જે સરોવરમાં રાણીએ સ્નાન કર્યું હતું, તે સરોવરમાંથી સાધુઓ જળ લઈ આવે છે અને એનું આચમન કરે છે.'

હુએન–ત્સાંગના કથન મુજબ કપિલવસ્તુનો દેશ ૪૦૦૦ લીના ઘેરાવામાં હતો. એ જણાવે છે કે પાટનગર કપિલવસ્તુ અને એ રાજ્યનાં બીજાં હજાર જેટલાં ગામનો વિનાશ થઈ ગયો હતો. અંદરનો રાજગઢ ૫૦ લીના ઘેરાવામાં હતો. એની ફરતે મજબૂત દીવાલો બાંધેલી હતી. એની અંદર રાજા શુદ્ધોદનના મહેલના પાયાની ઉપર એક વિહારનું બાંધકામ થયેલું હતું. એવો બીજો વિહાર રાણી માયાવતીના શયનગૃહના પાયા ઉપર પણ બાંધ્યો હતો. એ સ્થળે શાક્ય બોધિસત્ત્વે માતાની કૂખમાં પ્રવેશ કર્યો હતો.

આ સ્થળના ઈશાન ભાગમાં બીજો સ્તૂપ હતો. એ સ્થળે અસિત મુનિએ બુદ્ધના ગ્રહયોગની કુંડળી તૈયારી કરી હતી. આ શહેરની ડાબી તેમ જ જમણી બાજુએ જે મેદાનો હતાં, તેમાં સિદ્ધાર્થકુમારે રમતોના દાવ ખેલ્યા હતા. જે દ્વારેથી અશ્વ ઉપર બેસીને સિદ્ધાર્થે મહાભિનિષ્ક્રમણ કર્યું, તે સ્થળની ભાળ પણ મેળવી હતી, અને જે જે સ્થળે નગરમાં ફરતાં ફરતાં એમને વ્યાધિગ્રસ્ત, મૃત્યુવશ અને સંન્યાસી થયેલા માણસો મળ્યા હતા, તે સ્થળો વિષે પણ નિર્ણયો લેવાયા હતા. કપિલવસ્તુની પૂર્વ દિશામાં એ સ્તૂપ ૧૦૦ ફૂટ ઊંચો બાંધવામાં આવ્યો હતો. તથાગતના નિર્વાણ પછી શાક્ય દેશના રાજાના હિસ્સામાં બુદ્ધના અવશેષનો અમુક ભાગ આવ્યો. બુદ્ધની એ પુણ્યસ્મૃતિ સાચવવા એમણે આ સ્તૂપ બંધાવ્યો. હુએન-ત્સાંગ કહે છે કે એ સ્તૂપમાંથી તેજ નીકળતું હતું. એ સ્તૂપની સમીપમાં એક સંઘારામ હતો. એનાથી ૧૦૦ લી પૂર્વભાગમાં સમ્રાટ અશોકે એક સ્તૂપ બંધાવેલો. એ સ્થળે ભગવાન બુદ્ધે એમનાં વસ્ત્રાભૂષણો ઉતારી નાખ્યાં, માથાનો મુગટ ઉતારી નાખ્યો અને એ સર્વ છંદકને આપી દીધાં. જે સ્થળે બુદ્ધે એમના માથાના સુંદર કેશ કાપી નાખ્યા, ત્યાં પણ બીજો સ્તૂપ બાંધ્યો હતો.

કપિલવસ્તુનું વર્ણન કરતાં જણાવ્યું છે કે એ નગરને ફરતા સાત કોટ હતા. શાક્યોની એ રાજધાની હતી. બુદ્ધના અવસાન પછી ક્ષત્રિયોનાં આઠ કુળે એમના પવિત્ર અવશેષનો હિસ્સો માગવા હક કર્યો. એ અષ્ટકુળમાં શાક્ય, કોલિય, બુલિ, ભગ્ગ, કલામ, મોરિય, મલ્લ અને લિચ્છવી

હતા. એ સૌમાં લિચ્છવીઓનું જોર વધારે હતું.

શાક્યોનું કપિલવસ્તુ અને કોલિયોનું દેવદાહ એ બંનેની વચમાં થઈને રોહિણી નદી વહેતી. એ નદીના તીરે લુમ્બિનીનું ઉપવન હતું ને ત્યાં બુદ્ધનો જન્મ થયો હતો. એ સ્થળે સૌથી પહેલાં અશોકના શિલાલેખવાળો સ્તંભ મળ્યો. આવો એક બીજો સ્તંભ પણ મળ્યો છે. એને અશોકનો નાગલીસાગરનો સ્તંભ કહે છે. એના ઉપર પણ લેખ કોતરેલો છે. એમાં જણાવ્યુ છે કે સમ્રાટ અશોકના શાસનના ચૌદમા વર્ષમાં કનકમાનના સ્તૂપનો વિસ્તાર કરવામાં આવ્યો, મૂળ સ્તૂપના કરતાં બેવડો મોટો સ્તૂપ બાંધ્યો. બીજાં છ વર્ષ પછી એ સ્થળે સમ્રાટ પોતે પધાર્યા અને આ પવિત્ર સ્થળની પૂજાવિધિ કરી અને પથ્થરનો એક સ્તંભ પણ ઊભો કર્યો.

ન્યગ્રોધવન કપિલવસ્તુની પાસે હતું; એના મઠ વિષે લખતાં હુએન-ત્સાંગ જણાવે છે કે કપિલવસ્તુથી એકાદ માઈલ જેટલું જ અંતર હતું. આ ન્યગ્રોધ મઠ વિષે સર પી. સી. મુખરજીએ પણ સંશોધન કર્યું છે. લોરીકુડાનની દક્ષિણે જે મોટો ટેકરો છે, તે જ આ મઠનું સ્થળ એમ એમણે જણાવ્યું છે. એ સ્થળ તૌલિયાથી દોઢ માઈલ દૂર છે. બુદ્ધને જ્ઞાન પ્રાપ્ત થયું એ પછી પિતાની વિનતિથી પોતે કપિલવસ્તુમાં આવ્યા ત્યારે એ ન્યગ્રોધવનમાં રહેતા. એ સમયે એમણે પુત્ર રાહુલને તેમ જ એમના સાવકા ભાઈ નંદને દીક્ષા આપી. એ સમયે આનંદે વિનતિ કરી કે, માતા પ્રજાપતિ ગૌતમીને પણ સંઘમાં શરણ આપો; પરંતુ તે સમયે બુદ્ધે એનો અસ્વીકાર કરેલો. પાછળથી

એમને તેમ જ વૈશાલીની ઘણી રાજકન્યાઓને એમણે સંઘમાં આશ્રય આપેલો.

લલિત વિસ્તારમાં કપિલવસ્તુની શોભા સમૃદ્ધિ વિષે અને રાજા શુદ્ધોદનના રાજદરબાર વિષે જણાવ્યુ છે. એ મુજબ જ્ઞાનપ્રાપ્તિ થયા પછી બુદ્ધ બે વખત કપિલવસ્તુ નગરમાં પધારેલા. આશરે પાંચમા સૈકામાં કપિલવસ્તુ ધરાશાયી થઈ ચૂક્યુ હતું.

મહાપરિનિર્વાણને ૨,૫૦૦ વર્ષ થયાં ત્યારે ભારતમાં એનો ભવ્ય સમારંભ ઊજવાયો. એ વખતે બુદ્ધના જન્મ-સ્થાન વિષે ઘણી ઉત્સુકતા પ્રગટ થઈ. એ સ્થળ વિષે પ્રકાશ મળ્યો. એ સ્થળોએ નવાં કીર્તિમંદિરો બંધાયાં. એ સ્થળોએ એશિયાના ઘણા દેશોમાંથી યાત્રીઓ આવ્યા અને વંદન-પૂજન કર્યાં.

## ૧૩ : ભરૂચ

भृगुकच्छात् ततो धीमान् साम्नैवामित्रकर्शनः।
आगम्यतामिति प्राह धर्मराजस्य शासनात्॥

'પછી બુદ્ધિમાન અને શત્રુઓનો સંહાર કરનારા એવા એમને ભૃગુકચ્છથી સ્વસ્થ રીતે આવતા જોઈને એમણે યુધિષ્ઠિર વતી સામે જઈને સ્વાગત કર્યું.'

(સભાપર્વ, ૩૨-૭૮)

**ભારતની** મુખ્ય નદીઓમાં નર્મદાનું અનોખું સ્થાન છે. એને રેવા પણ કહે છે. મેકળના પહાડમાંથી એનો ઉદ્દય થયો હોવાથી એ નદીને મેકળસુતા પણ કહે છે. ૩,૫૦૦ ફૂટ ઊંચા અમરકંટકના પહાડમાંથી નીકળીને રેવા વિંધ્ય અને સાતપુડાના પહાડોની વચમાં પાંચસો માઈલ લગી ઘૂમતી ઘૂમતી ગુજરાતમાં ઊતરી આવે છે. રેવાના કાંઠે આવેલા ગુજરાતના અમુક ભાગને રેવાકાંઠો કહે છે. આ નદી ૮૦૦ માઈલ લાંબી છે. વિંધ્ય-સાતપુડાના પહાડોની વચમાં ૪૦ માઈલથી વધારે અંતર પડતું નથી. એમાંથી રેવા વહે છે. અમરકંટકથી ૨૦૦ માઈલ છેટે જબલપુર પાસે નર્મદા આરસના પહાડોમાં થઈને વહે છે. બીજા બસો માઈલ લગી એટલે કે હાંડિયાના નગર સુધી આ નદી પહોળા પટમાં ફેલાઈને વહે છે. બીજા ૧૮૦ માઈલ લગી એટલે કે હરણફાળ સુધી એ માળવામાં વહીને ગુજરાતમાં પ્રવેશે છે. ત્યાંથી ૮૦ માઈલ લગી એટલે કે મકરાઈ સુધી નર્મદાનો વેગ ઘણો હોય છે. એ

પછી ખંભાતના અખાતને મળતાં એને સો માઈલનો પ્રવાસ કરવાનો રહે છે. ગુજરાતની તો આ સૌથી મોટી નદી છે; પરંતુ ભારતની મોટી નદીઓમાં પણ નર્મદાનું સ્થાન છે જ.

નર્મદાને બંને કાંઠે ઊંચા ડુંગરો અને ગાઢાં જંગલો છે. એમાં થઈને રેવા રૂઆબથી ને વેગથી ભવ્ય રીતે વહે છે. ભગવાન શિવનું સ્વરૂપ ભવ્ય છે. કોઈ વાર કોપ કરે ત્યારે એ રૂપ રૌદ્ર બને છે; અને રીઝે ત્યારે કૃપાળુ લાગે છે. શિવનાં આ બંને રૂપો રેવામાં જણાય છે તેથી એ રુદ્રકન્યા કહેવાય છે. પહાડોમાં ઘૂમતી વેળા રેવાનું રૂપ ચકિત કરે છે. મેદાનોમાં આવ્યા પછી એ શાંત ને ગંભીર બનીને વહે છે.

નર્મદાના પ્રવાસનો અંતિમ ભાગ ગુજરાતમાં છે. ભરૂચ પાસે એનો પટ એકાદ માઈલ જેટલો પહોળો બને છે. એ ભરૂચથી આગળ જતાં નર્મદાની શાખાઓ બનીને ૧૬–૧૭ માઈલના વિસ્તારમાં વહે છે. ભરૂચ આગળ એનો ઉત્તર કાંઠો સીધા ઊંચાણવાળો છે. નર્મદાની ત્રણ શાખાઓ છે. કાવેરી, અમરાવતી અને ભૂખી.

નર્મદાને રુદ્રકન્યા કહી છે. એનાં દર્શન માત્રથી સર્વ પાપમાંથી મુક્તિ મળે છે.

> पुण्या कनखले गंगा कुरुक्षेत्रे सरस्वती।
> ग्रामे वा यदि वाऽरण्ये पुण्या सर्वत्र नर्मदा॥
>
> (મત્સ્ય. ૧૮૬-૧૦)

કનખલ આગળ ગંગા પવિત્ર છે, કુરુક્ષેત્ર આગળ સરસ્વતી પવિત્ર છે; પરંતુ નર્મદા તો ગામ પાસે કે

અરણ્યમાં જ્યાં હોય ત્યાં સર્વત્ર પવિત્ર છે.

पितृणां दुहिता पुण्या नर्मदा सरिता वरा।
तत्र श्राद्धानि दत्तानि अक्षयाणि भवन्त्युत॥
(વાયુ. ૭૭-૩૨)

નર્મદાને પિતૃઓની પવિત્ર કન્યા કહે છે. અને એને કાંઠે કરેલાં શ્રાદ્ધકર્મથી અખૂટ ફળ પ્રાપ્ત થાય છે.

ભરૂચ શહેરની પાસે બલિરાજાએ યજ્ઞ કર્યો હતો એમ મનાય છે. ત્યાં દશાશ્વમેધ ઘાટ છે. એ પવિત્ર સ્થળ મનાય છે, મૃતદેહોને અગ્નિદાહ દેવા માટે એ સ્થળ ઘણું પુણ્યશાળી ગણાય છે. નર્મદાના કંકરને શિવનાં બાણ ગણવામાં આવે છે ને એની પૂજા થાય છે. સાગરસંગમ આગળથી તે નદીના મૂળ અમરકંટક સુધી અને ત્યાંથી ઠેઠ પાછા ફરવાની ક્રિયાને પરકમ્મા કહે છે. આ યાત્રાનું ઘણું પુણ્ય છે. કાંઠે કાંઠે અનેક મંદિરો આવેલાં છે. તેનાં દર્શન કરતાં કરતાં યાત્રીઓ ફરે છે, તેથી આખી પરકમ્મા પૂરી કરતાં એક વર્ષ લાગે છે.

નર્મદા નદીનાં ઘણાં નામ છે. ભગવાન શિવના પ્રસ્વેદમાંથી એનો જન્મ થયો એમ કહેવાય છે. એ પહાડોમાં સંતાઈ જાય ને વળી બહાર નીકળે એથી જે હર્ષ ઊપજે છે તેથી એને નર્મદા કહી છે. એના પ્રવાહમાં ઘણો રવ ઉત્પન્ન થતો હોવાથી એ રેવા કહેવાય છે. એકંદરે નર્મદાના પાંત્રીસ સંગમો છે, એમાં સૌથી ઉત્તમ તે રેવાનો સાગરસંગમ છે.

ભરૂચ અથવા ભરુકચ્છ અથવા ભૃગુપુર, અથવા ભૃગુકચ્છ એ નગર નર્મદાના સાગરસંગમની નજીક

આવ્યુ છે. એ અતિ પ્રાચીન નગર છે. મહાભારતના સભાપર્વ( ૩૨–૭૮ )માં એનો ઉલ્લેખ થયો છે. ભીમનો પુત્ર ઘટોત્કચ આ સ્થળે રહેલો એમ મનાય છે. પેરિપ્લસમાં ભરૂચના ગામ અને બંદરને બહુગાઝા કહ્યું છે, ટૉલેમી એને બેરીગાઝા કહે છે. ગ્રીસ દેશના પાટનગર એથેન્સમાં એક ભારતવાસી તત્ત્વજ્ઞાનીએ દેહ છોડ્યો. એની સમાધિ ઉપરના લેખમાં જણાવ્યુ છે કે ‘બારગોસોના વતની જરમાનો ચેગાવો નામના ભારતવાસી એમના દેશના રિવાજ મુજબ અમર થયા’ ( સ્ટ્રાબો, ૩–૧૧૯ ). એમાં બારગોસો છે તે ભરૂચ માટે વપરાયેલો શબ્દ છે.

પ્રાચીન સમયથી ભૃગુકચ્છને પવિત્ર તીર્થસ્થળ માન્યુ છે. બંદર તરીકે પણ એની સારી ખ્યાતિ છે. કૂર્મપુરાણમાં જણાવ્યુ છે કે આ સ્થળે ભૃગુ ઋષિએ તપ કરીને દેવોને આરાધ્યા, તેથી એ ઉત્તમ તીર્થ છે. ભરૂચ ટેકરા ઉપર વસેલું છે. એ ટેકરા ઉપર એક કાળે લક્ષ્મીએ પોતાને કાજે શ્રીનગર નામનું નગર વસાવેલુ. કાળે કરીને એ નિર્જન બન્યુ ને ત્યાં જંગલ થયુ, એ જંગલ હિડમ્બાની પુત્રી હાટિકા પાસે આવ્યુ. મહાભારતના સભાપર્વમાં જણાવ્યું છે કે ભીમસેનને હિડમ્બાથી થયેલો ઘટોત્કચ નામનો પુત્ર ભૃગુકચ્છ પાસે જઈને રહ્યો હતો. આ જંગલમાં નદી પાસેના ટેકરા ઉપર સાહસિક એવા ભૃગુ ઋષિએ પોતાનો આશ્રમ બાંધ્યો હતો. એમના અનુયાયીઓ શિષ્યો મળીને ૧૮,૦૦૦ માણસો આ હિડમ્બાવનમાં આવ્યા ને રહ્યા. આટલી બધી વસતિ થઈ તેથી ભૃગુ ઋષિએ વિશ્વકર્માને બોલાવ્યા. એમણે માઘ શુકલ પંચમીને દિવસે નંદન સંવત્સરે, કૂર્મની

પીઠે નગરનિર્માણ કર્યું. સ્કંદપુરાણના રેવાખંડમાં કહ્યું છે કે એ પછી આ સ્થળ ભૃગુકચ્છના નામથી ઓળખાયુ.

બલિરાજાએ વામન રૂપધારી વિષ્ણુને પોતાનું સમગ્ર રાજ્ય અર્પણ કર્યું હતું. ઉશવદત્ત પણ આ સ્થળનો વિખ્યાત તીર્થ તરીકે સ્વીકાર કરે છે. પ્રાચીન સમયથી ભૃગુપુરની નૌકાપ્રવૃત્તિ જાણીતી છે. બીજા યુગના મધ્ય કાળથી ભારતનો બેબિલોન સાથે મોટો વેપાર હતો. જાતક-કથાઓમાં ભરૂચના નૌકા–વેપારની ઘણી કથાઓ છે. ઈ. સ.ના પહેલા સૈકામાં ભારતની આયાત અને નિકાસનો વેપાર પશ્ચિમ ભાગમાં ભરૂચના બંદરેથી જ ચાલતો હતો. પહેલી સદીથી ભરૂચને કાબુલ જોડે વેપાર ચાલતો હતો. પ્લિનિ નામના ઇતિહાસકાર જણાવે છે કે, એવું કોઈ વર્ષ ખાલી નથી ગયુ કે રોમના સામ્રાજ્યમાંથી ભારતે અબજ સેસ્તેરતાઈ ના મેળવ્યા હોય.

શ્રી કનૈયાલાલ મુનશીનું માનવું છે કે નર્મદાના સાગર-સંગમ પાસે પ્રાચીન કાળમાં માહિષ્મતી નગરી હતી. ત્યાં કાર્તવીર્ય સહસ્રાર્જુન રાજ્ય કરતા હતા. ભગવાન પરશુ-રામે આ કાર્તવીર્યનો વિનાશ કર્યો હતો.

બૌદ્ધોની જાતકકથાઓમાં, પુરાણોમાં અને પરદેશ-માં ગ્રીક અને રોમન ઇતિહાસોમાં ભરૂચ શહેરનો ઘણી વાર ઉલ્લેખ થયો છે. ઘણા કાળ સુધી ભારતના પશ્ચિમ કાંઠે ત્રણ બંદરોની ખ્યાતિ વધી હતી : સોપારા અથવા શુપરિક, ભરૂચ અથવા ભૃગુકચ્છ અને સૌરાષ્ટ્રમાં પ્રભાસ. ભરૂચ લાટ પ્રદેશમાં હતું. એ પ્રદેશ સમ્રાટ અશોકના સામ્રાજ્યમાં હતો. કેટલોક વખત ક્ષત્રિયો અને આંધ્ર

દેશના રાજવીઓની હકૂમત પણ અહીં રહી છે. એ પછી ભરૂચ ગુપ્ત સામ્રાજ્યમાં ગયું. વરાહમિહિરે ભૃગુકચ્છનો ઉલ્લેખ કર્યો છે અને હ્યુએન-ત્સાંગે પણ કર્યો છે. દશ બૌદ્ધ મઠ વિષે લખતાં લખતાં એણે ભરૂચ પાસેનાં મંદિરોનું વર્ણન કર્યું છે. ઈસવી સનના સાતમા સૈકામાં આરબ લોકોએ ભરૂચ ઉપર હુમલો કર્યો હતો. અણહિલવાડના સોલંકી રાજાઓએ લાટને ગુજરાતમાં ભેળવી દીધું, એથી બંને પુષ્ટ બન્યાં. ઈ. સ. ૧૩૦૦ પછી મુસલમાનોની હકૂમત આવી. ૧૭૭૨ માં આ શહેર થોડાં વર્ષો માટે બ્રિટિશ સત્તા હેઠળ ગયું અને ૧૮૦૩ માં એમનો સંપૂર્ણ અમલ શરૂ થયો. ભરૂચને ભરુકચ્છ, ભારુકચ્છ, ભીરુકચ્છ કે ભૃગુકચ્છ પણ કહ્યું છે.

ભરૂચનો કોટ-કિલ્લો સિદ્ધરાજ જયસિંહે બંધાવ્યાં એમ કહેવાય છે. એને બહાદુરશાહે મજબૂત કર્યાં. ભરૂચની પ્રાચીનતા કે એની પવિત્રતા દર્શાવનારાં સ્થળો આજે રહ્યાં નથી. કહે છે કે શંકરની, ભૃગુ ઋષિની, ગંગનાથની, અવિમુક્તેશ્વરની અને સોમનાથની પ્રતિમાઓ કે શિવલિંગો પ્રાચીન છે. જોકે એ મંદિરોનું બાંધકામ નવું છે, જૂનું સ્થાપત્ય નથી.

આ શહેરના સ્થાપક ભૃગુ ઋષિ મનાય છે. ઋગ્વેદમાં જણાવ્યુ છે કે પૃથ્વી ઉપર અગ્નિ લઈ આવનાર ભૃગુઋષિ હતા. એમણે જે પદ્ધતિએ અગ્નિની ઉપાસના કરી, એ રીત બીજા ઋષિ મુનિઓએ અપનાવી લીધી. ભૃગુ એ પ્રજાપતિના ત્રણ પુત્રોમાંના એક પુત્ર છે એમ ઐતરેય બ્રાહ્મણમાં કહ્યું છે; પરંતુ તૈત્તિરીય બ્રાહ્મણમાં કહ્યું છે, કે ભૃગુ વરુણના

પુત્ર હતા અને એમની પાસેથી બ્રહ્મવિદ્યા પામ્યા હતા. ભાગવતમાં એમ જણાવ્યું છે કે જે દક્ષયજ્ઞમાં શિવની અવગણના થઈ હતી, તે યજ્ઞમાં ભૃગુ હાજર હતા. શિવનું અપમાન થયું તેના એ સાક્ષી જ નહિ; પરંતુ દક્ષને એમનો ટેકો હતો તેથી એમની દાઢીના વાળ બળી ગયા હતા.

બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એ ત્રણમાં કોણ સૌથી ચડે એ પ્રશ્નનો ભૃગુએ નિર્ણય કર્યો હતો. પ્રથમ એ કૈલાસ ગયા ને શિવને મળ્યા ત્યારે પહેલાં તો દ્વાર આગળ ઊભેલા નંદીએ એમને રોક્યા. એને સમજાવીને ભૃગુ અંદર ગયા ત્યારે શિવે એમના ભણી જોવાની પણ દરકાર ન કરી. આથી કંટાળીને ભૃગુ બ્રહ્મદેવ પાસે ગયા. એ પણ ભૃગુને જોઈને ન તો ઊઠ્યા કે ન તો સામે લેવા આવ્યા, પછી નમન તો શેના જ કરે! નિરાશ થઈને ભૃગુ વિષ્ણુ પાસે પહોંચ્યા. એ સમયે વિષ્ણુ નિદ્રાવશ હતા. ભૃગુએ એમની છાતીમાં લાતનો પ્રહાર કર્યો. વિષ્ણુ જાગ્યા, ઊઠ્યા અને ભૃગુને સવિનય પૂછ્યું કે, પ્રહાર કરવાથી વાગ્યું તો નથી ને! આ વિનય જોઈને ઋષિને અપાર સંતોષ થયો અને ત્રણેમાં વિષ્ણુને ઉત્તમ જાહેર કર્યા.

કહે છે કે ભૃગુ પાસે સંજીવનીવિદ્યા હતી. એ વિદ્યાના પ્રતાપે એમણે જમદગ્નિને સજીવન કર્યા હતા. એમને બે પત્ની હતી. દિવ્યા અને પૌલોમી. દિવ્યાથી એમને શુક્ર નામનો પુત્ર થયો. પૌલોમીથી ચ્યવન ઋષિનો જન્મ થયો. ચ્યવનને સુકન્યાથી આપ્નવાન અને દધીચ નામના બે પુત્રો થયા. આપ્નવાનને ઔર્વ નામનો પુત્ર થયો. પહેલાં ભૃગુઓ અને અંગીરસો જુદા હતા; પરંતુ

પાછળથી સંયુક્ત બન્યા અને ભૃગુ આંગીરસ અ
અથર્વ આંગીરસ કહેવાયા. આ ઋષિઓ અથર્વસંહિતા
ઋષિઓ ગણાય છે.

જે સ્થળે નર્મદા નદી સમુદ્રને મળે છે, તે સ્થળે
જામદગ્નેય તીર્થ કહે છે. એ સ્થળે ભગવાન જનાર્દનં
પૂર્ણત્વ પ્રાપ્ત થયું હતું, તેઓ સિદ્ધ થયા હતા.

ततो गच्छेत राजेन्द्र नर्मदोदधिसंगमम् ।
जामदग्न्यमिति ख्यातं सिद्धो यत्र जनार्दनः ॥
(મ સ્વ૦ ૧૯૪, ૩૪–૩૫)

અર્વાચીન કાળમાં મહાત્મા ગાંધીજીના પ્રભાવથી
ભારતમાં આશ્રમ પરંપરા સજીવન થઈ ત્યારે ભરૂચમાં
નવી પદ્ધતિનો સેવાશ્રમ શરૂ થયો.

## ૧૪ : કનોજ

काम्यकुब्जे महानासीत् पार्थिवो भरतर्षभ ।
गाधीति विश्रुतो लोके कुशिकस्यात्मसंभवः ॥

હે અર્જુન! એક સમયે કાન્યકુબ્જ (કનોજ) નગરમાં કુશિકના પુત્ર ગાધિ નામના રાજા રહેતા હતા.

(મહાભારત-આદિપર્વ, ૧૯૧-૩)

**ઉત્તર પ્રદેશના** ફરુખાબાદ જિલ્લામાં કાલી નદી વહે છે. એને કિનારે કનોજ નગર વસ્યુ છે. ત્યાંથી ત્રણ માઈલ દક્ષિણે કાલી નદી ગંગાને મળે છે. પહેલાંના જમાનામાં કનોજ ગંગાને કાંઠે વસ્યુ હતું. આજે કનોજથી ગંગા બે માઈલ દૂર પૂર્વ દિશામાં વહે છે. ૨૭° ૩' ઉત્તરે અને ૭૯° ૫૯' પૂર્વે ફતેહગઢથી ૩૯ માઈલ પૂર્વમાં અને કાનપુરથી બાવન માઈલ વાયવ્યમાં કનોજ વસ્યું છે.

કનોજ પ્રાચીન નગર છે. એનું ઐતિહાસિક મહત્ત્વ ઘણું છે. ગાધિ રાજાનું એ પાટનગર હતું. વિશ્વામિત્ર ઋષિનું એ જન્મસ્થાન છે બૌદ્ધોના કાળમાં દક્ષિણ પાંચાલ પ્રદેશની રાજધાની ત્યાં હતી.

कुशाम्बस्तु महातेजाः कौशाम्बीमकरोत् पुरीम् ।
कुशनाभस्तु धर्मात्मा पुरं चक्रे महोदयम् ॥

(વાલ્મીકિ રામાયણ, બાલકાંડ, ૩૨-૬)

બ્રહ્માનો પુત્ર કુશ રાજા હતો. એને વૈદર્ભી નામે રાણી હતી. એ રાણીથી ચાર પુત્રો થયા : કુશામ્બ, કુશનાભ, અસૂર્તરાજસ અને વસુ. એ ચારે પુત્રોને કુશરાજાએ કહ્યું કે, સ્વતંત્ર રાજ્ય મેળવી ધર્મમાર્ગે પ્રજાનું પાલન કરજો. કુશામ્બે એમનું પાટનગર કૌસામ્બીમાં રાખ્યુ. કુશનાભે

પ્રદેશ મધ્યદેશ ગણાય છે. પ્રાચીન ભારતીય સંસ્કૃતિનું આ કેન્દ્રસ્થાન. ત્યાંથી આખા ભારતમાં સાંસ્કૃતિક પ્રવાહ ફેલાયો. યાદવો આ ભૂમિના રાજા હતા; પરંતુ જરાસંધે એમને હરાવી હાંકી કાઢ્યા હતા. કાન્યકુબ્જ વિષે રામાયણમાં, મહાભારતમાં અને પાણિનિ( ૪–૧–૭૯ )માં ઉલ્લેખ થયો છે. ઈ. સ. ૪૦૫માં ફા–હ્યાન ભારતની યાત્રાએ આવ્યા. એમણે પણ કાન્યકુબ્જની ખાસ નોંધ કરી છે. એ કાળે ત્યાં આગળ બૌદ્ધોની હીનયાન શાખાનો મઠ અને સ્તૂપ હતાં. સાતમી સદીમાં હ્યુએન–ત્સાંગ પણ ત્યાં ગયેલા અને વરાહ-મિહિરે પણ એનો ઉલ્લેખ કર્યો છે.

કથા એવી છે કે આ નગર કુશનાભ રાજાએ વસાવ્યું. એ રાજાને સો પુત્રીઓ હતી. એમના પાણિગ્રહણ માટે વાયુની ઇચ્છા થઈ; પરંતુ રાજાએ વાયુની માગણીનો સ્વીકાર કર્યો નહિ; એથી વાયુએ રોષે ભરાઈને સો કન્યાઓને શાપ દીધા. એ શાપના બળથી બધી રાજકન્યાઓનાં અંગો વક્ર બની ગયાં, કુબ્જાઓ થઈ ગઈ. એ પ્રસંગ ઉપરથી આ નગરને કાન્યકુબ્જ કહ્યું છે. બાલકાંડના ૩૨મા અધ્યાયમાં જણાવ્યું છે કે વાયુએ કન્યાઓને લગ્નની ઇચ્છા જણાવી ત્યારે સો કન્યાએ એકસરખો ઉત્તર દીધો દીધો કે અમારા પિતાજીને પૂછીને અમે સંમતિ આપી શકીએ. પૂછ્યા વગર હા પડાય નહિ; પરંતુ લગ્નની વાતમાં આવો વિલંબ થાય તે વાયુને રુચ્યું નહિ. એમને રોષ ચડ્યો ને શાપ દીધો.

આ નગરને ટૉલેમીએ કર્નોગ્યાઝા કહ્યું છે. પાંચમા સૈકામાં આ નગર ગુપ્ત સામ્રાજ્યમાં હતું, એમ છતાં એ જ સમયમાં મૌખારિસ પ્રજાએ ત્યાં અધિકાર જમાવ્યો.

મહોદય(કનોજ)માં રાખ્યુ, ત્રીજાએ ધર્મારણ્યમાં રાખ્યું અને ચોથાએ ગિરિવ્રજમાં રાખ્યું. કલિકાળસર્વજ્ઞ આચાર્ય હેમચંદ્રે રચેલા 'અભિધાનચિંતામણિ' ગ્રંથમાં જણાવ્યું છે કે, કાન્યકુબ્જ, મહોદય, કન્યાકુબ્જ અને ગાધિપુર એ એક જ નગરનાં જુદાં જુદાં નામ હતાં.

अदूरे कान्यकुब्जस्य गंगायास्तीरमुत्तमम् ।
अश्वतीर्थं तदद्यापि मानवाः परिलक्षते ॥
(મહાભારત, અનુશાસન પર્વ, ૭-૧૭)

અનુશાસન પર્વ(૭-૧૭)માં જણાવ્યુ છે કે કાન્યકુબ્જ નગરની સમીપમાં ગંગા નદીના તીરે અશ્વતીર્થનું સ્થળ છે એમ લોકો આજે પણ માને છે. આ અશ્વતીર્થની કથા આવી છેઃ એક સમયે ગાધિ રાજા પાસે ઋચિક ઋષિ પધાર્યા અને રાજકન્યા સાથે પાણિગ્રહણ કરવાની ઇચ્છા જણાવી. ઋષિને ના તો પડાય નહિ, એટલે ગાધિ રાજાએ શુલ્ક તરીકે હજાર અશ્વની માગણી કરી. શરત એવી કરી કે, એ બધા અશ્વ ધોળા હોવા જોઈએ, માત્ર એમના કાન જ કાળા હોવા જોઈએ. લગ્નની ઇચ્છાવાળા એ ઋષિએ તપ કર્યું અને વરુણ નામના દેવને પ્રસન્ન કર્યા. વરુણ પ્રગટ થયા અને નદીમાંથી હજાર અશ્વ ઉત્પન્ન કરી આપ્યા. એ અશ્વો ઋચિક ઋષિએ ગાધિરાજાને આપી રાજકન્યા સાથે લગ્ન કર્યું.

ભારતભરમાં ૧૦૮ શક્તિપીઠ છે એમ દેવી ભાગવતમાં જણાવ્યું છે. એમાંનું અગિયારમું શક્તિપીઠ તે કાન્યકુબ્જ (કનોજ). એ નગરની અધિષ્ઠાત્રી ગૌરી છે. ગંગા–યમુના એ ભારતની મહાપવિત્ર નદીઓ. એની વચ્ચેનો

પ્રદેશ મધ્યદેશ ગણાય છે. પ્રાચીન ભારતીય સંસ્કૃતિનું આ કેન્દ્રસ્થાન. ત્યાંથી આખા ભારતમાં સાંસ્કૃતિક પ્રવાહ ફેલાયો. યાદવો આ ભૂમિના રાજા હતા; પરંતુ જરાસંધે એમને હરાવી હાંકી કાઢ્યા હતા. કાન્યકુબ્જ વિષે રામાયણમાં, મહાભારતમાં અને પાણિનિ(૪–૧–૭૯)માં ઉલ્લેખ થયો છે. ઈ. સ. ૪૦૫માં ફા–હ્યાન ભારતની યાત્રાએ આવ્યા. એમણે પણ કાન્યકુબ્જની ખાસ નોંધ કરી છે. એ કાળે ત્યાં આગળ બૌદ્ધોની હીનયાન શાખાનો મઠ અને સ્તૂપ હતાં. સાતમી સદીમાં હ્યુએન–ત્સાંગ પણ ત્યાં ગયેલા અને વરાહ-મિહિરે પણ એનો ઉલ્લેખ કર્યો છે.

કથા એવી છે કે આ નગર કુશનાભ રાજાએ વસાવ્યું. એ રાજાને સો પુત્રીઓ હતી. એમના પાણિગ્રહણ માટે વાયુની ઇચ્છા થઈ; પરંતુ રાજાએ વાયુની માગણીનો સ્વીકાર કર્યો નહિ; એથી વાયુએ રોષે ભરાઈને સો કન્યાઓને શાપ દીધા. એ શાપના બળથી બધી રાજકન્યાઓનાં અંગો વક્ર બની ગયાં, કુબ્જાઓ થઈ ગઈ. એ પ્રસંગ ઉપરથી આ નગરને કાન્યકુબ્જ કહ્યું છે. બાલકાંડના ૩૨મા અધ્યાયમાં જણાવ્યું છે કે વાયુએ કન્યાઓને લગ્નની ઇચ્છા જણાવી ત્યારે સો કન્યાએ એકસરખો ઉત્તર દીધો દીધો કે અમારા પિતાજીને પૂછીને અમે સંમતિ આપી શકીએ. પૂછ્યા વગર હા પડાય નહિ; પરંતુ લગ્નની વાતમાં આવો વિલંબ થાય તે વાયુને રુચ્યું નહિ. એમને રોષ ચડ્યો ને શાપ દીધો.

આ નગરને ટૉલેમીએ કર્નોગ્યાઝા કહ્યું છે. પાંચમા સૈકામાં આ નગર ગુપ્ત સામ્રાજ્યમાં હતું, એમ છતાં એ જ સમયમાં મૌખારિસ પ્રજાએ ત્યાં અધિકાર જમાવ્યો.

ગુપ્ત સમ્રાટ કુમારગુપ્તના મૃત્યુ પછી મૌખારિઓની સત્તા વધી. એમણે કાન્યકુબ્જને રાજધાની બનાવી. એ રાજાઓમાં ઇશ્વરવર્મા, સર્વવર્મા, સુપ્રિતવર્મા વગેરેએ ગુપ્ત સમ્રાટો સાથે યુદ્ધો કર્યાં હતાં. છેલ્લા મૌખારી ગૃહવર્માએ સમ્રાટ હર્ષની બહેન સાથે લગ્ન કર્યું હતું.

સાતમી સદીમાં થાણેશ્વરમાં પ્રભાકરવર્ધન રાજા રાજ્ય કરતા હતા. એમની કન્યા રાજ્યશ્રીનું લગ્ન મૌખારી રાજા ગૃહવર્મા સાથે થયુ હતું. આ પ્રભાકરવર્ધન મહારાજાધિરાજ અને પરમભટ્ટાર્ક કહેવાતા. એ સમયે હૂણ લોકો ચડી આવ્યા. એમનો સામનો કરવા પાટવી કુંવર રાજ્યવર્ધન ગયા. તેવામાં રાજાનું મૃત્યુ થયું. આ તક જોઈને માળવાના રાજા કનોજ ઉપર ચઢી આવ્યા, ગૃહવર્માને યુદ્ધમાં હણી નાખ્યા અને રાજ્યશ્રીને પકડી લીધી; પરંતુ રાજ્યવર્ધને માળવાના રાજાને હરાવી રાજ્યશ્રીને મુક્ત કરી. આ યુદ્ધમાં બંગાળાના રાજાએ રાજ્યવર્ધનને સહાય કરી હતી. યુદ્ધ પછી એમણે પોતાની કન્યા સાથે લગ્ન કરવા રાજ્યવર્ધનને વિનતિ કરી અને પોતાને ત્યાં નિમંત્રણ આપ્યુ; પરંતુ પાછળથી દગો કરી એમનો વધ કર્યો. એમના પછી ઈ. સ. ૬૦૬માં હર્ષવર્ધન થાણેશ્વરની ગાદી ઉપર આવ્યા. ગાદી ઉપર આવ્યા પછી એ કનોજ તરફ ગયા અને પાસેના વનની અંદર રાજ્યશ્રીને મળ્યા. રાજ્યશ્રીની સંમતિથી હર્ષવર્ધન થાણેશ્વર અને કનોજ–બંને પ્રદેશના રાજા બન્યા અને પાટનગર કનોજમાં સ્થાપ્યું. સમ્રાટ હર્ષના સમયમાં હુએન–ત્સાંગ નામના ચીની યાત્રી ભારતમાં આવ્યા હતા.

સૂર્યવંશી રાજાઓએ પ્રાચીન સમયમાં અયોધ્યાને

પાટનગર રાખ્યું હતું. એના પછી હસ્તિનાપુરનું મહત્ત્વ થયું. હસ્તિનાપુર પછી ભારતનું કેન્દ્ર પાટલિપુત્રમાં ખસ્યું. અને ત્યાર બાદ કનોજનો વારો આવ્યો. છેક ઈ. સ. ૧૨૦૦ લગી ભારતનું મુખ્ય નગર કનોજ રહ્યું, ઈ. સ. ૧૧૯૪માં શાહબુદ્દીન ઘોરી સાથેના યુદ્ધમાં જયચંદ રાઠોડની હાર થઈ, ત્યારથી કનોજનું પતન થયુ. ત્યાર બાદ ભારતના પાટનગરનું માન દિલ્હીને મળ્યુ.

સમ્રાટ હર્ષે ઈ. સ. ૬૪૩માં બૌદ્ધ–ઉત્સવના નિમિત્તે મોટી પરિષદ ભરી હતી. એ પરિષદમાં ચીની યાત્રી હ્યુએન–ત્સાંગ પણ હાજર હતા. ઈ. સ. ૬૩૬ થી ઈ. સ. ૬૪૩ સુધી એ ત્યાં જ રહ્યા હતા. એ સમયે ત્યાં બૌદ્ધોના નહિ નહિ તો સો મઠ હતા અને એમાં દશ હજાર બૌદ્ધ ભિક્ષુઓ રહેતા હતા. કનોજમાં એ સમયે બસો હિંદુ મંદિરો હતાં. ઈ. સ. ૬૦૦થી ઈ. સ. ૧૨૦૦ સુધી ભારતની રાજકીય પ્રવૃત્તિનું કેન્દ્રસ્થાન કનોજમાં હતું, દરેક પ્રતાપી રાજાની દૃષ્ટિ કનોજ ઉપર વળતી હતી. ફરિશ્તા જણાવે છે કે, કનોજમાં ૩૦,૦૦૦ પાનની દુકાનો હતી અને ૬૦,૦૦૦ કુટુંબો ગાવા–નાચવાનો વ્યવસાય કરતાં હતાં.

હર્ષ પછી વર્માઓનો અમલ પાછો આવ્યો. સાતમા સૈકાના અંત ભાગમાં યશોવર્મા કનોજના સિંહાસને હતા. ત્યારે એમના દરબારમાં કવિ બાણ, ધાવક અને ચંદ્રાદિત્ય બિરાજતા હતા. ભવભૂતિ, વાક્પતિ વગેરે પણ એ જ રાજાના સમયમાં થઈ ગયા. ઈ. સ. ૫૦૦ થી ૮૦૦ સુધી વર્મા વંશનું રાજ્ય રહ્યું. પછી ભિન્નમાલમાંથી ગૂર્જર પ્રતિહાર રાજા નાગભટ્ટ ચડી આવ્યો અને એના હાથમાં સત્તા ગઈ. આઠમા

સૈકાની બીજી પચીસીમાં નાગભટ્ટનો અમલ શરૂ થયો અને તે પછી ગૂર્જર પ્રતિહારો સો વર્ષ લગી ભારત ઉપર પ્રભુત્વ ભોગવતા રહ્યા. દસમા સૈકાના મધ્ય ભાગમાં કનોજમાંથી પ્રતિહારોની સત્તા તૂટી. એ રાજાઓમાં મિહિરભોજ વિખ્યાત થયા. એમણે પચાસ વર્ષ રાજ્ય કર્યું ને એમના સામ્રાજ્યમાં પંજાબ, રાજસ્થાન, ઉત્તર પ્રદેશ, ગ્વાલિયર, ગુજરાત, માળવા વગેરે મુલકો હતા. એ અધિવરાહ કહેવાતા. એમના કાળમાં રાજશેખર અને મેધાદિતિ થઈ ગયા.

કનોજના છેલ્લા રાજા જયચંદ હતા. રાય પિઠોરા અથવા પૃથ્વીરાજે જયચંદની કન્યા સંયુક્તાનું હરણ કર્યું. એમાં વેર બંધાયાં. ઈ. સ. ૧૧૯૪માં શાહબુદ્દીન ઘોરી સાથે લડતાં જયચંદનું મૃત્યુ થયું, કનોજનું પતન થયુ, અને કહે છે કે ૧૪૦૦ ઊંટ ઉપર લૂંટનો માલ લાદીને શાહબુદ્દીન લઈ ગયો. એ પછી રાઠોડો રાજસ્થાનમાં ગયા, મુસલમાની અમલ ચાલુ થયો અને કનોજનું સામ્રાજ્ય ખતમ થયું. ૧૫૪૦માં કનોજ પાસે શેરશાહની સામે હુમાયૂની હાર થઈ.

બ્રાહ્મણોમાં કનોજના બ્રાહ્મણો ઉત્તમ કહેવાતા. કાન્યકુબ્જના બ્રાહ્મણો સાથે બીજા સ્થળોના બ્રાહ્મણોની તુલના થતી. ત્યાં શક્તિપીઠ હતું; તે ઉપરાંત વામન-અવતારનું વિખ્યાત મંદિર હતું. પદ્મપુરાણમાં કહ્યું છે કે વામનની વિષ્ણુમૂર્તિની પ્રતિષ્ઠા ભગવાન રામચંદ્રના હાથે થઈ હતી. કનોજમાં રાજા અજયપાળના કિલ્લાના અવશેષો રહ્યા છે. કહે છે કે એ કિલ્લામાંથી રાય પિઠોરાએ એની પ્રિયતમા સંયુક્તાનું હરણ કર્યું હતું.

# ૧૫: પાટલિપુત્ર

अस्ति समस्तनगरीनिकषायमाणा शश्वदगण्यपण्यविस्तारितमणिगणादिवस्तुजातव्याख्यातरत्नाकरमाहात्म्या मगधदेशशेखरीभूता पुष्पपुरी नाम नगरी ।

મગધ દેશની રાજધાની તે પુષ્પપુરી અથવા પાટલિપુત્રનું નગર. સર્વે નગરોની કસોટી કરે એવું આ નગર છે. સમુદ્રમાંથી રત્નો મેળવીને આ નગરનાં બજારોમા વેચવાની અસંખ્ય વસ્તુઓ તરીકે રાખ્યાં છે એ રીતે સમુદ્રની કીર્તિ વધારી છે.

(—કવિ દણ્ડિ રચિત 'દશકુમારચરિત'માંથી)

બિહાર રાજ્યની રાજધાની પટના, ૨૫° ૩૭′ ઉત્તરે અને ૮૫° ૧૦′ પૂર્વે કલકત્તાથી ૩૩૮ માઈલ દૂર છે. એ જ સ્થળે પ્રાચીન મગધ રાજ્યનું પાટનગર પાટલિપુત્ર હતું. એ નગરને કુસુમપુર અથવા પુષ્પપુર પણ કહેતા. ભેરીના ઘાટના ફૂલને પાટલિ કહે છે. કથા એવી છે કે ગાધિરાજાની પુત્રી અને વિશ્વામિત્રની બહેનનું નામ પાટલિ હતું; અને એ રાજકન્યાની ઇચ્છાથી કૌન્ડિન્યે આ સ્થળે ચમત્કાર કરીને નગરની રચના કરી હતી.

પરંતુ પુરાણકથા પછી ઇતિહાસકથા એવી છે કે, મગધના રાજા અજાતશત્રુએ ઈ. સ. પૂર્વે ૪૮૦માં આ નગર બંધાવ્યું. એ રાજાના અમાત્ય વર્ષકાર અને સેનાપતિ સુનિધે ખાસ દેખરેખ રાખી ગંગાને કાંઠે એનો દુર્ગ બાંધ્યો હતો. એ સમયે મગધની રાજધાની રાજગૃહમાં હતી; પરંતુ એ સ્થળ ગંગાથી દૂર હતું, નૌકા-સૈના રાખવા માટે દૂર પડતું હતું. ગંગાની પાર લિચ્છવી ગણ-

તંત્ર સબળ રાજ્ય હતું. એની સામે ટકી ન શકે તો મગધમાં પણ ગણતંત્ર શરૂ થઈ જાય. એથી ગંગાકાંઠે દુર્ગની જરૂર લાગી. ત્યાંથી સંરક્ષણ થઈ શકે એટલું જ નહિ; પરંતુ આક્રમણ પણ કરી શકાય.

પરિનિર્વાણ પામ્યા પહેલાં ભગવાન બુદ્ધ નાલંદાથી નીકળી પાટલિપુત્ર પહોંચ્યા. એમની ઇચ્છા વૈશાલી પહોંચવાની હતી. પાટલિપુત્રમાં અમાત્યોએ એમનું સ્વાગત કર્યું, ભિક્ષુસંઘને જમાડ્યા અને ગંગાના જે ઘાટ આગળથી બુદ્ધ નીસર્યા તેને ગૌતમ–ઘાટનું નામ આપ્યું. નગરની આ મુલાકાત વખતે બુદ્ધે ભવિષ્ય ભાખ્યું કે–આ નગર આર્યાવર્તનું પાટનગર થશે, વેપાર–ઉદ્યોગ સારા થશે, સમૃદ્ધિ ઘણી વધશે; અને એમ પણ કહ્યું કે–આ નગર રેલથી નાશ પામશે. આ નગરનો અગ્નિ વિનાશ કરશે અને દગાથી આ નગરનું પતન થશે.

મગધ દેશની જૂની રાજધાની ગિરિવ્રજ અથવા રાજગૃહ( હાલનું રાજગીર )માં હતી. એ નગરી વિષે મહાભારતમાં પણ ઉલ્લેખ છે. મગધ અને ચેદિ દેશના રાજા જરાસંધ હતા. એમની રાજધાની રાજગૃહમાં હતી. ભીમ, અર્જુન અને શ્રીકૃષ્ણ આ સ્થળે જરાસંધ સાથે યુદ્ધ કરવા આવ્યા હતા. આ નગરીની આસપાસ સાત પહાડો છે. એની ઉપર તોતિંગ દીવાલોનાં ખંડિયેરો હજી ઊભાં છે. કહે છે કે જરાસંધના સમયના કિલ્લાના એ અવશેષો છે.

> वार्ष्णेयः पाण्डवौ चैव प्रतस्थुर्मागधं पुरम् ।
> हृष्टपुष्टजनोपेतं चातुर्वर्ण्यसमाकुलम् ।
> स्फीतोत्सवमनाधृष्यमासेदुश्च गिरिव्रजम् ॥
> ( સભાપર્વ૦ ૨૧, ૧૭ અને ૧૨ )

ઇ. સ. પૂર્વે ૫૧૯ થી ૪૯૧ માં રાજા બિંબિસારની રાજધાની રાજગૃહમાં હતી. એ સમયે બુદ્ધ ઘણીવાર ત્યાં જતા. અજાતશત્રુ પછી રાજા ઉદયાશ્વ આવ્યા ત્યારે એમણે રાજગૃહથી પાટલિપુત્રમાં રાજધાની ખસેડી. નવી રાજધાની ગંગા અને સોન નદીના સંગમ પાસે રચી હતી.

ગ્રીક (યવન) એલચી મેગસ્થનિસે પાટલિપુત્રને પાલિબોથ્રા કહ્યું છે. એનો હેવાલ આરિયાને એમના ગ્રંથમાં જાળવ્યો છે: 'ભારતનું પાટનગર પાલિબોથ્રામાં છે, ગંગા અને એરણ્ણુ બોઆસ (હિરણ્યવહા)ના સંગમ ઉપર છે. એરણ્ણુ બોઆસ નદી ગંગા અને સિંધુ પછી ત્રીજા નંબરની ભારતની મોટી નદી છે. એ નદી ગંગાને મળે છે.' મેગસ્થનિસે આ નગરનાં માપ પણ આપ્યાં છે; નગર એંશી 'સ્ટેડીઆ' લાંબું અને ૧૫ પહોળું છે. એની ફરતે ખાઈ છે, તે ૩૦ 'ક્યુબિક' ઊંડી છે અને એનો વિસ્તાર ૭ એકર સુધી પહોળો છે. કિલ્લાને ૫૭૦ બુરજો છે અને ૬૪ દરવાજા છે. ચીની યાત્રીઓએ આ નગરને કુસુમ-પોલો કહ્યું છે.

કવિ કાલિદાસના રઘુવંશમાં પુષ્પપુરનું વર્ણન આવે છે. એના પ્રતાપી રાજા વિષે કહ્યું છે કે–

कामं नृपाः सन्तु सहस्रशोऽन्ये राजन्वतीमाहुरनेन भूमिम् ।
नक्षत्रताराग्रहसंकुलाऽपि ज्योतिष्मती चंद्रमसैव रात्रिः ॥
(રઘુવંશ, ૬–૨૨)

રાજા તો હજારો હશે; પરંતુ આ પૃથ્વીને તો આ એક જ રાજા છે. આકાશમાં અસંખ્ય તારા અને નક્ષત્રો છે; પરંતુ રાત્રિ તો એક ચંદ્રથી જ પ્રકાશમાન બને છે.

વાયુપુરાણ કહે છે કે કુસુમપુર અથવા પાટલિપુત્રનું નગર અજાતશત્રુના પૌત્ર ઉદયાશ્વે સ્થાપ્યું. મહાવંશમાં ઉદયાશ્વને અજાતશત્રુનો પુત્ર કહ્યો છે. ગ્રીકોએ જણાવેલી એરણ્ણ બોઆસ નદી તે પુરાણોની હિરણ્યવહા અને હાલની સોન. એ નદીની રેતી સુવર્ણ સરખી પીળી હતી. પાટલિપુત્રની પાસે ગંગાને મળતી હતી. પાટલિપુત્રની પ્રજાને ગ્રીક લોકો પ્રાસાઈ કહેતા. એ શબ્દ પ્રાચ્ય અથવા પૂર્વ-ભાગના એમ સૂચવે છે, એનો બીજો અર્થ પણ થાય છે. મગધ દેશમાં પલાશનાં વૃક્ષો ઘણાં થાય છે. એથી એ પ્રદેશની રાજધાની પણ પલાશ અથવા પરાસ કહેવાઈ, અને ત્યાંના લોકો પલાસીઆ અથવા પરાસીયા કે પ્રાસાઈ કહેવાયા.

શિશુનાગના વંશને ખસેડી નંદવંશના રાજાઓ આવ્યા. એમણે પણ પાટલિપુત્રમાં જ રાજધાની રાખી. એ પછી ઈ. સ. પૂર્વે ૩૨૧ માં ચંદ્રગુપ્ત મૌર્યનું રાજ્ય થયું. ગ્રીક લોકોને એમને સંદ્રોકોતોસ કહ્યા છે. એ પ્રતાપી રાજાએ પાટલિપુત્રને સમસ્ત ઉત્તર ભારતનું પાટનગર બનાવ્યું. એમના રાજ્યકાળમાં ગ્રીક એલચી મૅગસ્થનિસ આવ્યા. (ઈ. સ. પૂર્વે ૩૦૫) સ્ટ્રાબો, પ્લિનિ અને આરિયાન વગેરે પરદેશી ઇતિહાસકારોએ પાટલિપુત્રની પ્રજાને પ્રાસાઈ કહી છે.

ઈ. સ. પૂર્વે ૨૭૨ માં સમ્રાટ અશોકના હાથમાં રાજ્ય આવ્યું. ઈ. સ. પૂર્વે ૨૬૯ માં પાટલિપુત્રમાં એમનો રાજ્યાભિષેક થયો. અશોકે ૪૦ વર્ષ લગી રાજ્ય કર્યું. એમણે નગરનો કાષ્ઠદુર્ગ કાઢી નાખી પાકો દુર્ગ બાંધ્યો. મહેલો, મઠો, સ્તૂપો વગેરે ઘણું બાંધકામ કર્યું.

આધુનિક સંશોધનો થયાં એમાં જણાયું છે કે પાટલિપુત્રનું નગર પાધડી પને બંધાયું હતું, આજના કુમરાહાર ગામથી ઉત્તરે અર્ધાં માઈલ દૂર હતું. હમણાં મોટી પહાડીનો ટેકરો છે, ત્યાંથી કુમરાહારના ગામ સુધી ચાર ચોરસ માઈલના વિસ્તારમાં અશોકનો મહેલ હતો. એમના ભાઈ મહેંદ્ર સંન્યાસ લઈને ત્યાં રહ્યા, ત્યારે તપ-ધ્યાન માટે એમણે એક કૃત્રિમ ગિરિની રચના કરી. એનો ઘેરાવો એક માઈલનો થાય. એ ટેકરી ૪૦ ફૂટ ઊંચી હતી. એ ઈંટોના ભંગારથી બનાવી હતી. એના ઉપર પટનાના કોઈ નવાબે પોતાનું મકાન બાંધ્યું હતું. એ ટેકરીને 'ભીકના પહાડી' કહે છે. પંચપહાડીના સ્થાનમાં બુદ્ધ અવશેષો ઉપર બાંધેલા પાંચ સ્તૂપો હતા.

અશોક પછી પાટલિપુત્રમાં ગુપ્ત સમ્રાટો આવ્યા, એમણે સામ્રાજ્યનો વિસ્તાર કર્યો. પહેલા ચંદ્રગુપ્ત લિચ્છવી રાજકન્યા સાથે પરણ્યા અને ઈ.સ. ૩૧૯ના માર્ચની આઠમી તારીખે એમનો રાજ્યાભિષેક થયો. ચંદ્રગુપ્તના પુત્ર સમુદ્રગુપ્તે સામ્રાજ્ય વધાર્યું. બીજા ચંદ્રગુપ્તના રાજ્ય-કાળમાં એટલે આશરે ઈ. સ. ૪૦૬માં ફા-હ્યાન પાટલિ-પુત્રમાં આવ્યા અને ત્રણ વર્ષ લગી રહી એ સંસ્કૃત ભાષા શીખ્યા. હ્યુએન-ત્સાંગ ઈ. સ. ૬૩૭માં પાટલિપુત્રમાં આવ્યા. એ સમયે ગુપ્ત સામ્રાજ્યનું પતન થઈ ગયે સો વર્ષ વીતી ગયાં હતાં. એ સમયે મગધ ઉપર કનોજના સમ્રાટ હર્ષની સત્તા હતી અને કુસુમપુર નિર્જન બન્યું હતું-ભાંગી ગયું હતું.

પાલિ ગ્રંથોના આધારે બૌદ્ધોની ત્રણ સંગીતિ મળી.

ધર્મના સિદ્ધાંતોની તપાસ કરીને એમના વિશુદ્ધ સ્વરૂપને ગ્રંથસ્થ કરવાનું કામ એ પરિષદોમાં ચાલતું. એમાં ઘણા વિદ્વાન બૌદ્ધ સાધુઓ આવતા. પરિષદનું કામકાજ ધર્મની ગીત–ગાથાઓથી શરૂ થતું, એટલે એ પરિષદો સંગીતિ કહેવાઈ. બુદ્ધના પરિનિર્વાણ પછી થોડા જ સમયમાં રાજગૃહ મુકામે પહેલી સંગીતિ મળી. તેના પ્રમુખ મહાકશ્યપ હતા. એમાં ઉપાલી અને આનંદે મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો. એ પરિષદમાં ધર્મ અને વિનય વિષે સ્પષ્ટતા કરવામાં આવી. પરિનિર્વાણ પછી સો વર્ષે વૈશાલીમાં બીજી સંગીતિ મળી. એમાં થેરા(સ્થવીર)યશે ખાસ ભાગ ભજવ્યો. બુદ્ધઘોષે રચેલા ગ્રંથમાં ઉલ્લેખ છે કે એ સંગીતિમાં ૭૦૦ ભિક્ષુઓ વિનય અને ધર્મની ગાથાઓ ગાતા હતા. એમણે પિટકની વિશુદ્ધ આવૃત્તિઓ તૈયાર કરી.

ત્રીજી સંગીતિ સમ્રાટ અશોકે બોલાવી. એની બેઠક પાટલિપુત્રમાં મળી. એ સમયે બૌદ્ધ ધર્મમાં મત–મતાંતરો વધ્યા હતા, એથી નિર્ણયો કરવાની જરૂર હતી. ધર્મનું સ્પષ્ટ અને નિર્ણીત સ્વરૂપ ન રહે તો પરસ્પર વિરોધી વચનોથી એ નષ્ટ થઈ જવાનો ભય હતો. સમ્રાટ અશોકને બૌદ્ધ ધર્મના પ્રભાવ હેઠળ લાવનાર તિસ્સ મોગ્ગલીપુત્ર નામના ભિક્ષુ હતા. જેમ જેમ વિહારોની પ્રતિષ્ઠા વધતી ગઈ, તેમ તેમ અન્ય ધર્મીઓને બૌદ્ધ ધર્મનું આકર્ષણ થતું ગયું. એમને લીધે ધર્મમાં ભેદ પડવા લાગ્યા, તેથી કંટાળીને મોગ્ગલીપુત્ર એકાંતવાસમાં ચાલ્યા ગયા. એ સમયે દંભી ને મિથ્યાચારી ભિક્ષુઓનું ચલણ વધી ગયું. સાત વર્ષ લગી મઠોમાં ઉપોસથનો વિધિ થઈ ન શક્યો. એથી સમ્રાટ

પણ ખિન્ન બન્યા. વાત એટલેથી અટકી નહિ. ઉપોસથનો વિધિ કરવા જ્યારે રાજાજ્ઞા નીકળી, ત્યારે ભિક્ષુઓએ એની અવગણના કરી, એથી રાજ્યના અધિકારીઓએ ભિક્ષુઓનો વધ કર્યો. આ ખબર સમ્રાટને પહોંચી ત્યારે એમને ઘણો ઉદ્વેગ થયો. એમણે મહાથેરા મોગ્ગલીપુત્રને તેડવા માણસો મોકલ્યા, અને એ પધાર્યા ત્યારે સમ્રાટે બહુમાનથી એમનું સ્વાગત કર્યું. એમની સમક્ષ રાજાએ સીધો પ્રશ્ન મૂકી દીધો કે ભિક્ષુઓની જે હત્યા થઈ તે માટે એ પોતે દોષિત ખરા કે નહિ? મોગ્ગલીપુત્રે સમ્રાટને નિર્દોષ જાહેર કર્યા. એમણે કહ્યું કે સમ્રાટના દિલમાં કોઈ પાપ નહોતું. એ દિવસોમાં પણ પૂજ્યવર્ય થેરા મોગ્ગલીપુત્ર બૂરી મુરાદ હોય તો જ પાપ ગણાય એવું પ્રતિપાદન કરતા હતા. ખરાબ હેતુ ન હોય તો પછી જે ઘટના બને તે ગુનો ન ગણાય. આ ગુરુએ હજાર ભિક્ષુઓને પસંદ કર્યા અને એમના પરિશ્રમથી નવ માસની અંદર સર્વ ધર્મ-નિયમોની સ્પષ્ટતા કરી. ત્રિપિટક તૈયાર થયુ. થેરા મોગ્ગલીપુત્રે જાતે કથાવત્થુ અથવા અભિધમ્મનું પહેલી વાર સંકલન કર્યું.

શક રાજા કનિષ્કના આશ્રયે બૌદ્ધ ધર્મની ચોથી સંગીતિ મળી. એ સમયે ધર્મશાસ્ત્ર ઉપર જે વિવિધ ટીકા-ટિપ્પણીઓ રચાયાં હતાં, તેનો સમન્વય કરવામાં આવ્યો. મહાવંશ અને લંકાની બીજી પરંપરા મુજબ સિલોનમાં બીજી ત્રણ સંગીતિ ભરવામાં આવી હતી. આવી બેઠકો બર્મા અને થાઇલૅન્ડમાં પણ ભરી હતી. ઈ. સ. ૧૯૫૪માં પણ બર્મામાં આવી મોટી પરિષદ બોલાવી હતી અને એમાં રાષ્ટ્રપતિ રાજેન્દ્રપ્રસાદ તથા વડાપ્રધાન જવાહરલાલ નહેરુના

સંદેશા પાઠવવામાં આવ્યા હતા.

શિશુનાગ વંશના રાજ્ય ઉપર નંદ વંશના રાજાઓએ ઉત્તર ભારતમાં મોટું સામ્રાજ્ય સ્થાપ્યું. મૌર્યોએ એ મગધ સામ્રાજ્યનો વિસ્તાર કર્યો. એમના પછી ૫૦૦ વર્ષે ગુપ્ત વંશે નવું સામ્રાજ્ય રચ્યું. આ પ્રદેશમાં ગૌતમ બુદ્ધે ઘણો પ્રવાસ કર્યો એમ મહાવીર વર્ધમાન પણ ઘણું ફર્યા. એમણે જૈન ધર્મનો ઉપદેશ કર્યો. બુદ્ધ અને મહાવીર બંને સમકાલીન હતા.

મહાવીર જ્ઞાતવંશના ક્ષત્રિય સિદ્ધાર્થના પુત્ર હતા, તેથી એ જ્ઞાતપુત્ર પણ કહેવાતા. એ જ્યારે ૪૨ વર્ષના હતા ત્યારે એમને કેવળ જ્ઞાન થયું હતું. ત્રીસ વર્ષ લગી એમણે ઉપદેશ કર્યો. આસો મહિનાની અમાસને દિવસે એમણે દેહ છોડ્યો તેથી વીર સંવત્સરનું નવું વર્ષ કાર્તિક સુદ એકમથી શરૂ થાય છે. જૈનોના ચોવીસ તીર્થંકરો મનાય છે, તેવીસમા પાર્શ્વનાથ અને ચોવીસમા મહાવીર. રાજગૃહ પાસે પાવાપુરી નામનું સ્થળ છે. ગિર્યાકથી ત્રણ માઈલ ઉત્તરે છે. ત્યાં મહાવીર મૃત્યુ પામ્યા. અપાપપુરી—જ્યાં પાપ ન હોય (અથવા જ્યાં પુણ્ય વિશેષ હોય) તેનો અપભ્રંશ થઈને પાવાપુરી (પાવન કરનારી નગરી) થયું. જૈનોનું એ પવિત્ર તીર્થધામ છે. બીજો મત એવો છે કે રાજગૃહના વિપુલાગિરિ ઉપર એમણે દેહ છોડ્યો તે પછી એમના દેહને પાવાપુરી લાવ્યા અને ત્યાં અગ્નિસંસ્કાર થયો; થાલમંદારમાં દેહ છોડ્યો ને જળમંદારમાં અગ્નિદાહ દીધો. એ સ્થળે કમળોવાળા મોટા પદ્મસરોવરની વચ્ચે આરસનું સુંદર મંદિર બંધાવ્યું છે.

ઈ. સ. ૮૦૦ થી ઈ. સ. ૧૨૦૦ના ગાળામાં બિહારમાં પાલ રાજાઓ થયા. એમણે એમની રાજધાની બિહાર નામના નગરમાં રાખી હતી. બૌદ્ધોએ ત્યાં વિદ્યાપીઠ સ્થાપી હતી. પાછળથી એ નગર મુસલમાન સત્તા હેઠળ ગયું અને બિહાર શરીફ તરીકે ઓળખાયું. સોળમા સૈકામાં શેરશાહે ઉઆતનામાં રાજધાની રાખી હતી. ૧૮૫૭માં પટનાનું પતન થયું, કત્લેઆમ ચાલી અને બ્રિટિશ હકૂમત શરૂ થઈ.

પટનામાં પટનદેવીનાં બે મંદિરો છે. એક મંદિર મહારાજ ગંજમાં છે અને બીજું મંદિર ચોક પાસે હરમંદિરની ગલીમાં છે. એકને બડા પટનદેવી કહે છે અને બીજાને છોટા પટનદેવી. દક્ષયજ્ઞમાં ઝંપલાવ્યા પછી શિવ સતીનો દેહ ખભે લઈને ઘણે સ્થળે ફર્યા. તે સમયે સતીનું પટ (વસ્ત્ર) આ સ્થળે પડ્યું. કહે છે કે છોટા પટનદેવીના આંગણામાં એક કૂવો છે એમાં એ વસ્ત્ર હજી રહ્યું છે.

શીખોના દસમા ગુરુ ગોવિંદસિંહ હતા. એમનુ જન્મસ્થાન પટનામાં હતું. ચૌક પાસેના એક મકાનમાં ઈ. સ. ૧૬૬૦માં એમનો જન્મ થયો હતો. એ સ્થળે એક વિશાળ મંદિર બંધાયું છે. રાજા રણજિતસિંહે એ બંધાવ્યું કે એનો જીર્ણોદ્ધાર કર્યો એમ મનાય છે. એની ગલીને હરમંદિર ગલી કહે છે. મંદિરના ચોકમાં ઊંચો ધ્વજદંડ છે. ગુરુ ગોવિંદસિંહની મોજડી અને તલવાર આ મંદિરમાં રાખ્યાં છે. શીખોનો ધર્મગ્રંથ ગ્રંથ સાહેબ પણ આ મંદિરમાં રાખ્યો છે અને પખવાડિયામાં એક વાર એનાં દર્શન કરાવે છે. એ ગ્રંથ સાહેબ ગુરુએ જાતે અર્પણ કર્યો છે અને એના ઉપર તીર વડે એમનું નામ પણ

લખ્યું છે. આ મંદિર વિષે શીખોને ઘણો પૂજ્ય ભાવ રહે છે. ગુરુ ગોવિંદસિંહ પોતે વીર યોદ્ધા હતા તેમ મહાન હિંદી કવિ પણ હતા. સંસ્કૃત અને ફારસી ભાષાઓના સારા જાણકાર હતા. એમણે ઘણાં પુસ્તકો લખ્યાં છે. એમણે શીખોને લશ્કરી તાલીમનું મહત્ત્વ જણાવ્યું, એમનામાં શિસ્ત આણી. એમણે શીખોને પાંચ 'ક' આપ્યા–કેશ, કડા, કંગવા, કચ્છ અને કટાર. એમણે ગાયનો વધ કરવાની મનાઈ કરી હતી.

પાટલિપુત્ર એ ખ્યાતનામ હિંદુ ખગોળવેત્તા આર્યભટ્ટનું જન્મસ્થાન છે. ઈ. સ. ૪૭૬ માં એમનો જન્મ થયેલો. પાણિનિનાં સૂત્રો ઉપર વાર્તિકોના લેખક કાત્યાયન પણ આ સ્થળે થયેલા. સમ્રાટ ચંદ્રગુપ્ત મૌર્યના ગુરુ ચાણક્ય પણ પાટલિપુત્રમાં થયા હતા અને તે ભગવાન કૌટિલ્યના નામે ઘણા પ્રસિદ્ધ છે. કૌટિલ્યે રચેલું અર્થશાસ્ત્ર ઘણું જાણીતું છે.

પટનાના સંગ્રહસ્થાનમાં બૌદ્ધ શિલ્પના ઘણા ઉત્તમ નમૂના રાખવામાં આવ્યા છે. તિબેટમાંથી ભિક્ષુઓ બૌદ્ધ-કળા–કારીગીરીના નમૂના લાવ્યા તે પણ ત્યાં છે. ભારતના પહેલા રાષ્ટ્રપતિ ડૉ. રાજેન્દ્રપ્રસાદનો સદાકત આશ્રમ પટનામાં હતો અને સંગ્રહસ્થાનના રાજેન્દ્ર કક્ષમાં એમને દેશપરદેશમાંથી મળેલાં માનપત્રો વગેરે જળવાયાં છે. અઢી કરોડ વર્ષ પહેલાંનું મોટું વૃક્ષ જમીનમાં દટાઈ જઈને એની શિલા થઈ ગઈ, તેનું પંચાવન ફૂટ લાંબું અખંડ થડ આ સંગ્રહસ્થાનમાં જાળવ્યું છે.

કુમરાહાર ગામ પાસે પુરાતત્ત્વ ખાતાએ ખોદકામ કર્યું એમાંથી મૌર્યસભાના અવશેષો મળ્યા છે. એમાં

દસ–દસ સ્તંભોની એક એવી આઠ હારમાળા છે. સ્તંભો પૉલિશ કરેલા પથ્થરના છે. ગ્રીક લેખકોએ ચન્દ્રગુપ્ત મૌર્યની સભાનાં વર્ણન કર્યાં છે. કેટલાક વિદ્વાનોનો મત છે કે, પાંડવો અને કૌરવોના પહેલાનાં વર્ણનો ઉપરથી એના સ્થાપત્યનો જે ખ્યાલ ઊપજે છે તે ચંદ્રગુપ્તની સભાના અવશેષોને જોતાં બંધબેસતો જણાય છે.

આજનું પટના ગંગા નદીને કાંઠે ૨૧ માઈલ લગી વસ્યું છે. રેલવેનાં ચાર સ્ટેશનો છે. ગંગાને પાર કરવા સ્ટીમરોની સગવડ રાખી છે. મહાત્મા ગાંધીજીની સ્મૃતિમાં ત્યાં ગંગાને તીરે ગાંધીઘાટની રચના થઈ છે. અને નેપાળમાં જવા માટે પટનાથી હવાઈ જહાજની સવડ મળે છે. સંસ્કૃત અને ફારસી ભાષાના પુરાતન ગ્રંથો અને હસ્તપ્રતોનું એક અજોડ સંગ્રહસ્થાન પટનામાં મોજૂદ છે. એને ખુદાબક્ષ લાઇબ્રેરી કહે છે.

## ૧૬ : નાથદ્વારા

नाशान एव व्ययाघत स्पृधः प्रापदयद् वीरो अभि पौंस्यं रणम् ।
मवृश्चदद्रिमव सस्यदः सृजद् अस्तभ्नान्नाकं स्वपस्यया पृथुम् ॥

વિદ્વન્મંડન નામના ગ્રંથમાં શ્રીવિઠ્ઠલેશજી ગોસ્વામીએ ઋક્‌ની વ્યાખ્યા કરતા કહ્યું છે કે.

'આ પૃથ્વી ઉપર પ્રગટ થયા પછી તરત જ શ્રીકૃષ્ણે પૂતના, તૃણાવર્ત વગેરે મનુષ્યજાતિના દુશ્મનોનો વિનાશ કર્યો. એ પછી વીરશ્રેષ્ઠ ભગવાને મથુરા, દ્વારકા અને અન્ય સ્થળે એમના જેવા બલિષ્ઠ અસુરો સાથે યુદ્ધ કર્યાં. એમણે ગોવર્ધન પર્વતને ઉઠાવ્યો અને ગોકુળમાં રહેવાની ઇચ્છા હતી તેથી વિશાળ વ્યોમને વશમાં લીધું.'

(ઋગ્વેદ, ૧૦-૧૦-૧૧૩)

**નાથદ્વારામાં** ભગવાન વિષ્ણુનું જગપ્રસિદ્ધ મંદિર છે. 'ભગવાનનું દ્વાર' એવો એનો શબ્દાર્થ છે. ગામની ફરતે કોટ રચ્યો છે. ઉત્તરે ૨૪° ૫૬' અને પૂર્વે ૭૩° ૪૮' એ એનું ચોક્કસ સ્થાન ગણાય. ઉદેપુરથી ૩૦ માઈલ ઈશાન દિશામાં અને માહુલી સ્ટેશનથી ચૌદ માઈલ વાયવ્યે નાથદ્વારા બનાસ નદીને કાંઠે વસ્યુ છે.

નાથદ્વારાના મંદિરમાં શ્રીકૃષ્ણની મૂર્તિ છે. એમને શ્રીનાથજી કહે છે. આ મંદિરની દેખરેખ અને ભગવાનની સેવાનો ભાર વલ્લભ સંપ્રદાયના ટિકાયત ગોસ્વામી મહારાજ સંભાળે છે. વ્રજ ભૂમિમાં જ્યાં ગોવર્ધન પર્વત છે, ત્યાં આ મૂર્તિ પહેલાં હતી; પરંતુ ઔરંગઝેબના જમાનામાં મૂર્તિ અપવિત્ર થવાનો અથવા ખંડિત થવાનો ભય ઊપજ્યો ત્યારે એ સ્થળેથી ખસેડીને મૂર્તિને મેવાડમાં લાવ્યા. રથમાં મૂકીને મૂર્તિને લાવતાં લાવતાં સિંહાડ ગામ પાસે દેવનો રથ અટકી ગયો

એનો અર્થ એવો ઘટાવવામાં આવ્યો કે ભગવાનને આ સ્થળ ભાવ્યુ છે. અહીં જ નિવાસ કરવા એમની પોતાની ઇચ્છા જણાય છે. એ પછી એ પ્રદેશના સોળ ભાયાતોએ ઉદેપુરના રાણાને વિનતિ કરી અને એમની રજામંજૂરી મેળવીને નાથદ્વારામાં ભગવાનની મૂર્તિ પધરાવી. એ મંદિરના નિભાવ માટે રાણાએ સિંહાદ ગામની આવક ભગવાનને ભેટ કરી. ત્યાં મંદિર બંધાવ્યું અને મૂર્તિની પ્રતિષ્ઠા કરી. ત્યારથી નાથદ્વારાના શ્રીનાથજીનું તીર્થક્ષેત્ર વૈષ્ણવો માટે મોટું તીર્થ બન્યું.

આંધ્ર દેશના ચંપારણ્ય પ્રદેશમાં ચૈત્ર માસની કૃષ્ણ એકાદશી ને શનિવારે સંધ્યાકાળ પછી શ્રી વલ્લભાચાર્યનો જન્મ થયો. કોઈ મત અનુસાર સંવત ૧૫૩૫ છે, કોઈ વળી સંવત ૧૫૨૯ જણાવે છે. પાંચમે વર્ષે એમને ઉપવીત આપ્યું. એમના પિતા લક્ષ્મણ ભટ્ટજીએ વિષ્ણુસ્વામીના સંપ્રદાયમાં વાળ્યા. કહે છે કે સંવત ૧૫૩૫માં ગિરિરાજ ગોવર્ધનમાં ભગવાન શ્રીનાથજી પ્રગટ થયા.

લક્ષ્મણ ભટ્ટજીને ત્રણ પુત્રો હતા. એમાં વચલા પુત્ર તે વલ્લભ. ઈ. સ. ૧૪૮૭માં એમને નાના મૂકીને પિતાએ દેહ છોડ્યો. વલ્લભ પહેલાં વિજયનગરમાં રહ્યા. ત્યાંથી જગન્નાથપુરી ગયા. એમની વિદ્વત્તાની ખ્યાતિ ફેલાઈ ચૂકી હતી. એ સમયે શાસ્ત્ર-ચર્ચાઓ ચાલતી. એમાં પ્રશ્નો પુછાતા. એમાં રાજાએ પોતે ચાર પ્રશ્નો પૂછ્યા અને શ્રી વલ્લભે ભગવાન જગન્નાથની સમક્ષ એનું યોગ્ય નિરાકરણ કર્યું. એમણે જણાવ્યું કે, શાસ્ત્રોમાં ઉત્તમ તે ગીતા છે, દેવોમાં ઉત્તમ તે શ્રીકૃષ્ણ છે, શ્રીકૃષ્ણનું નામ તે જ સર્વોત્તમ મંત્ર છે અને એમની સેવા કરવી તે જ મનુષ્ય માટે મોટું

# ૧૬ : નાથદ્વારા

जज्ञान एव व्यबाधत स्पृधः प्रापश्यद् वीरो अभि पौंस्यं रणम्।
अवृश्चदद्रिमव सस्यदः सृजद् अस्तभ्नान्नाकं स्वपस्यया पृथुम्॥

વિદ્વન્મંડન નામના ગ્રંથમાં શ્રીવિઠ્ઠલેશજી ગોસ્વામીએ ઋચાની વ્યાખ્યા કરતાં કહ્યું છે કે

'આ પૃથ્વી ઉપર પ્રગટ થયા પછી તરત જ શ્રીકૃષ્ણે પૂતના, તૃણાવર્ત વગેરે મનુષ્યજાતિના દુશ્મનોનો વિનાશ કર્યો. એ પછી વીરશ્રેષ્ઠ ભગવાને મથુરા, દ્વારકા અને અન્ય સ્થળે એમના જેવા બળિષ્ઠ અસુરો સાથે યુદ્ધ કર્યાં. એમણે ગોવર્ધન પર્વતને ઉઠાવ્યો અને ગોકુળમાં રહેવાની ઇચ્છા હતી તેથી વિશાળ વ્યોમને વશમાં લીધું'

(ઋગ્વેદ, ૧૦-૧૦-૧૧૩)

**નાથદ્વારામાં** ભગવાન વિષ્ણુનું જગપ્રસિદ્ધ મંદિર છે. 'ભગવાનનું દ્વાર' એવો એનો શબ્દાર્થ છે. ગામની ફરતે કોટ રચ્યો છે. ઉત્તરે ૨૪° ૫૮' અને પૂર્વે ૭૩° ૪૮' એ એનું ચોક્કસ સ્થાન ગણાય. ઉદેપુરથી ૩૦ માઈલ ઈશાન દિશામાં અને માહુલી સ્ટેશનથી ચૌદ માઈલ વાયવ્યે નાથદ્વારા બનાસ નદીને કાંઠે વસ્યું છે.

નાથદ્વારાના મંદિરમાં શ્રીકૃષ્ણની મૂર્તિ છે. એમને શ્રીનાથજી કહે છે. આ મંદિરની દેખરેખ અને ભગવાનની સેવાનો ભાર વલ્લભ સંપ્રદાયના ટિકાયત ગોસ્વામી મહારાજ સંભાળે છે. વ્રજ ભૂમિમાં જ્યાં ગોવર્ધન પર્વત છે, ત્યાં આ મૂર્તિ પહેલાં હતી; પરંતુ ઔરંગઝેબના જમાનામાં મૂર્તિ અપવિત્ર થવાનો અથવા ખંડિત થવાનો ભય ઊપજ્યો ત્યારે એ સ્થળેથી ખસેડીને મૂર્તિને મેવાડમાં લાવ્યા. રથમાં મૂકીને મૂર્તિને લાવતાં લાવતાં સિંહાદ ગામ પાસે દેવનો રથ અટકી ગયો અને ત્યાંથી આગળ ખસ્યો જ નહિ.

બાંધવાની ઇચ્છા કરી અને સંવત ૧૫૫૬ના વૈશાખ સુદ ત્રીજે એનો પાયો નંખાયો.

ઝારખંડમાં માધવેન્દ્રના મૃત્યુની ખબર સાંભળી શ્રીવલ્લભ ગિરિરાજ આવવા નીકળ્યા. માર્ગમાં ગોકુળના ગોવિંદઘાટ આગળ એમણે મુકામ કર્યો. સંવત ૧૫૬૩ના શ્રાવણ સુદ એકાદશીને ગુરુવારે મધરાતે શ્રીવલ્લભને શ્રીકૃષ્ણનાં દર્શન થયાં. એ વખતે એમને પ્રેરણા દ્વારા બે આદેશ મળ્યાઃ શરણનો અને આત્મનિવેદનનો. સર્વાત્મભાવ વડે એમણે આત્મનિવેદન કર્યું. 'સિદ્ધાંતરહસ્ય' નામના ગ્રંથમાં શ્રીવલ્લભે આ ધન્ય પ્રસંગનું વર્ણન કર્યું છે. ભગવાને એમને જણાવ્યું કે, પરબ્રહ્મ સાથે તાદાત્મ્ય સાધવાથી દેહના તેમ જ જીવના સર્વે દોષ ટળી જાય છે. ત્યારથી શ્રીવલ્લભે એમનો સંપ્રદાય ચાલુ કર્યો. એ વૈષ્ણવોનો પુષ્ટિમાર્ગ તરીકે પ્રખ્યાત થયો. એમણે બ્રહ્મસંબંધનો મહામંત્ર આપી લોકોને નવા સંપ્રદાયમાં વાળ્યા. દર્શનને બીજે દિવસે પહેલી દીક્ષા એમના પટ્ટશિષ્ય દામોદરદાસ હર્ષાણીને આપી.

વલ્લભ સંપ્રદાયમાં બે વિધિ હોય છેઃ ગુરુની પાસેથી ઉપદેશ એટલે કે શરણમંત્ર લેવાનો અને આત્મનિવેદન કરવાનું. 'શ્રીકૃષ્ણઃ શરણં મમ' એ મંત્ર મેળવીને માણસ વૈષ્ણવ બને અને આત્મનિવેદનના મંત્રથી એ સેવાનો અધિકારી થાય. ભગવાનથી વિયોગ પામેલો જીવ એના દુઃખમાં પીડાતો હોય અને એની કૃપા અથવા પ્રીતિ પામતો ન હોય; પરંતુ આત્મનિવેદન કરીને એટલે કે પોતાનું સર્વસ્વ–કામનાઓ, પ્રવૃત્તિ અને એનું ફળ પ્રાપ્ત કરેલું હોય તે અને હવે પછી પ્રાપ્ત થવાનું હોય તે

સંપ્રદાયના, અને તેમાંયે ખાસ કરીને વલ્લભ સંપ્રદાયના—માણસોનો એવો સંકલ્પ હોય છે કે જિંદગીમાં એક વાર તો નાથદ્વારાના શ્રીનાથજીનાં દર્શન અવશ્ય કરવાં. ઠેરઠેરથી દેવને અમૂલ્ય ભેટ ચડાવે છે.

શ્રીવલ્લભાચાર્યને બે દીકરા હતા: શ્રી ગોપીનાથ અને વિઠ્ઠલ. ગોપીનાથ વહેલા ગુજરી ગયા અને શ્રી-વિઠ્ઠલેશજીએ પિતાનું આદરેલું કાર્ય સંપૂર્ણ કર્યું. શ્રીવલ્લભાચાર્ય મહાપ્રભુ કહેવાય છે અને શ્રીવિઠ્ઠલેશ ગોસાંઈજી (ગોસ્વામી) કહેવાય છે.

શ્રીવલ્લભાચાર્ય અડેલ મુકામે હતા ત્યારે એમણે પૂર્વમીમાંસા અને બ્રહ્મસૂત્રો ઉપર ભાષ્યો રચ્યાં, તત્ત્વાર્થ-દીપનિબંધ રચ્યો, અને ભાગવત ઉપર સુબોધિની નામની ટીકા લખી. એમણે બીજા સોળ પ્રકરણ ગ્રંથો લખ્યા. એમાં એમના ઉપદેશનો સાર સમાયો છે. બાવન વર્ષના થયા ત્યારે એમણે પોતાની પર્ણકુટિ બાળી નાખી, સંન્યાસ ગ્રહણ કર્યો અને કાશીવાસ સ્વીકાર્યો. એમણે એક મહિનાનું અનશન લીધું અને છેલ્લા આઠ દિવસ મૌન ધારણ કર્યું. સંવત ૧૫૮૭ના અષાડ સુદ બીજના મધ્યાહ્ને એમણે દેહ છોડ્યો.

શ્રીવલ્લભે ચતુશ્લોકીની રચના કરી છે, ચાર શ્લોકમાં એમના મતનું પ્રતિપાદન કર્યું છે. એના પહેલા શ્લોકમાં કહે છે:

सर्वदा सर्वभावेन भजनीयो व्रजाधिपः।
स्वस्यायमेव धर्मो हि नान्यः क्वापि कदाचन॥

વ્રજના અધિપતિ શ્રીકૃષ્ણને પૂરેપૂરા ભાવથી સર્વદા ભજવા જોઈએ. મનુષ્ય માત્રનો એક આ જ ધર્મ છે, કોઈ કાળે એનો બીજો કોઈ ધર્મ નથી.

# ૧૭: કાલડી

श्रुतिस्मृतिपुराणानामालयं करुणालयम् ।
नमामि भगवत्पादं शंकरं लोकशंकरम् ॥

'આચાર્ય શંકર ભગવત્પાદને નમસ્કાર શ્રુતિ, સ્મૃતિ અને પુરાણોના સકળ જ્ઞાનનો નિવાસ એમનામાં છે એ કરુણાળુ છે ને લોકાનું કલ્યાણ કરનારા છે.

**કેરલ** પ્રદેશના મધ્યભાગમાં અલ્વાઈથી આઠ માઈલ પૂર્વમાં કાલડીનુ નાનું ગામ છે. સમુદ્રમાર્ગે પણ કાલડી જઈ શકાય છે. કોચીન બંદરેથી બસમાં એર્નાકુલમ્ અને ત્યાંથી કાલડી પહોંચાય છે. ત્રિચુરથી પણ કાલડીની બસ મળે છે. આ કાલડી ગામ પરાપૂર્વથી આચાર્ય શંકરનું જન્મસ્થાન મનાય છે. એ સ્થળ ૧૦° ૧૪' ઉત્તરે, ૭૬° ૪૫' પૂર્વમાં, પેરિયાર અથવા પૂર્ણા નદીને કાંઠે વસેલું છે.

શંકરાચાર્યનો સમય નક્કી કરવામાં મત જુદા પડે છે, એમ સ્થળને વિષે પણ જુદા મત છે. એમના જન્મ-સ્થાન માટે આનંદગિરિ ચિદંબરમ્‌ને માન્ય રાખે છે; પરંતુ ઝાઝો ટેકો મળતો નથી. સ્થાનિક માન્યતાઓ મુજબ કાલડી જ જન્મસ્થાન ગણાય છે. એ પોતે મલબાર ક્ષેત્રના નામ્બુદ્રી બ્રાહ્મણ કુળમાં જન્મ્યા હતા. એમના દાદા વિદ્યાધિરાજ હતા. એ એમનું નામ હતું કે બિરુદ તે નક્કી નથી. પિતાનુ નામ શિવગુરુ. ઘણા વખત સુધી શિવગુરુને સંતાન નહોતુ, આથી પતિ–પત્નીએ શિવને પ્રાર્થના કરી પુત્ર માગ્યો અને શિવે એમની મનોકામના પરિપૂર્ણ કરી. એ પુત્રનું નામ શંકર રાખવામાં આવ્યુ.

સૂત્રભાષ્યમાં શંકરે પૂર્ણવર્મનનો ઉલ્લેખ કર્યો છે. એ મગધ દેશના બૌદ્ધ રાજા હતા, શંકરના સમકાલીન હતા. એ રાજા છઠ્ઠી સદીમાં થઈ ગયા. મૅક્સમુલરના મત મુજબ શંકર ઈ. સ. ૭૮૮માં જન્મ્યા હતા. શંકરાચાર્યના એક શિષ્ય તે સુરેશ્વરાચાર્ય. અને એ આઠમા સૈકામાં થયા. અત્યારે એવો મત પ્રચલિત છે કે શંકર ઈ. સ. ૭૮૮થી ઈ. સ. ૮૨૦ સુધી જીવ્યા અને એમનો જન્મ કાલડીમાં થયો હતો. માન્યતા એવી છે કે શંકરે માત્ર ૩૨ વર્ષનું આયુષ્ય ભોગવ્યુ. આમ છતાં એક સ્તોત્રમાં એમનુ આયુષ્ય ૮૫ વર્ષ કરતાં વધારે હતું એમ જણાવ્યુ છે : मया पञ्चाशीतेरधिकमपनीते तु वयसि. કોઈ વળી એમ કહે છે કે એ સ્તોત્ર એમના શિષ્યની રચના છે.

સાતમે વર્ષે શંકરને ઉપવીત આપવાનું હતું; પરંતુ પિતાનું મૃત્યુ થયુ એટલે એમાં વિલંબ થયો. કહે છે કે નાનપણમાં એમણે વેદ અને શાસ્ત્રોનો અભ્યાસ સંપૂર્ણ કર્યો. આવા બાહોશ વિદ્યાર્થી માટે લગ્નનાં માગાં વહેલાં આવે એમાં આશ્ચર્ય નથી. એ સમયે એક જ્યોતિષીએ એમનાં માતાને કહ્યું કે શંકરની વિદ્યા વિષે તો કંઈ પૂછવા જેવું જ નથી, એ તો મોટો વિદ્વાન થવાનો જ; પરંતુ એનું આયુષ્ય ઘણું ટૂંકું છે. શંકર લાંબું જીવશે નહિ. એ જાણ્યા પછી સંન્યાસ લેવા વિષે શંકરને ઉત્સાહ વધી ગયો. એમણે ઉતાવળ કરવા માંડી, ત્યારે માતાએ જણાવ્યુ : હું તો વિધવા સ્ત્રી છું. એક તું હતો તે હવે સંન્યાસી થવાનો. પછી તારા વિના મને અગ્નિસંસ્કાર પણ કોણ દેશે ? એ સમયે શંકરે એમના મનનું સમાધાન કરતાં

મીમાંસા પણ કહે છે. પૂર્વમીમાંસામાં કર્મકાંડ વિષે કહ્યું છે, અને જૈમિનિ મુનિ એના કર્તા છે. પૂર્વમીમાંસા (ઈ. સ. પૂર્વે ૨૦૦) ઉપર ભર્તૃમિત્ર, ભાવદાસ, હરિ અને ઉપવર્ષનાં ભાષ્યો છે. એનું ભાષ્ય પણ શ્રી શંકરે લખ્યું છે. સાબર ભાષ્ય ઉપર પ્રભાકરે બૃહતી નામની ટીકા લખી છે. પ્રભાકર કુમારિલ ભટ્ટના શિષ્ય હતા, શંકરના વિરોધી હતા; છતાં પ્રભાકરના મતને શંકરે ગુરુમત કહીને વખાણ્યો છે. કુમારિલ ભટ્ટ શંકરથી મોટા હતા. એમણે શ્લોકવાર્તિક, તંત્રવાર્તિક અને તુપ્તિકા ગ્રંથો લખ્યા છે. આથી એમની ખ્યાતિ વાર્તિકકાર તરીકે થઈ છે. કુમારિલના એક શિષ્ય તે મંડનમિશ્ર. એમણે વિધિ-વિવેક અને મીમાંસા અનુક્રમણી નામના ગ્રંથો લખ્યા છે. તંત્ર વાર્તિક ઉપર ટીકા લખી છે. આ મંડનમિશ્ર સાથે શંકરે વાદ કર્યો અને જીત્યા. એ પછી મંડનમિશ્ર ક્રિયા-કર્મનો આગ્રહ છોડી વેદાંતના પક્ષમાં આવ્યા.

શંકરાચાર્યની પહેલાં પણ કેટલાક વિદ્વાનોએ ઉત્તર મીમાંસા અથવા બાદરાયણે રચેલાં બ્રહ્મસૂત્રો ઉપર ટીકાઓ લખેલી તો ખરી. રામાનુજે બોધાયનવૃત્તિ અને દ્રવિડના ભાષ્ય વિષે ઉલ્લેખ કર્યો છે. સંભવ છે કે એમાં વૈષ્ણવોના માર્ગનું સમર્થન કર્યું હોય અને રામાનુજને અનુકૂળ આવ્યાં હોય. શંકર પહેલાં બ્રહ્મસૂત્રોનાં ભાષ્યો રચાયેલાં ખરાં; પરંતુ શાંકરભાષ્યની રચના થયા પછી બીજાં ભાષ્યો પાછળ રહી ગયાં. શાંકરભાષ્ય ઘણું વિખ્યાત થયું. તત્ત્વનું ઊંડાણ સ્પષ્ટ કરીને બતાવે અને જ્ઞાનના ચમકારા જણાવે એવું ભાષ્ય મળ્યા પછી બીજાં ભાષ્યો ભુલાયાં. એનો એવો

પ્રભાવ પડ્યો કે શંકરનો તત્ત્વવિચાર એ જ વેદાંત તરીકે પ્રસિદ્ધ થયો. શંકર પછી જે જે સંપ્રદાયો થયા, તે સૌને પોતપોતાનાં જુદાં નામ ધારણ કરવાં પડ્યાં; કેમ કે એ શંકર મતથી જુદાં પડતાં હતાં. શંકર પછી એમના તેજસ્વી શિષ્યોએ શાંકર મતનો ખૂબ વિસ્તાર કર્યો. એમણે તત્ત્વવિચારનાં ગહન ઊંડાણો સરળ બનાવ્યાં.

શંકરના જીવનમાં કેટલાય પ્રસંગો ચમત્કારિક ઘટનાઓ જેવા છે. એ પોતે શિવના અવતાર મનાયા છે. કહ્યું છે કે :

शंकरं शंकराचार्यं केशवं बादरायणम् ।
सूत्रभाष्यकृतौ वन्दे भगवन्तौ पुनः पुनः ॥

'શંકર એ શિવ ને બાદરાયણ તે વિષ્ણુ. એકે ભાષ્ય રચ્યું, બીજાએ બ્રહ્મસૂત્રો રચ્યાં. એ બંને ભગવંતોને મારા વારંવાર નમસ્કાર હજો.'

કહે છે કે બાર વર્ષના હતા ત્યારે શંકરે બ્રહ્મસૂત્રોનું ભાષ્ય રચેલું. એ એમના પૂર્વજન્મના સંસ્કાર દર્શાવે છે. નાનપણથી એમની પ્રખર બુદ્ધિ ગહન શાસ્ત્રોનો પાર પામી શકતી; એટલું જ નહિ, પરંતુ એના અર્થ સમજાવી શકતી. એ અર્થનું સમર્થન કરી શકતી. એ પછી એમણે દશ મુખ્ય ઉપનિષદો ઉપર ભાષ્ય લખ્યાં અને ગીતા ઉપર ભાષ્ય લખ્યું. આમ વેદાંતના ત્રણ પ્રસ્થાન ઉપર ભાષ્યો રચીને એ આચાર્ય થયા. વિષ્ણુસહસ્રનામ ઉપર પણ એમણે ભાષ્ય લખ્યુ છે. એમણે કેટલાંયે મધુર અને ભક્તિભાવથી ભરપૂર એવાં સ્તોત્રોની રચના કરી છે. એ સ્તોત્રોમાં શિવની સ્તુતિ કરી છે, વિષ્ણુના ગુણ ગાયા છે અને શક્તિની પ્રાર્થના કરી છે. વેદાંત ઉપર પણ નાનાં-

મોટાં સ્તોત્રો રચ્યાં છે. પ્રપંચસાર નામનો એક તાંત્રિક ગ્રંથ પણ રચ્યો છે.

કાશીથી પાછા ફરીને શંકરે ભારતયાત્રા કરી. એ સમયના વિદ્વાનોને વાદ માટે લલકાર્યા. વાદ કરીને એમને હરાવ્યા. કુમારિલને મળ્યા ત્યારે એ પ્રાયોપવેશન દ્વારા જિંદગીના અંતભાગે હતા. એમની સાથે વાદ થઈ ન શક્યો; પરંતુ એમના કહેવાથી એ મંડનમિશ્ર પાસે પહોંચ્યા. મંડનમિશ્ર કુમારિલના વિદ્વાન શિષ્ય ગણાતા. એ વાદમાં મધ્યસ્થી રહેનાર મંડનમિશ્રનાં વિદુષી પત્ની ભારતી હતાં. કહે છે કે પતિ હાર્યા તે પછી પત્નીએ વાદ કર્યો હતો. મંડનમિશ્ર શંકરાચાર્યના પક્ષમાં આવ્યા પછી એમના શિષ્ય બન્યા. સુરેશ્વર એવું નામ ધારણ કર્યું અને નૈષ્કર્મ્ય-સિદ્ધિનો ગ્રંથ રચ્યો. બીજા શિષ્ય આનંદગિરિએ ન્યાય-નિર્ણયનો ગ્રંથ લખ્યો. એ ગ્રંથ સૂત્રભાષ્ય ઉપર ટીકારૂપે લખ્યો છે. ગોવિંદાનંદ નામના શિષ્યે રત્નપ્રભા નામની ટીકા લખી. નવમા સૈકામાં વાચસ્પતિ મિશ્રે ભામતી નામની પ્રસિદ્ધ ટીકા લખી. તેરમા સૈકામાં અમલાનંદે ભામતી ઉપર કલ્પતરુ નામની ટીકા લખી અને સોળમા સૈકામાં અપ્પય દીક્ષિતે આ કલ્પતરુ ઉપર પરિમલ નામની ટીકા લખી. શંકરના જાણીતા શિષ્ય તે પદ્મપાદ. આજે એમનો એક જ ગ્રંથ પંચપાદિકા ઉપલબ્ધ છે. એમણે સમસ્ત સૂત્રભાષ્ય ઉપર ટીકા લખવાનું શરૂ કર્યું; પરંતુ ચોથા સૂત્ર પછી ઓચિંતાં એ પ્રવૃત્તિ બંધ પડી અથવા એનું શું થયું તે જણાયું નહિ. લોકમાન્યતા એવી છે કે એમના કાકાને ત્યાં ભાષ્ય ઉપરની ટીકાનો ગ્રંથ રાખેલો. એ કાકા મીમાંસક (ક્રિયાકર્મના પક્ષના) હતા. એમણે દ્વેષભાવથી

એ ગ્રંથનો નાશ કરી નાખ્યો. શંકરના શિષ્યોમાં વિદ્યારણ્યનું નામ ઘણું જાણીતું છે. એમણે 'પંચદશી' અને 'જીવન–મુક્તિવિવેક'ના ગ્રંથો લખ્યા છે. વિદ્વત્તાવાળા આવા બીજા ગ્રંથો પણ છે: સંક્ષેપસારિકા, ખંડનખંડખાદ્ય, તત્ત્વદીપિકા વગેરેમાં શાંકર મત ઉપર સારો પ્રકાશ નાખ્યો છે. આ મતના લેખકોમાં મધુસૂદન સરસ્વતીનું નામ પણ સારી રીતે જાણીતું છે.

ભારતની ચાર દિશામાં શંકરે ચાર મઠ સ્થાપ્યા. ઉત્તરે બદરીનાથ પાસે જ્યોતિર્મઠ, દ્વારકામાં, જગન્નાથપુરીમાં અને શૃંગેરીમાં. કાંચીમાં પણ શંકરાચાર્યની મુખ્ય પીઠ છે. બીજા નાનામોટા આશ્રમો તો દેશભરમાં થતા રહ્યા છે.

શંકરાચાર્યે હિંદુધર્મમાં પ્રાણ પૂર્યો. વાદ કરીને એમણે દિગ્વિજય મેળવ્યો. આથી જુદા જુદા મતમતાંતરોના પ્રવાહમાં હિંદુધર્મ છિન્નભિન્ન થઈ જતો હતો, તેમાં સંગઠન અને એકતા આવ્યાં. લોકો ક્રિયાકર્મના માર્ગેથી વળીને જ્ઞાન અને તત્ત્વવિચારના માર્ગે વળ્યા. એમણે જ્ઞાન અને વ્યવહાર બંને વચ્ચે મેળ સાધી આપ્યો. હિંદુઓ અધિકારભેદમાં માને છે. એટલે દરેક મનુષ્યના સંસ્કાર મુજબ એની પ્રકૃતિ હોય અને એની મર્યાદામાં એનો વિકાસ થઈ શકે. એવા વિવિધ અધિકારવાળા સર્વે લોકોને સુલભ બને એવી પદ્ધતિ શંકરાચાર્યે પ્રચલિત કરી.

એમણે કેવળ અદ્વૈતનું પ્રતિપાદન કર્યું અને ઉપનિષદોના બ્રહ્મવાદની ઘોષણા કરી. એમણે શ્રુતિનો આધાર તો લીધો છે, પરંતુ મનુષ્ય પોતાની બુદ્ધિથી નિર્ણય કરીને સંતોષ મેળવી શકે એવી એમની પદ્ધતિ છે. સત્ય-

શોધકોને સર્વકાળે સમાધાન આપે એવી એ પદ્ધતિ છે. /

શંકરાચાર્યના જન્મસ્થાન કાલડીનું અનોખું ગૌરવ છે. પહેલા રાષ્ટ્રપતિ ડૉ. રાજેન્દ્રપ્રસાદે કહ્યું હતું કે 'સ્વતંત્ર થયા પછી આ સ્થળનું ગૌરવ સજીવન કરવું ઘટે છે, આપણા રાષ્ટ્રીય જીવનમાં એને સ્થાન મળવું જોઈએ.' શંકરાચાર્યની સ્મૃતિ જગાડે એવું કાંઈ એ સ્થળે હાલમાં રહ્યું નથી; પરંતુ ત્યાં કેટલીક માન્યતાઓ ટકી રહી છે, જે સ્થળે આ આચાર્યે એમની માતાને અગ્નિસંસ્કાર દીધો હતો, તે સ્થળ હજી બતાવવામાં આવે છે. કાલડી પાસે તે સમયે પૂર્ણા નદી વહેતી હતી ને હજી વહે છે. એ નદીના પાણીમાં મગરે એમનો પગ પકડી રાખેલો, આજે ત્યાં બે મંદિરોની રચના થઈ છે: એક મંદિર શંકરનું છે, એને દક્ષિણામૂર્તિનું મંદિર કહે છે. બીજું મંદિર દેવી શારદાનું છે, એ શંકરનાં ઇષ્ટદેવી હતાં.

मौनव्याख्याप्रकटितपरब्रह्मतत्त्वं युवानं
वर्षिष्ठान्तेवसदृषिगणैरावृतं ब्रह्मनिष्ठैः ।
आचार्येन्द्रं करकलितचिन्मुद्रमानन्दरूपं
स्वात्मारामं मुदितवदनं दक्षिणामूर्तिमीडे ॥

'મૌનનું વ્યાખ્યાન કરીને જેમણે પરબ્રહ્મનું તત્ત્વ પ્રગટ કર્યું, જેમણે સત્ય શોધનારા બ્રહ્મનિષ્ઠ ઋષિઓને પોતાના શિષ્યો બનાવીને પાસે રાખ્યા, જે આચાર્યશ્રેષ્ઠ છે, જેમણે આનંદ પ્રાપ્ત કરી લીધો છે, જેમના હાથની ચિન્મુદ્રા વડે એ ઓળખાય છે, પોતાના આત્માના દર્શન દ્વારા જે જે ઉપરામ પામ્યા છે અને જેમનું વદન સદા પ્રસન્ન છે, તે યુવાન ગુરુ સાક્ષાત્ દક્ષિણામૂર્તિને અમારા નમસ્કાર હજો.'

# ૧૮ : ઇલોરા

**ઔરંગાબાદથી** ચૌદ માઈલ વાયવ્યે, ૨૦° ૨' ઉત્તરે અને ૭૪° ૫૦' પૂર્વે, ઇલોરાની ગુફાઓ ને મંદિરોનો સમૂહ છે. બૌદ્ધો, બ્રાહ્મણો અને જૈનો–એ સૌએ પહાડની શિલાઓ ભેદીને જે સુંદર ગુફાઓ કે મંદિરોની રચના કરી છે તેના ઉત્તમ નમૂના આ સ્થળે મળે છે. એકલા પશ્ચિમ ભારતમાં જ આ પ્રકારના ૪૦ નમૂના મળ્યા છે. અજન્તા, કાર્લા, કન્હેરી અને બાઘમાં બૌદ્ધ ગુફાઓ છે. એલિફન્ટામાં શૈવ ગુફાઓ છે. જોગેશ્વરી, મંડપેશ્વર અને બદામીમાં બ્રાહ્મણ–સ્થાપત્યો છે. ધારાસિંહમાં જૈન ગુફાઓ છે. એ સૌમાં ઇલોરાની ગુફાઓ સૌથી મોટી છે. એમાં વૈવિધ્ય ઘણું છે અને બૌદ્ધ, શૈવ અને જૈન ત્રણે પ્રકાર ત્યાં પાસે પાસે છે.

મૂળ નામ ઇલાપુરમાંથી ઇલોરા થયું હશે. એ સ્થળને વેરુળે, ઇલુરા અથવા ઇલોરા પણ કહે છે. ઉત્તર-દક્ષિણ રહેલા પહાડની એક બાજુએ ગુફાઓ કોરી કાઢી છે. સવા માઈલની લંબાઈમાં આ ગુફાઓ અર્ધચક્રાકારે છે, પશ્ચિમ દિશામાં એ પહાડના છેડા વળે છે. બૌદ્ધ ગુફાઓ દક્ષિણ છેડે છે. જે સ્થળે પહાડ પશ્ચિમ તરફનો વળાંક લે છે, ત્યાં પ્રાચીનમાં પ્રાચીન બૌદ્ધ ગુફા છે. ઉત્તરે જૈન ગુફાઓનું ઝૂમખું છે. એ બંનેની મધ્યમાં બ્રાહ્મણ વર્ગની ગુફાઓ છે. બધી મળીને બાર બૌદ્ધ ગુફાઓ છે. સત્તર બ્રાહ્મણ ગુફાઓ છે, અને પાંચ જૈન ગુફાઓ છે. પહાડનું ચઢાણ દશાવતાર ગુફા આગળથી દક્ષિણ તરફનું

છે. ત્યાંથી સોળ ગુફાઓ દક્ષિણે છે, ને એટલી જ બીજી ઉત્તર દિશામાં છે.

દસમી સદીમા મસુદ નામનો આરબ ભૂગોળવેત્તા થઈ ગયો. એણે ઇલોરાને યાત્રાના સ્થાન તરીકે વર્ણવ્યુ છે. ફિરિશ્તાએ પણ એવી નોંધ કરી છે. ઈ. સ. ૧૬૬૭માં થેવેનોટ ત્યાં ગયેલા, તેમ પેરોન, મેલેટ, સાઈકસ વગેરે પરદેશી મુસાફરો ત્યા ગયેલા.

છેક દક્ષિણ ભાગમાં આવેલી બૌદ્ધ ગુફાઓ ઈ. સ. ૩૫૦ થી ઈ. સ. ૫૫૦ સુધીના સમયની છે. પહેલી થોડી બૌદ્ધ ગુફાઓ ઢેડવાડાની ગુફાઓના નામે ઓળખાય છે. બૌદ્ધોના મુખ્ય સાધુઓ સ્થવિર અથવા થેરા કહેવાતા. એમના વિહાર ત્યા થતા હશે ત્યારે એ ભાગને થેરાવિહાર કે થેરાવારા કહેતા હશે. એનો અપભ્રંશ આજે ઢેડવાડો બન્યો છે. કેટલાક એમ પણ માને છે કે અમુક સમયે ત્યા ઢેડ લોકોએ આશ્રય લીધેલો, તેથી એ જગ્યા ભ્રષ્ટ થઈ એમ માની એને ઢેડવાડો કહ્યો.

પહેલી ગુફા બૌદ્ધવિહાર છે, એની આઠ ઓરડીઓમાં ભિક્ષુઓ નિવાસ કરતા હશે. બીજી ગુફામાં પ્રાર્થનાનો સભાખંડ છે. માળ ઉપર ચઢવા માટે પગથિયાં છે, મોટી પરસાળ છે ને એમા દ્વારપાળોની મોટી પ્રતિમાઓ કોતરેલી છે. બાર સ્તંભ ઉપર છત ટેકવેલી છે. આગલા ભાગમા મોટા ઝરૂખા છે. તેના સ્તંભ ઉપર સુદર કોતરકામ કર્યું છે. પાછલી ભીંત પાસે બુદ્ધની ૧૧ ફૂટ ઊંચી આસનસ્થ મૂર્તિ છે. ત્રીજી ગુફા બૌદ્ધવિહાર છે. એની પરસાળના ઉત્તર ભાગમાં પદ્મ ઉપર

બેઠેલા બુદ્ધની મૂર્તિ છે. ચોથી ગુફા વિહાર છે. એમાં બોધિવૃક્ષ હેઠળ બેઠેલા બુદ્ધનું મંદિર છે. પાંચમી ગુફા ઢેડવાડો કે મહારવાડો કહેવાય છે.માળ વિનાની ગુફાઓમાં આ સૌથી મોટો વિહાર છે. એમાં દસ દસ થાંભલાની બે હાર છે. એમ માની શકાય કે આ સ્થળે બૌદ્ધોની પરિષદો મળતી હશે.

દસમા નંબરની ગુફાને વિશ્વકર્માની ગુફા કહે છે. આ ચૈત્ય છે, એની સામે ખુલ્લો મંડપ છે. સુતાર લોકો વિશ્વકર્માને માને એટલે આ સ્થળે બુદ્ધની પૂજા કરે છે. કળાવિવેચક ફર્ગ્યુસન તેમ જ બર્જેસનું કહેવું છે કે કાર્લાની ગુફામાં જે સભાખંડ છે તે એવો મોટો કે એવી કોતરણીવાળો આ ખંડ નથી; છતાં આ સભાખંડ સુંદર છે, ૮૫' x ૪૩' લાંબો–પહોળો અને ૩૪' ઊંચો છે. ફર્ગ્યુસનનું માનવું છે કે ઈ. સ. ૬૦૦ માં આ ગુફાનું કામ થયું હશે; પરંતુ બીજા વિદ્વાનો માને છે કે એ ગુફા એટલી પ્રાચીન નથી, એ પછીના સમયની છે. આગળ મોટું ચોગાન છે. એમાં જવા માટે પગથિયાં કર્યાં છે. એની પરસાળમાં નવ સ્તંભ છે. પીપળાના પાન જેવા આકારની બારીમાં પણ ત્રણ વિભાગો કર્યા છે, એ આ ગુફાની વિશિષ્ટતા છે. એની પાસે બુદ્ધની વિશાળ પ્રતિમા છે. છતની રચના એવી કરી છે કે અનેક કમાનોનો સમૂહ રચાય છે. કેટલાક એને શરીરની પાંસળીઓ જેવો આકાર કહે છે.

અગિયારમા નંબરની ગુફાને દો થાળની ગુફા કહેતા; કેમ કે એમાં બે માળ હતા; પરંતુ ઈ. સ. ૧૮૭૬માં

ત્રીજો માળ જડ્યો છે. વચલા માળના આગલા ભાગમાં આઠ સ્થંભ છે. એ ગુફામાં પાંચ ઓરડીઓ છે. વચલા ભાગમાં બુદ્ધની મૂર્તિ છે. બારમા નંબરની ગુફાને તીન થાળ કહે છે. એના ત્રણ માળ છે. આગલા ચોકમાંથી સભાખંડમાં જવાય છે. એ ખંડ ૧૧૫' × ૪૩' છે. એમાંથી બીજા ખંડમાં જવાનું છે, એ ખંડ ૪૨' × ૩૫' છે. એમાંથી બુદ્ધ મંદિરમાં જવાય છે. ત્યાં ૧૧' ઊંચી બુદ્ધની મૂર્તિ છે. વચલા ભાગમાં આઠ આઠ સ્તંભોની બે હાર છે. અને એના મંદિરમાં સરસ કોતરકામ કર્યું છે. છેક ઉપલા માળમાં આઠ આઠ સ્તંભોની પાંચ હાર છે. એનો સભા ખંડ ૧૧૫' × ૭૦' છે. બંને તરફની ભીંત પાસે આસનસ્થ બુદ્ધની મોટી પ્રતિમાઓ છે. આ સ્થળે જે શિલ્પકળા છે તે બ્રાહ્મણ શૈલીની છે. ફર્ગ્યુસન માને છે કે, મહાયાન શાખાના ભિક્ષુઓએ આ ગુફાનું કામ કર્યું હશે. ઘણું કરીને આ ગુફાઓ ઈ. સ. ૭૦૦માં તૈયાર થઈ હશે.

મધ્ય ભાગમાં સોળ બ્રાહ્મણી ગુફાઓ છે. બૌદ્ધ અને જૈન ગુફાઓની તુલનામાં આ શૈવ ગુફાઓ ઘણી ભવ્ય છે. એનું શિલ્પ ઊંચા પ્રકારનું છે. એવું જણાયું છે કે, પ્રારંભકાળમાં એમણે પણ બૌદ્ધ કારીગરોની નકલ કરવા માંડી; પરંતુ વખત વીત્યો એમાં બૌદ્ધ અસર આછી થતી ગઈ. એનું સર્વોત્કૃષ્ટ સ્વરૂપ કૈલાસ ગુફામાં ખીલી ઊઠયું. એ ગુફા સૌથી મોટી છે. પહાડમાંથી કોરી કાઢેલાં શિલ્પ-સ્થાપત્યમાં કૈલાસ ગુફાની તોલે આવે એવું બીજું કોઈ સ્થાન ભારતભરમાં નથી. ફર્ગ્યુસન કહે છે કે, બૌદ્ધ-સ્થાપત્યની અસરથી કૈલાસ ગુફા સાવ મુક્ત છે.

તેરમા નંબરની ગુફા ધર્મશાળા છે. ત્યાં યાત્રીઓ મુકામ કરતા હશે એથી સાવ સાદી છે. ચૌદમા નંબરની ગુફાને રાવણની ખાઈ કહે છે. આગલા ભાગમાં ૫૪' × ૫૫'નો ખંડ છે. ત્યાંથી મંદિરમાં જવાય છે. એની ફરતે પ્રદક્ષિણા માટે પહોળો માર્ગ છે. દક્ષિણ તરફની દીવાલે શિવકથાનાં શિલ્પો છે. એમાં મહિષાસુરી છે, ચોપાટ રમતાં શિવ-પાર્વતી છે, તાંડવ કરતા શિવ છે, કૈલાસ ડોલાવવા જતાં શિવના અંગૂઠા નીચે કચડાઈ જતા રાવણનું શિલ્પ છે, અને વામન ઉપર પગ રાખેલા ભૈરવનું શિલ્પ છે. ઉત્તર તરફની પરસાળમાં વાઘ ઉપર બેઠેલાં ને હાથમાં ત્રિશૂળ ધારણ કરેલાં ભવાની છે, કમળોની વચમાં ઊભેલાં લક્ષ્મીજી છે, વિષ્ણુનો વરાહ અવતાર છે, વૈકુંઠમાં બેઠેલા ચતુર્ભુજ વિષ્ણુ છે અને લક્ષ્મીજી સાથે બેઠેલા વિષ્ણુ ભગવાન છે.

પંદરમા નંબરની ગુફા દશાવતારની ગુફા કહેવાય છે. એની અંદર કોતરેલો એક લેખ ઉકેલતાં એમાં ઈ. સ. ૬૬૦ થી તે ઈ. સ. ૮૫૦ના ગાળામાં થયેલા પ્રતાપી રાષ્ટ્રકૂટ વંશના કર્ક, ઇંદ્ર, દંતીદુર્ગ અને બીજા રાજાઓનાં નામ મળ્યાં છે. વચમાં યજ્ઞવેદીનો ખંડ છે. આ ગુફાને બે માળ છે. નીચેના માળને આઠ આઠ થાંભલાની બે હાર છે. ઉપલા માળમાં છ છ સ્તંભોની સાત હાર છે અને આગલા સ્તંભ ઉપર સુંદર કોતરકામ થયું છે. એ કોતરકામ રાવણની ખાઈવાળી ગુફાને મળતું આવે છે. એમાં એક ભૈરવની મૂર્તિ છે, એના ગળામાં રૂંઢમાળ છે. શિવ-પાર્વતીના વિવાહનું શિલ્પ પણ છે.

એક શિલ્પમાં શિવલિંગ ભેદીને માર્કંડેય ઋષિના રક્ષણ કાજે શિવ પ્રગટ થતા દર્શાવ્યા છે. બીજામાં બે ગજરાજ લક્ષ્મીજી ઉપર કળશ વડે જળનો અભિષેક કરતા બતાવ્યા છે. કોઈમાં પંચફેણવાળા નાગ ઉપર વિષ્ણુ વિશ્રામ લેતા જણાય છે. કોઈમાં વામન અવતાર છે, ને કોઈમાં નરસિંહ અવતાર છે. દક્ષિણ તરફની પરસાળમાં એક અસામાન્ય શિલ્પ છે. એમાં શિવલિંગની અંદર શિવ બતાવ્યા છે અને એની બહાર અગ્નિની જ્વાળાઓ દર્શાવી છે. એ સૂચવે છે કે રુદ્ર છે તે જ અગ્નિ છે, અને તે જ શિવલિંગ છે. બીજા શિલ્પમાં સૂર્યના રથમાં શિવ આરૂઢ થાય છે. ચાર વેદને અશ્વો બનાવ્યા છે અને બ્રહ્માને સારથિ રાખ્યા છે. આ રીતે સજ્જ થઈને એ તારકાસુર સાથે યુદ્ધ કરવા નીકળે છે.

ભારતનાં સર્વ ગુફા–મંદિરોમાં કૈલાસની ગુફા ઉત્તમ છે. કાળમીંઢ ખડકમાંથી એ કોતરી કાઢી છે. તેલેગાંવ-માંથી એક તામ્રપત્ર મળ્યું છે તેમાં એવો ઉલ્લેખ છે કે રાષ્ટ્રકૂટ વંશના રાજા કૃષ્ણરાજ પહેલાએ (ઈ. સ. ૭૬૮) કાંચીના કૈલાસનાથ મંદિરની અનુકૃતિમાં ઇલોરામાં કૈલાસ ગુફા કોરાવી. એમાં શિવની પ્રતિષ્ઠા કરી છે. પ્રાચીન ભારત-નાં સર્વ હિંદુ સ્મારકોમાં આ ગુફા જેવું ઉમદા શિલ્પ–સ્થાપત્ય બીજે ક્યાંય નથી. ફર્ગ્યુસન માને છે કે રાજા દંતીદુર્ગે (ઈ. સ. ૭૨૫ થી ઈ. સ. ૭૫૫) આ ગુફા તૈયાર કરાવી. બાદામી પાસે પતદ્દકલમાં પાપનાથનું મંદિર છે. એના પછીના સમયમાં કૈલાસ ગુફા તૈયાર થઈ હશે એમ મનાય છે. એથી બંનેમાં કેટલુંક સામ્ય જણાઈ આવે છે.

ગોઠવણી મળતી આવે છે, માપ સરખાં જણાય છે. સ્થાપત્યની શોભા એક જ શૈલીની છે.

પહાડમાંથી કોરી કાઢેલાં મંદિરોમાં મદ્રાસ પાસેનાં મહાબલિપુરમના રથ એ સૌથી પ્રાચીન ગણાય અને કૈલાસની ગુફા એ ગુફાસ્થાપત્યની અંતકાળની ગણાય. કહે છે કે આ ગુફાઓ બનાવતાં બે લાખ ટન જેટલો પથ્થર કોરી કાઢવો પડ્યો હશે. પ્રવેશદ્વાર પાસે બે મોટા પથ્થરના હાથી રાખ્યા છે. મંદિરની સામે મોટો નંદી કાઢ્યો છે. આ મંદિર ૧૬૪'×૧૦૯' લાંબું–પહોળું છે અને ૯૬' ઊંચું છે. મંદિરના ત્રણ ભાગ છે. આગલી પરસાળ, વચલો ખંડ અને અંદર મંદિર. પરસાળમાંથી નંદીગૃહમાં જવા પુલની રચના કરી છે. એના માર્ગમાં તેમ જ ઉપર ચડવાની સીડીઓની દીવાલમાં રામાયણના પ્રસંગોનાં મોટાં શિલ્પ કોતર્યાં છે. દક્ષિણ બાજુએ સાત માતૃકાઓ અને ગણેશજીની મૂર્તિ છે. એના પૂર્વ ભાગની ગુફા સારી છે. કોઈનું રહેઠાણ હશે. સંભવ છે કે મંદિરમાં જવા માટે ત્યાં ઝૂલતો પુલ હશે. ત્યાં કૈલાસને ધ્રુજાવતા રાવણનું શિલ્પ છે. મંદિર ફરતે મોટી પરસાળ છે, તેમાં શિવ અને વિષ્ણુના ઘણા પ્રસંગોનાં મોટાં શિલ્પ કોતર્યાં છે. મંદિરનું આખું દૃશ્ય ઘણું આકર્ષક છે, પ્રભાવશાળી છે. મંદિર જોકે શિવનું છે, પરંતુ એમાં વિષ્ણુનાં અને પુરાણોનાં દેવ–દેવીઓનાં ઘણાં શિલ્પો છે.

કૈલાસ એ એક જ શિલામાંથી કોતરી કાઢેલું મહામંદિર છે. તેને બીજી શિલાઓથી છૂટું પાડ્યું છે. એની અંદર તેમ જ બહાર બંને તરફ શિલ્પકામ થયું છે. આગળ ચોકમાં પથ્થરનો મોટો ને ઊંચો ધ્વજદંડ છે,

એની ઉપર પણ સરસ કોતરકામ કર્યું છે.

એકવીસ નંબરની ગુફાને રામેશ્વરની ગુફા કહે છે. એમાં પણ શિવનું મંદિર છે. એના આગળના મંડપમાં ચાર ચાર સ્તંભની ત્રણ હાર છે. બાવીસમી નીલકંઠ ગુફા છે, એમાં શિવલિંગ છે. પચીસમી ગુફાને કુંભરવાડાની ગુફા કહે છે. એમાં સાત ઘોડા જોડેલા રથમાં સૂર્યનું શિલ્પ છે. સત્તાવીસમી ગુફા ગોપી ગુફા કહેવાય છે અને ઓગણ-ત્રીસમી ગુફાને સીતા–કી–નાહની કહે છે.

ઉત્તર દિશામાં જૈન લોકોએ પાંચ ગુફા–મંદિરોની રચના કરી છે. એનો સમય આઠમાથી તેરમા સૈકાનો છે. એમાંની પહેલી ગુફાને છોટા કૈલાસ તરીકે ગણી છે. મોટી કૈલાસ ગુફાની નાની અનુકૃતિ કરતાં કરતાં કામ અધૂરું રહ્યું છે. તેત્રીસ નંબરની ગુફાને ઇંદ્ર સભાની ગુફા કહે છે. જૈનોની પાંચ ગુફાઓમાં એ સૌથી પ્રાચીન ગણાય. એમાં પાર્શ્વનાથ, ગૌતમ સ્વામી અને મહાવીરની મૂર્તિઓ છે. ભીંતો ઉપર જૈન મુનિઓનાં શિલ્પો છે. આ ગુફામાં અમુક ભાગને જગન્નાથની સભા પણ કહે છે. અહીં જે શિલ્પો છે, તે સારી હાલતમાં જળવાયાં છે. એની ભીંતો ઉપર પણ મહાવીર અને પાર્શ્વનાથની મૂર્તિઓ કોરી કાઢી છે. જગન્નાથની સભાવાળી ગુફા અને ઇંદ્રસભાવાળી ગુફા વચ્ચે અંદરથી રસ્તો છે.

ઇલોરાની સમીપે ઘૃષ્ણેશનું જ્યોતિર્લિંગવાળું મંદિર છે. એ રાણી અહલ્યાબાઈએ બંધાવ્યું છે. એક કાળે એવી માન્યતા હતી કે કૈલાસના મંદિરમાં છે તે જ બાર જ્યોતિ-ર્લિંગમાંનું એક ઘૃષ્ણેશ્વરનું જ્યોતિર્લિંગ છે; પરંતુ હવે એમ

મનાતું નથી. બંને મંદિરો જુદાં મનાય છે.

ભારત સરકારે ઇલોરાની ગુફા પાસે પ્રવાસીઓ માટે સગવડ કરી આપી છે. ઔરંગાબાદથી બસ અને મોટર વગેરે વાહનો મળે છે. માર્ગમાં દેવગિરિ અથવા દૌલતાબાદનો પ્રખ્યાત કિલ્લો આવે છે. કુદરતે આપેલા પહાડોમાંથી એ સ્થળે માનવીએ યુદ્ધ અને સાથે સંરક્ષણની યોજના કરી છે. અને થોડે દૂર માનવીએ એવા જ પહાડોમાંથી ધર્મચિંતનની અને પૂજાવિધિ માટે રચના કરી છે. આજે બંને સ્થળો ઇતિહાસની સાક્ષી બની ગયાં છે. બે સ્થળોમાંથી એકેયનું પુનરાવર્તન કરી શકાય એમ નથી. જમાનો બદલાઈ ગયો છે, અને તેમ છતાં એ સ્થળો જોઈને માનવી ચકિત બની જાય છે.

ઇલોરાની ગુફાઓ એ ભારતના પ્રાચીન કલાધનમાં ઉજ્જવળ રત્ન જેવી છે.

*

## ૧૯ : પાલણી

દક્ષિણ ભારતના મદુરા જિલ્લામાં પાલણીનો તાલુકો છે. એનું મુખ્ય ગામ પણ પાલણી છે. ત્યાં સુબ્રહ્મણ્ય-(કાર્તિકેય)નું વિખ્યાત મંદિર છે. એ ગામ સમુદ્ર સપાટીથી ૧૦૬૮ ફૂટ ઊંચે છે. એની પાસે બ્યાપુરીનું તળાવ છે. એ સ્થળ ૧૦° ૨૮′ ઉત્તરે અને ૭૭° ૩૧′ પૂર્વે આવેલું છે. ગામના દક્ષિણ ભાગમાં પાલણીના ડુંગરા છે. પશ્ચિમઘાટની સળંગ ગિરિમાળા ઊતરી આવે છે, તેનો જ ભાગ અહીં છે. કેટલાક એને વરાહગિરિ કહે છે; કેટલાક માને છે કે પુરાણોમાં મલયગિરિના ઋષભ પર્વતનું વર્ણન આવે છે તે આ જ પહાડ છે.

પાલણીના ડુંગર પર ૪૫૦′ ઊંચે સુબ્રહ્મણ્યનું મંદિર છે. મૂર્તિ દંડઆયુધપાણિની એટલે કે જેમના હાથમાં દંડનું શસ્ત્ર છે તેવા દેવની છે. પહાડની ફરતે જ માર્ગ છે. તેમાં ઘણા મંડપોની રચના થઈ છે અને એમાં કાર્તિકેયના વાહન મોરની પ્રતિમાઓ મૂકી છે. કોટના અંદરના ભાગમાં મુખ્ય મંદિર છે, પશ્ચિમે પ્રવેશદ્વાર ઉપર ગોપુરમ્ છે.

કહે છે કે અગસ્ત્યમુનિએ શિવગિરિ નામના એક પહાડની રચના કરી. એની પાસે એડુંબન મલાઈનો બીજો પહાડ ઊભો કર્યો. તપ કરી રહ્યા પછી ત્યાંથી સ્થળાંતર કરવાની ઇચ્છાવાળા અગસ્ત્યે એમના અસુર સેવક એડુંબનને આજ્ઞા કરી કે, આ બંને પહાડને કાવડમાં મૂકી મારી પાછળ પાછળ ચાલો. એણે કાવડ તૈયાર કરી, પણ એડુંબન મલાઈના પહાડવાળું પલ્લું હલકું જણાયું અને શિવગિરિ-

વાળો પહાડ તો હાલ્યો પણ નહિ. એટલે એડુંબને હલકા પલ્લામાં બે ભારે શિલાઓ મૂકી, છતાં કાવડનાં પલ્લાં સમતોલ થયાં નહિ. એણે તપાસ કરી ત્યારે ખબર પડી કે શિવગિરિના પહાડ ઉપર ભગવાન સુબ્રહ્મણ્ય બિરાજ્યા છે.

આ પહાડ ઉપર સુબ્રહ્મણ્ય કેવી રીતે આવી પહોંચ્યા એની રસિક કથા છે. શિવને બે પુત્રો–મોટા સુબ્રહ્મણ્ય ને નાના ગણેશજી. એક વાર પૃથ્વીની પ્રદક્ષિણા કરવા વિષે બંને વચ્ચે હરીફાઈ થઈ. સુબ્રહ્મણ્ય મોરના વાહન ઉપર બેસીને ચાલી નીકળ્યા; પરંતુ ગણેશ સ્થૂળ શરીરને લીધે કેટલે જઈ શકે? એટલે એમણે એનો તોડ કાઢ્યો. એમણે શિવની પ્રદક્ષિણા કરી લીધી અને જાહેર કર્યું કે પિતાની પ્રદક્ષિણા કરે તેણે પૃથ્વીની પ્રદક્ષિણા કરી ગણાય. બંનેનું પુણ્ય સરખું મળે. એમનો દાવો શિવે મંજૂર કર્યો અને પ્રદક્ષિણા કર્યા બદલનું ફળ ગણેશને આપી દીધું. સુબ્રહ્મણ્ય બધે ફરીને આવ્યા ત્યારે ગણેશની યુક્તિની ખબર પડી. એમ હારી ગયેલા સુબ્રહ્મણ્યના મનનું શિવે સમાધાન કર્યું. એમને કહ્યું: 'તારે ફળની જરૂર નથી, કેમ કે એ ફળ તો તું પોતે જ છે.' આમ (ફળ–નહિ) પાલ–ની થયું. એ સમાધાનથી સુબ્રહ્મણ્યને સંતોષ ન થયો; રોષે ભરાઈને એ તિરુવવિનંગુડી પહોંચ્યા. આ સ્થળ શિવગિરિની તળેટીમાં છે. પછી પહાડ ઉપર આવીને રહ્યા.

શિવગિરિ શાથી ભારે છે એની તપાસ કરતાં એડુંબનને સુબ્રહ્મણ્ય જડ્યા. રોષે ભરાયેલા સુબ્રહ્મણ્યે એડુંબનનો વધ કરી નાખ્યો; પરંતુ અગસ્ત્યની વિનંતિથી એ પાછો સજીવન થયો; એટલું જ નહિ, પરંતુ એની પ્રથમ પૂજા થશે એવું

નક્કી થયું. એદુંબનની કાવડ પછી આજે પણ તે પ્રદેશમાં કાવડનો રિવાજ પ્રચલિત રહ્યો છે. એકલા પાલણીમાં જ નહિ, પરંતુ સુબ્રહ્મણ્યનાં બીજાં મંદિરોમાં પણ કાવડનો ઉપયોગ ચાલુ છે. સામાન્ય રીતે કાવડમાં દૂધનાં પાત્રો લઈ જાય છે, એનો અભિષેક કરે છે. એવી માન્યતા છે કે એ કાવડમાં રાંધેલી મચ્છી લઈ જાય અને પાલણી જઈને જુએ તો એ જીવતી થઈ હોય!

સુબ્રહ્મણ્યનું બીજું મંદિર તિરુવવિનંગુડીમાં છે. બંને પ્રાચીન મંદિરો છે અને એના ફળ વિષે લોકોમાં ઘણી શ્રદ્ધા છે. મુસલમાનો પણ આ મંદિરોનાં દર્શને આવે છે. પાલણીના દેવની પૂજા લક્ષ્મીજી, સૂર્ય, પૃથ્વી અને અગ્નિ વગેરેએ કરી છે. એ દેવ શિવની જ લઘુ આકૃતિ મનાય છે. બે પહાડને પણ શિવ–શક્તિનાં રૂપ ગણે છે.

શૈવમતમાં સ્કંદ અથવા સુબ્રહ્મણ્યને મહત્ત્વનું સ્થાન આપ્યું છે. એમને કાર્તિકેય કહ્યા છે. ષણ્મુખ, સેનાની ગુહ, તારકાજિત, શરવનભવ, ક્રૌંચાભીડ, અગ્નિભૂ અને સ્વામી એવાં બીજાં નામોથી પણ ઓળખાય છે. એમનો ઉલ્લેખ વેદમાં નથી થયો; પરંતુ પતંજલિ ઋષિના મહાભાષ્યમાં તેમ જ રામાયણ–મહાભારતનાં મહાકાવ્યોમાં એમને દેવ માન્યા છે. એમના જન્મ વિષે જુદી જુદી માન્યતાઓ છે: પિતાને સ્થાને અગ્નિ તેમ જ રુદ્ર માન્યા છે; જોકે વેદમાં અગ્નિને રુદ્ર પણ કહ્યા છે. એમના માતા વિષે ઘણાં નામ પ્રચલિત છે: ઉમા, ગંગા, કૃત્તિકા અને સ્વાહા એમ જુદી જુદી જગ્યાએ જુદાં જુદાં નામ ગણાય છે.

રામાયણના બાલકાંડમાં એમના જન્મ વિષે વિસ્તારથી

વર્ણન કર્યું છે. દેવોએ એવી ઇચ્છા કરી કે ભગવાન શિવે એમનું વીર્ય જાળવવું ને તપ કરવું. શિવે એ વિનતિ સ્વીકારી; પરંતુ તે પહેલાં બીજપ્રદાન થઈ ચૂકયું હતું તે જાહેર કર્યું. એ પછી દેવોએ નક્કી કર્યું કે માતા વસુંધરાએ એ બીજ ગ્રહણ કરવું અને એમાં અગ્નિ તથા વાયુએ પ્રવેશ કરવો. જ્યારે અગ્નિએ એમાં પ્રવેશ કર્યો ત્યારે એનો શુભ્રગિરિ બન્યો, એમાંથી કાર્તિકેય ઉત્પન્ન થયા. દેવો તો આથી પ્રસન્ન થયા અને શિવની સ્તુતિ કરી; પરંતુ આથી પાર્વતીને રોપ થયો. માતા થવાનું પોતાનું સદ્દભાગ્ય છીનવી લેવાયુ હતું તેથી એમણે શાપ દીધો કે દેવોની પત્નીઓને સંતાન જ નહિ થાય.

બીજી જગ્યાએ એવું જણાવ્યું છે કે અગ્નિએ ગંગામાં એક પુત્ર ઉત્પન્ન કર્યો અને એ દેવોનો સેનાપતિ બન્યો. મહાભારતના વનપર્વમાં જણાવ્યુ છે કે દાનવોથી દેવસેના હારી ગઈ અને એ સેનાને સ્ત્રીનું રૂપ દઈને કેશી નામનો દૈત્ય ઉપાડી ગયો. દેવસેના અને દૈત્યસેના એવી બે પ્રજાપતિની પુત્રીઓ હતી. ઇંદ્રની વિનતિથી બ્રહ્માએ વચન આપ્યું હતું કે દેવસેના માટે પ્રતાપી વર મળશે.

એક વાર વસિષ્ઠ અને બીજા ઋષિઓ યજ્ઞ કરતા હતા; ત્યારે દેવોની આહુતિઓ અગ્નિ લઈ જઈને પહોંચાડતા હતા. એ સમયે અગ્નિએ કેટલીક ઋષિપત્નીઓ જોઈ અને એમની સાથે વિહારની ઇચ્છા કરી. દક્ષની પુત્રી સ્વાહા અગ્નિ ઉપર મોહ પામી હતી. એણે યુક્તિ કરી અને એક પછી એક જુદી જુદી ઋષિપત્નીનાં રૂપ ધારણ કર્યાં. એમ કરીને અગ્નિને ઘણી વાર ભોગવ્યા; પરંતુ સ્વાહાથી

અરુંધતીનું રૂપ ધારણ કરી શકાયું નહિ; કેમ કે અરુંધતીનું શીલ ઉત્તમ હતું. જ્યારે જ્યારે જુદાં રૂપ લઈને સ્વાહા અગ્નિ પાસે ગઈ ત્યારે ત્યારે એને બીજપ્રદાન થયું, પરંતુ એ એણે શુભ્રગિરિ ઉપર સુવર્ણ પાત્રમાં મૂકી દીધું. આમ છ વખત બન્યું. વીર્યનું સ્ખન્ થયું હોવાથી એ બાળક સ્કંદ કહેવાયો. છ વખત સ્ખન્ થયેલા વીર્યમાંથી ઉત્પન્ન થયેલા બાળકને છ મુખ થયાં, બાર હાથ થયા, પરંતુ ગ્રીવા ને ઉદર એક જ રહ્યાં. એ દેવોના સેનાપતિ બન્યા અને દેવસેનાને વર્યા. એમની બીજી પત્ની તરીકે વલ્લીનો ઉલ્લેખ કેટલીક વાર થયો.

સ્કંદને એની ઉત્પત્તિનો ઇતિહાસ પ્રજાપતિએ કહ્યો. એ પછી શિવ અને ઉમાએ એનો પોતાના પુત્ર તરીકે સ્વીકાર કર્યો. સ્કંદે તારકાસુરનો વિનાશ કર્યો. કાલિદાસ કવિએ 'કુમારસંભવ' નામે રચેલા કાવ્યમાં સ્કંદના જન્મ અને તારકાસુરના વધની કથા વર્ણવી છે.

સ્કંદનાં મંદિરોમાં ગજ અને મોરની શોભા હોય છે. મોર એ કાર્તિકેયનું વાહન છે. છ કૃત્તિકાઓએ સ્કંદને ઉછેરીને મોટા કર્યા, તેથી એ કાર્તિકેય કહેવાયા.

એમને છ મુખ હોવાથી એ ષણ્મુખ કહેવાયા. શર-(બરુ)ના વનમાં એમનો ત્યાગ થયેલો તેથી શરવનભવ મનાયા. અને ક્રૌંચ પર્વતના એમણે બે ભાગ કર્યા તેથી ક્રૌંચાભીડ ગણાય છે.

આવી એક બીજી કથા પણ છે, એ મુજબ શિવે એમનું વીર્ય અગ્નિમાં નાખ્યું. અગ્નિથી એ ન સહેવાયું એટલે એને ગંગામાં પધરાવ્યું. ગંગાએ એ છ કૃ-

ઓને સોંપ્યું એ સમયે એ છ જણીઓ ગંગા નદીમાં સ્નાન માટે આવી હતી અને ગંગાની કૃપાથી એ છયેને ગર્ભ રહ્યા, એ છયેને દેવકાંતિ ધરાવતા પુત્રો થયા, એ છ પુત્રોને ભેગા કર્યા અને એક પુત્ર બનાવ્યો. તેથી છ મુખ ને બાર હાથ થયા આથી કરીને સ્કંદને અગ્નિભૂ, ગંગાપુત્ર, કાર્તિકેય તથા ષડાનન કહે છે શિવના બે પુત્રો ષડાનન અને ગજાનન, શરવનમાં જન્મ્યા, તેથી શરવનભવ અથવા શરવનજન્મા પણ કહે છે

उमावृषाङ्कौ शरजन्मना यथा ।

(રઘુવંશ)

જન્મ પછી પહેલા છ દિવસ સુધી સ્કંદ સુવર્ણપાત્રમાં રહ્યા તેથી એ ગુહ કહેવાયા દક્ષિણ ભારતમાં એમને સુબ્રહ્મણ્ય કહે છે એમનું આયુધ શક્તિ છે એમની મૂર્તિઓના વિવિધ ઘાટ ને રૂપ હોય છે કોઈ વાર છ મુખ હોય ને કોઈ વાર એક જ મુખ હોય, કોઈ વાર બે હાથ હોય ને કોઈ વાર બાર હાથ હોય, કોઈ વાર એક પત્ની હોય ને કોઈ વાર બે હોય અપ્રતિમ સૌંદર્ય ધરાવતા કુમાર તરીકે એમની ખ્યાતિ છે ઘણી વાર મોરના વાહન ઉપર પદ્માસન માંડીને બેઠા હોય છે મોરની જેમ કુક્કુટ પણ હોય છે. બ્રહ્માપુત્ર સનત્કુમાર અને સ્કંદ એક જ છે એમ પણ કેટલાક માને છે. સનત્કુમાર બ્રહ્મણ્ય કહેવાય છે, એટલે દક્ષિણ ભારતમાં એમને સુબ્રહ્મણ્ય કહે છે

મહાભાષ્યના ગ્રંથમાં પાતંજલિએ કહ્યું છે કે મૌર્ય રાજાઓએ પોતાનો રાજભંડાર સમૃદ્ધ કરવાની ઇચ્છાથી શિવ, સ્કંદ, વિશાખ વગેરે દેવદેવીઓની મૂર્તિઓ બનાવી

વેચવા માંડી. હવિષ્કાના સિક્કાઓ ઉપર સ્કંદ, મહાસેન, કુમાર અને વિશાખના નામ ગ્રીક લિપિમાં અંકિત થયાં હતા. હવે સાબિત થયુ છે કે ચાગ્ય નામ એક જ દેવનાં છે સ્કંદ સેનાપતિ હતા, એટલે રાજાઓ ને યોદ્ધાઓ સ્કંદની પૂજા કરતા સ્કંદને અંગારક અથવા કુજ પણ ગણે છે.

દેવોના સૈન્યના પહેલા સેનાપતિ શિવ હતા. પછી એ કાર્ય ગણોને સોપ્યું. એમા સ્કંદની જવાબદારી વધી. સ્કંદને યોગીશ્વર, સ્વામીનાથ, બ્રહ્મચારી અને સનત્કુમાર પણ કહે છે. રુદ્રયમલમા સ્કંદને આગમોના કર્તા અને સારસ્વત કે સિદ્ધ કહ્યા છે. છ કૃત્તિકાએ એમને ઉછેર્યા તેથી કૃત્તિકા નક્ષત્ર જોડે એમનો સંબંધ રહે તે સ્વાભાવિક છે. આથી કૃત્તિકા નક્ષત્રમા ચંદ્ર હોય ત્યારે એટલે કે કાર્તિક માસમા સ્કંદપૂજાનો મહિમા દક્ષિણમા વધારે ગણાય છે. એ દિવસોમા સુબ્રહ્મણ્યના મંદિરોમા ઘણા લોકો આવે, વ્રત રાખે અને પૂજા કરે. વ્રત પૂરા કરે ત્યારે ફરીથી પૂજા કરવા આવે. એ દિવસોમા ઉત્સવો થાય છે.

गले रत्नभूप तनौ मञ्जुवेष करे ज्ञानशक्ति दरस्मेरमास्यम् ।
कटिन्यस्तपाणि शिखिस्थं कुमार भजेऽह गुहादन्यदेव न मन्ये ॥

જેના ગળામા રત્નો શોભે છે, શરીર ચારુવેષ શોભે છે, જેના હાથમા શક્તિરૂપે જ્ઞાન શોભે છે, જેના મુખ ઉપર આછુ સ્મિત મલકે છે, જેનો હાથ કટિ ઉપર રહેલો છે, એ કુમાર છે, મોર ઉપર બેઠેલા છે એ એક જ સ્કંદને મારા પ્રણામ છે. એ ગુહ વિના બીજા કોઈ દેવની પૂજા હું નથી કરતો, સુબ્રહ્મણ્ય એકલાને જ ભજુ છું

## ૨૦ : ડાકોર

ડાકોર ગુજરાતનું જાણીતું વૈષ્ણવ તીર્થ છે. આણંદના રેલવે જંકશનથી આશરે ૧૯ માઈલ દૂર છે. નડિયાદથી ઉમરેઠ થઈને પણ જવાય છે. ડાકોરમાં શ્રીરણછોડરાયજીનું વિખ્યાત મંદિર છે. ગુજરાતમાં શ્રીવલ્લભ, શ્રીસ્વામિનારાયણ અને બીજાએ રચેલાં વૈષ્ણવ સંપ્રદાયોનાં મંદિરો છે; પરંતુ ડાકોરનું મંદિર વૈષ્ણવોના અમુક સંપ્રદાયનું નથી. બધી કોમોમાંથી રણછોડરાય માટે સરખો આદર રહ્યો છે.

લોકમાન્યતા એવી છે કે દ્વારકાથી મૂર્તિ લાવીને ડાકોરમાં પધરાવી. એથી ડાકોર પણ દ્વારકા જેવું પવિત્ર ગણાયું. કહે છે કે વજેસિંગ બોડાણા નામના એક રજપૂત દ્વારકાધીશના પરમ ભક્ત હતા. ડાકોરમાં એમનું વતન હતું. વર્ષમાં બે વાર એ દ્વારકાની જાત્રાએ નીકળતા ત્યારે હથેળીમાં તુળસીનો છોડ ઉગાડીને લઈ જતા. દ્વારકા તો સૌરાષ્ટ્રને છેક છેડે આવેલું. ત્યાં પગે ચાલીને જવાનું, જઈને હાથમાં જતન કરીને ઉછેરેલાં તુલસીનાં પાન દ્વારકાધીશને ધરાવવાનાં. સમય વીત્યો એમ એમની વૃદ્ધાવસ્થા આવી. અંગમાં એટલી તાકાત ના રહી કે દ્વારકા સુધી દર્શન માટે જઈ શકાય. આથી દયાળુ પ્રભુએ સ્વપ્નમાં દર્શન દીધાં અને કહી દીધું કે હવેથી તમે દ્વારકા ના આવશો, હું જ ડાકોર આવીશ.

આ દર્શનથી વજેસિંગ બોડાણાને એવી પ્રેરણા થઈ કે એમણે મધરાતે દ્વારકાના મંદિરમાં પ્રવેશ કર્યો. શ્રીરણછોડરાયની મૂર્તિ ઉઠાવી અને બળદગાડીમાં મૂકીને ડાકોર ભણી ચાલવા માંડયું. ઈશ્વરની મરજી હશે તે બધું

સાનુકૂળ ઊતર્યું અને ડાકોર સુખરૂપ પહોંચી ગયા. બીજે દિવસે દ્વારકામાં મંદિર ઊઘડ્યું ને પૂજારીઓ વિધિ કરવા આવી લાગ્યા. પણ પૂજા કોની કરે? મૂર્તિ જ નહોતી! એમને ચોરીની ગંધ આવી એટલે તરત જ બોડાણાનો પીછો પકડ્યો.

દ્વારકાના પૂજારી બ્રાહ્મણો ગુગળી કહેવાતા. એમણે થોડા ધનુર્ધારી માણસોને સાથે લીધા. એ લોકો કાબા કહેવાતા. અર્જુનને પણ કાબા લોકોએ લૂંટી લીધો હતો. એ બધા કયા માર્ગે ગયા ને ક્યાં રોકાયા તે કોણ જાણે; પરંતુ એમની પહેલાં વજેસિંગ બોડાણા ડાકોર પહોંચી ગયા. ડાકોર પહોંચતાં પહેલાં એમણે ઉમરેઠ અને ડાકોરની વચમાં ગાડું થોભાવ્યું હશે. એ જગ્યાએ રણછોડજીનાં પગલાં મૂક્યાં છે. ગોમતીના ઘાટ ઉપર ગાડી થોભાવી હશે. ત્યારે કહે છે કે રણછોડજી લીમડાની ડાળી પકડીને ઊભા રહ્યા, તેથી આખો લીમડો ભલે કડવો રહ્યો; પરંતુ એની એક ડાળી મીઠી થઈ ગઈ. એ પ્રદેશના લોકગીતમાં હજી ગવાય છે કે, 'આખા લીમડામાં એક ડાળ મીઠી કે રણછોડ રંગીલા.'

ગુગળી બ્રાહ્મણો પાછળ પડ્યા છે એવી વજેસિંગ બોડાણાને ખબર પડી ગઈ. એ જાણતા હતા કે મૂર્તિ તો ઉઠાવી આણી છે એટલે જેમનો હક છે તે પાછી લઈ જાય. એટલે બોડાણે એ મૂર્તિને ગોમતીના પાણીમાં સંતાડી દીધી. કેટલાક કહે છે કે કાબાઓના બાણથી બોડાણાનું મૃત્યુ થયું, એટલે ગુગળી બ્રાહ્મણોએ બોડાણા-ની વિધવા સ્ત્રી જોડે વાટાઘાટો કરી. બીજી કથા એવી છે કે તળાવમાં મૂર્તિ સંતાડી છે એવી બાતમી મળતાં

ઈ. સ. ૧૮૮૭માં ડાકોરના મંદિર વિષે મુંબઈ હાઈકોર્ટમાં કેસ ચાલ્યો, ( આઈ. એલ. આર ૧૨ બૉમ્બે, પાન ૨૪૭ ) એમાં જણાવ્યુ છે કે ભારતના પશ્ચિમ ભાગમાં બધે વૈષ્ણવ સંપ્રદાયના સર્વે માણસોમાં ડાકોરના શ્રીરણછોડરાય માટે ઘણો પૂજ્યભાવ છે. એ મંદિરના નિભાવ માટે રાજા-રજવાડાંએ ૭૦૦ વર્ષથી ડાકોર અને કંજરી ગામનું મહેસૂલ ભેટ કર્યું છે. એવી બીજી જમીન–જાગીરો પણ મંદિરને મળી છે. સવા લાખને ખરચે વડોદરાના શ્રીમંત ગાયકવાડ મહારાજાએ દેવનું સિંહાસન સોનેરૂપે જડી આપ્યુ છે. મંદિર બંધાવ્યા પછી એનો વહીવટ તાંબેકરના કુટુંબમાં રહ્યો હતો, એમાં મતભેદ પડ્યો. મંદિરમાં સેવા-પૂજા કરનારા બ્રાહ્મણોએ પોતાનો હક આગળ કર્યો, એટલે મામલો કોર્ટમાં પહોંચ્યો. ત્યાંથી ઠેઠ પ્રિવી કાઉન્સિલ સુધી ગયો. પછી ડાકોરના મંદિરની વહીવટી અમુક નીતિ નક્કી થઈ.

ડાકોરનું મંદિર મોટું છે. એમાં કેટલીક કલાકૃતિઓ પણ છે. એ મંદિરના બે દરવાજા છે, એક ઉત્તરે અને બીજો પશ્ચિમે. મંદિર આગળ મોટો ખુલ્લો ચૉક છે. ડાકોરના રણછોડજી અને દ્વારકાના દ્વારકાધીશની મૂર્તિઓ સરખી છે, ચતુર્ભુજ છે, ડાબા નીચલા હાથમાં શંખ છે, ડાબા ઉપલા હાથમાં ચક્ર છે, જમણા ઉપલા હાથમાં ગદા છે અને જમણા નીચલા હાથમાં પદ્મ. કાળા પાષાણમાંથી ઘડેલી વિષ્ણુની ઊભી મૂર્તિ છે. ભગવાનની પૂજા થાય છે, ભેટ ચઢાવે છે અને ચરણસ્પર્શ પણ થઈ શકે છે.

મંદિરની સામે ગોમતીનું વિશાળ તળાવ છે. એની ફરતે ઘણા ઘાટ બાંધ્યા છે. ગોમતીના તીરે ડંકનાથ મહા-

દેવનું મંદિર છે, જે સ્થળે શ્રી રણછોડજીની તુલા થઈ હતી તે સ્થળ ભક્તજનોને બતાવવામાં આવે છે. પશ્ચિમ બાજુએ ત્રિકમજીનું બીજું વૈષ્ણવ મંદિર છે. ભક્ત બોડાણાનું પણ નાનું મંદિર છે.

ડાકોરની મુખ્ય વસ્તી પૂજારી બ્રાહ્મણોની છે. યાત્રાળુઓની ભેટ વગેરેમાંથી એમનો નિર્વાહ થતો રહે છે. દર પૂર્ણિમાને દિવસે ભક્તજનોની ઘણી ભીડ રહે છે અને આસો માસની શરદપૂર્ણિમાએ મોટો ઉત્સવ થાય છે. તે દિવસે લાખો લોકો દર્શન કરે છે, રેલવે સ્પેશિયલ ટ્રેનો દોડાવે છે, દેવને સાકર, માખણ અને તુળસી ભેટ ધરવામાં આવે છે. દિવસના જુદા જુદા સમયે જુદા જુદા ભોગ ધરાવે છે અને એમની સેવા થાય છે.

ગુજરાતમાં વિવિધ સંપ્રદાયો ચાલે છે, એમનાં જુદાં જુદાં મંદિરો છે. શ્રી રામાનુજના અનુયાયીઓ નારાયણ અથવા વિષ્ણુને ભજે છે એમ બૉમ્બે ગૅઝેટિયર (વૉ. ૯, ભાગ ૧)માં જણાવ્યુ છે. રામાનંદ અને કબીરના અનુયાયી પણ છે. ગુજરાતમાં શ્રીવલ્લભાચાર્યના ઘણા અનુયાયીઓ છે. મોટે ભાગે એ બાલકૃષ્ણની સેવા–પૂજા કરે છે. ઈ. સ. ૧૬૦૦ના અરસામાં અમદાવાદના દાદુ નામના એક વણકરે બાલમુકુંદની પૂજા શરૂ કરી. ઈ. સ. ૧૮૩૦માં અયોધ્યાથી શ્રી સહજાનંદ સ્વામી ગુજરાતમાં આવ્યા અને સ્વામીનારાયણ સંપ્રદાય ચાલુ કર્યો. એમણે નારાયણ અથવા વિષ્ણુની પૂજા કરી. ગુજરાત–સૌરાષ્ટ્રમાં એમનાં ઘણાં મંદિરો છે અને કેટલાંક મંદિરો તો મોટાં ને રોનકદાર છે. એકલા ડાકોરમાં અમુક સંપ્રદાયનો મહિમા નથી, વૈષ્ણવોનું એ માનીતું તીર્થ છે.

પૂજાનાં સાધનો અસ્તવ્યસ્ત કરી દઈ એમને પજવતો. સ્વામી જેવા આંખ ઉઘાડે કે એ બાળક અદૃશ્ય થઈ જતો. એક દિવસ સ્વામીએ આંખો ખોલ્યા વગર જ પેલા બાળકને ધબ્બો માર્યો. પછી આંખો ખોલી ત્યારે એમને ભાન થયું કે, એ બાળક તો વિષ્ણુ પોતે જ છે અને જો પોતે અનંત વનમાં જાય તો તે જડે પણ ખરો. સ્વામીને એ સ્થળની ખબર નહોતી; છતાં એની શોધમાં ઊપડ્યા. શોધતાં શોધતાં એક દિવસે એમના કાને અવાજ આવ્યો; કોઈ સ્ત્રી બાળકને ધમકાવતી હતી કે રડતો છાનો નહિ રહે તો હું તને અનંતવનમાં મૂકી આવીશ. એ સ્ત્રી પાસેથી સ્વામીએ અનંતવનનો પત્તો મેળવ્યો. ફરતાં ફરતાં જેવા એ સ્થળ પાસે સ્વામી પહોંચ્યા કે એક મોટું વૃક્ષ કડડડ કરતું ભૂમિશાયી બન્યું. એથી સ્વામીનું ધ્યાન ખેંચાયું. જોયું તો સહસ્રફેણવાળા અનંત નાગ ઉપર વિષ્ણુ ભગવાન સૂતા છે. કહે છે કે ભગવાનની વિષ્ણુની મૂર્તિ નવ માઈલ લાંબી હતી. નાખી નજર પહોંચતી નહોતી. સ્વામીની વિનતિથી ભગવાને નાનું રૂપ ધારણ કર્યું, જેથી સ્વામી પૂજા કરી શકે. એ સ્થળે જે વૃક્ષ ભૂમિ ઉપર પડયું હતું તેના કાષ્ઠમાંથી વિષ્ણુની મૂર્તિ ઘડવામાં આવી અને ત્રિવેંદ્રમના પદ્મનાભ મંદિરમાં જે કાષ્ઠમૂર્તિ છે તે એ જ મૂર્તિ છે.

વિષ્ણુ ભગવાનને પુલય દંપતી નાળિયેરની કાચલીમાંથી ખવડાવતાં. એ રીત હજી પણ જાળવી રાખી છે. ભગવાન પદ્મનાભને કાચલીના આકારના સુવર્ણપાત્રમાં ભાત જમાડે છે. આજનું મંદિર ઘણું પુરાણું નથી; એમ છતાં એનું મૂળ બાંધકામ પ્રાચીન મનાય છે. ઈ. સ.

૧૧૬૫માં મૂકેલા એક શિલાલેખમાં મંદિરના જીર્ણોદ્ધાર વિષે જણાવ્યુ છે. આ મંદિરના દર્શને શ્રીયમુનાચાર્ય અને શ્રીરામાનુજાચાર્ય ઘણી વાર ગયેલા. વૈષ્ણવ સંતો અને અલ્વારો પણ ત્યાં ગયેલા. તામિલ પ્રબંધોમાં જણાવ્યુ છે કે, આ સ્થાન વૈષ્ણવ તીર્થોમા મુખ્ય છે. એમા ૧૦૮ તિરુપતિ વિષે કહ્યુ છે, એમાના એક તે અનંતશયનમ્.

મંદિરમા દર વર્ષે બે મોટા ઉત્સવો થાય છે. એક (મીનમા) માર્ચ મહિનામાં ને બીજો (તુલા) ઑક્ટોબર મહિનામાં. ઉત્સવના પહેલે દિવસે ધ્વજારોહણનો વિધિ થાય છે. દક્ષિણમા એને કોડિયેત્રમ્ કહે છે. છેલ્લે દિવસે બહુ દબદબાથી વિધિપરંપરા ચાલે છે. નવમે દિવસે મોટો વરઘોડો નીકળે છે તેમા મહારાજા પણ આવે છે. એ દિવસે એ મૃગયાની રમત કરે છે, ત્રણ શ્રીફળ ઉપર બાણ ચલાવે છે.

૧૮ મા સૈકામા રાજરાજા માર્તંડવર્માને માથે ભારે સંકટ ઊતરી આવ્યુ. એ રાજા ઈશ્વરભક્ત હતા એટલે એમણે કુળદેવતા શ્રીપદ્મનાભને પોતાનુ રાજ્ય સમર્પિત કરી દીધું. આ ઘટના ઈ. સ. ૧૭૫૦ ના જાન્યુઆરીમા મકર પંચમીને દિવસે બની હતી. છડી, છત્ર અને દંડચામર વગેરે સઘળા રાજ્યચિહ્નો સાથે રાજા મંદિરે ગયા અને ભગવાનના ચરણોમા પોતાનુ ખડ્ગ ધરી દઈને સમસ્ત રાજ્ય અર્પણ કર્યું અને પોતે ભગવાનના પ્રતિનિધિ તરીકે એનો વહીવટ સંભાળતા રહ્યા. એ દિવસથી એ રાજા અને એમના વંશજો પોતાને શ્રીપદ્મનાભદાસ કહે છે. રાજાના રાજ્યસમર્પણની ચમત્કારિક અસર થઈ.

થયો હતો. ત્યાં ગુરુદ્વારા માહિલની રચના કરી છે. અમૃતસરનાં રામદાસપુરમાં ૧૬૨૧ ના એપ્રિલની પહેલી તારીખે ગુરુ તેગબહાદુરનો જન્મ થયો હતો.

અમૃતસર એ શીખ સંપ્રદાયનું પાટનગર ગણાય. એ નગર બાંધવાની મંજૂરી અકબર બાદશાહે આપેલી. ઈ. સ. ૧૭૬૧ માં અહમદશાહ દુરાનીએ એ શહેર ઉપર આક્રમણ કર્યું, નગરનો નાશ કર્યો અને મંદિરને ભ્રષ્ટ કર્યું; પરંતુ ત્રણ જ વર્ષમાં નગર ફરી બંધાયું. ઈ. સ. ૧૮૦૨ માં મહારાજા રણજિતસિંહે અમૃતસરના મુખ્ય શીખમંદિરના શિખર અને ઘુંમટ ઉપર સુવર્ણપત્ર જડ્યાં. એ પછી એ મંદિર સુવર્ણમંદિર તરીકે ઓળખાય છે. ગોવિંદ ગઢ નામનો કિલ્લો પણ રણજિતસિંહે બંધાવ્યો છે.

અમૃતસરને બાર દરવાજા છે. સ્ટેશન અને સુવર્ણમંદિરની વચમાં કૈસરબાગ છે. મંદિરનાં પ્રવેશદ્વાર પાસે ટાવર છે. એ ટાવરથી પૂર્વ દિશામાં જતાં જલિયાંવાલા બાગ છે. ઈ. સ. ૧૯૧૯ માં હથિયાર વગરના લોકોને ઘેરી લઈને આ સ્થળે બ્રિટિશ લશ્કરે સતત ગોળીબાર કર્યો. એ કતલમાં સ્ત્રીઓ, બાળકો અને પુરુષો મોટી સંખ્યામાં મૃત્યુ પામ્યાં. આખો દેશ ખળભળી ઊઠ્યો. એપ્રિલની ૬ ઠ્ઠીથી એપ્રિલની તેરમી સુધી પંજાબમાં લશ્કરી અમલ ચાલ્યો. એની સ્મૃતિમાં હજી પણ દેશમાં દર વર્ષે રાષ્ટ્રીય સપ્તાહ ઊજવાય છે.

અમૃતસરનું તળાવ શહેરની વચમાં છે; ૪૭૫ ફૂટ લાંબું છે ને લગભગ એટલું જ પહોળું છે. ચારે દિશાના ઘાટ આરસે મઢ્યા છે. તળાવની મધ્યમાં ગુરુદ્વારા અને

સુવર્ણમંદિર છે. એને દરબાર સાહેબ પણ કહે છે. મંદિરમાં જવા માટે પશ્ચિમ ભાગમાં ૨૦૦ ફૂટ લાંબો આરસનો પુલ છે. દુનિયાની કેટલીક અજાયબીઓમાં અમૃતસરનું સુવર્ણમંદિર પણ ગણાય છે. કહે છે કે એમાં જેટલું સોનું વપરાયું છે એટલું સોનું બીજા કોઈ મંદિરમાં વપરાયું નહિ હોય. આ સરોવરના વાયવ્ય ભાગમાં અકાલ સાહેબનું તખ્ત છે. એનો ઘુંમટ પણ સોનાથી મઢેલો છે. પૂર્વ દિશામાં રામધરિયા નામે ઓળખાતા બે મિનારા છે.

આ સુવર્ણમંદિરને હરમંદિર પણ કહે છે. સરોવરની મધ્યમાં એની રચના થઈ છે. ત્યાં જવાના આરસના પુલ ઉપર સુવર્ણ મઢેલા દીપસ્તંભો મૂક્યા છે. મંદિરની ભીંતો ઉપર પંજાબી લિપિમાં ગ્રંથસાહિબમાંથી વચનો કોતર્યાં છે. મંદિરના છતવાળા ભાગમાં નાનો શીશમહેલ બનાવ્યો છે. કહે છે કે ગુરુનું ત્યાં આસન હતું. દિવાળીના સમયમાં આ સ્થળે મોટો ઉત્સવ થાય છે. યાત્રીઓને ગુરુકા લંગરમાંથી પ્રસાદ અપાય છે.

શીખ ધર્મના સંસ્થાપક ગુરુ નાનક ૧૪૬૯ થી ૧૫૩૮ માં થઈ ગયા. પંજાબમાં નાનકાના સાહિબ નામે જાણીતી થયેલી તાલવંડી નામની જગ્યાએ એમનો જન્મ થયેલો. એમણે ભારતની યાત્રા કરી તેમ પરદેશોમાં પણ ફર્યા. એ સમયે જુદા જુદા મતમતાંતરોનો સમન્વય કરવાનો એમણે સારો યત્ન કર્યો. એમણે ધર્મના તત્ત્વમાંથી સાર ખેંચીને નવી ઢબે પ્રજા આગળ મૂક્યો. એમણે ઘણાં ભજનો રચ્યાં અને ઉપદેશો કર્યા. એનો સંગ્રહ તે ગ્રંથસાહિબ. શીખોનું એ ધર્મશાસ્ત્ર છે. એમના પાછી નવ

ગુરુઓ થયા અને નાનકના ઉપદેશો લોકોમાં ફેલાવ્યા.

ગુરુ નાનકના સમયમાં પંજાબના હિંદુઓની સ્થિતિ કફોડી હતી. એમણે ઘોર અપમાનો વેઠ્યાં હતાં, આત્મવિશ્વાસ ગુમાવ્યો હતો. નાનકે જોયુ કે હિંદુ ધર્મને જે આઘાત પહોંચ્યા છે, તેમાથી એને બચાવી લેવાનો સબળ પ્રયત્ન કરવો જોઈશે. હિંદુ ધર્મને કોઈ નવા રૂપમાં રજૂ નહિ કરીએ, તો એ નિર્મૂળ થઈ જશે. એટલે એમણે અમુક ફેરફાર કરીને શીખધર્મ પ્રચલિત કર્યો. એમના પછી ગુરુ અંગદે ગુરુમુખી લિપિ ચાલુ કરી. એમાં ધર્મ-ગ્રંથો ઉતાર્યા. ત્યારથી ગુરુમુખી એ શીખોની પવિત્ર ધર્મ-લિપિ બની છે.

ત્રીજા ગુરુ અમરદાસે લંગર પદ્ધતિ શરૂ કરી. એ શીખોનું સામાન્ય રસોડું હતું. એમાં નાતજાતના કોઈ ભેદ નહોતા રાખ્યા. એક રસોડે ને એક પંગતે જમીને સૌ શીખોમાં એકતાની ભાવના વધતી હતી. ચોથા ગુરુએ અમૃતસરનું મંદિર અને નગરનિર્માણ કર્યું. શીખોનું તીર્થધામ બનાવ્યુ. પાચમા ગુરુ અર્જુને આદિ ગ્રંથનું સંકલન કર્યું અને આજના ગ્રંથસાહિબની પ્રતિષ્ઠા કરી. એ ધર્મગુરુ હતા તેમ જ સાંસારિક ક્ષેત્રે પણ સરસેનાપતિ સમાન રહ્યા. એમણે શીખોને ચાર વસ્તુઓ પ્રદાન કરી: નીતિનિયમોવાળું શાસ્ત્ર, પાટનગર, ભંડાર અને ગાદીપતિ. એમની તાકાત વધી તેથી દિલ્હીમાં બાદશાહ જહાંગીરના મનમાં દ્વેષ ઉપજ્યો. મુગલ રાજાઓ શીખ ગુરુઓ પ્રત્યે ચિંતા રાખવા લાગ્યા.

છઠ્ઠા ગુરુ હરગોવિંદ બે તલવારો ધારણ કરતા. એક અકાલ પ્રભુના પ્રતિનિધિ તરીકે અને બીજી લોકસમુદાયના

સંરક્ષક તરીકે. એમણે મુગલ સૈન્યો સામે શીખોનું રક્ષણ કરવા લડાઈઓ લડવા માંડી. સાતમા ગુરુ હરિરાય ઔરંગઝેબની સામે ઝૂઝ્યા. આઠમા ગુરુ હરિકૃષ્ણ પાંચ વર્ષે ગાદીપતિ થયા અને ત્રણ વર્ષમાં મૃત્યુ પામ્યા. પછી નવમા ગુરુ તેગબહાદુર થયા. ઔરંગઝેબ સાથેની લડાઈમાં એ કેદ પકડાયા અને ઈ. સ. ૧૬૭૫માં એમની કતલ થઈ.

શીખોની ગુરુપદ્ધતિમાં છેલ્લા ગુરુ ગોવિંદસિંહ થયા. ગુરુ નાનક પછી એ જ સૌથી વધુ લોકપ્રિય રહ્યા. એમનો ઘણો યશ થયો. ઈ. સ. ૧૬૬૬માં પોષ સુદ સાતમને દિવસે પટનામાં એમનો જન્મ થયો હતો. નવમા ગુરુ તેગબહાદુરના એ પુત્ર હતા. એમની માતાનું નામ ગુજરીદેવી હતું. એ નવ જ વર્ષના હતા ત્યારે ઔરંગઝેબે એમના પિતાનો દિલ્હીમાં વધ કર્યો હતો, એથી આનંદપુરમાં ઓચિંતા ગુરુનું પદ ગ્રહણ કરવું પડ્યું હતું. એમનું લગ્ન લાહોરના જીતોદેવી સાથે થયું હતું. એમને ચાર પુત્રો થયા હતા; બે પુત્રો મુગલો સાથેની લડાઈઓમાં મૃત્યુ પામ્યા હતા અને બીજા બે પુત્રો કેદ પકડાયા, તે પછી જીવતા દીવાલમાં ચણી દેવાયા હતા, શહીદ થયા હતા.

ગુરુ ગોવિંદસિંહે ખાલસા એટલે કે શીખોનો લશ્કરી વિભાગ શરૂ કર્યો. એ રીતે મુગલો સામે ટક્કર ઝીલવા એમણે શીખોને તૈયાર કર્યા. મુગલો કદી હારતા નથી, એવી લોકોમાં ધાક બેસી ગઈ હતી તે ગુરુ ગોવિંદસિંહે નષ્ટ કરી. એમણે શીખોમાં ઉત્સાહ આણ્યો, તલવારની દીક્ષા આપી, અને દરેક શીખના નામને છેડે સિંહનો પ્રત્યય ચાલુ કર્યો. શીખનો જન્મ થાય ત્યારથી જ એ સિંહ બને એવી પદ્ધતિ પાડી.

ઔરંગઝેબનું મૃત્યુ થયું ત્યારે ગોવિંદસિંહનો પ્રભાવ ઘણો વધી ગયો હતો. દિલ્હીની ગાદી ઉપર કોણ બેસે તે નક્કી કરનાર ગુરુ ગોવિંદસિંહ હતા. એમણે બહાદુરશાહને ગાદી ઉપર બેસાડ્યા. જૂના વેર વિસારીને મિત્ર બનીને રહ્યા. બહાદુરશાહ પણ ગુરુના મિત્ર બનીને રહ્યા. યુદ્ધના પ્રસંગ ટળી ગયા. એટલે ગુરુએ શીખોની ધાર્મિક અને સામાજિક પ્રણાલીઓ વ્યવસ્થિત કરી. એમણે ગુરુની વંશપરંપરા રદ કરી નાખી અને એને બદલે ગ્રંથસાહિબની પ્રતિષ્ઠા વધારી. એક વાર ગુરુ દક્ષિણ ભારતમાં ગોદાવરીને તીરે ગયા. ત્યારે હૈદરાબાદ પાસે નાંદેદ ગામ આગળ દગાથી એક પઠાણે એમનો જીવ લીધો. બીજી દંતકથા એવી છે કે ગુરુ તરીકે ગ્રંથસાહિબનું પૂજન કરવું એવી આજ્ઞા આપ્યા, પછી એ ઘોડા ઉપર બેસીને ચાલ્યા ગયા, અદૃશ્ય થઈ ગયા.

શીખોના ધર્મગુરુઓએ જે સ્તોત્રો રચ્યાં તેમને ગ્રંથસાહિબમાં સ્થાન આપ્યું છે. એ ઉપરાંત કેટલાક હિંદુ સંતો અને મુસલમાન સાંઈનાં ભજનો પણ અંદર સમાવ્યાં છે. એમા ગુરુઓના ઉપદેશો અને વચનામૃતો પણ છે. ગ્રંથસાહિબનાં ભજનો અમુક સૂરમાં વાજિંત્રોની સાથે ગાઈ શકાય છે. આથી શીખ કોમમાં સંગીત વિષે સારી પ્રીતિ રહી છે.

એ જમાનો મુગલોની ચઢતીનો હતો. મુગલો જ જીતવાના એવી હાક વાગી ગઈ હતી. હિંદુઓ છિન્નભિન્ન થયા હતા. એમનું પતન થતું હતું. એમાંથી શીખ ધર્મ શરૂ થયો, ભસ્મના અવશેષોમાંથી જ્વાળા ભભૂકી ઊઠી. મુગલો સામે લડી શકાશે, એમના ઉપર જીત મેળવી

શકાશે, એવી હિંમત ગુરુ ગોવિંદસિંહની વીરતાને લીધે પ્રગટ થઈ. લશ્કરી વિજયો ઉપરાંત ગુરુ ગોવિંદસિંહે ધાર્મિક વહેમોની શૃંખલાઓ તોડી નાખી. એમણે લોકોમાં રાષ્ટ્રીય ભાવના દાખલ કરી. ગુરુ નાનકનું સ્વપ્ન ગુરુ-ગોવિંદસિંહે સિદ્ધ કર્યું. પ્રજાને વીર બનાવી, લોકોને ધર્મયોદ્ધા બનાવ્યા, એમનામાં આત્મવિશ્વાસ આણ્યો. આ ગુરુએ પ્રજાને આદર્શ જીવન જીવવાનો અનુરોધ કર્યો. અનુયાયીઓ ઉપર હવે તો એમનો ઘણો પ્રભાવ હતો, જીવનની ઘણી બાબતો વિષે ગુરુ આદેશ આપતા અને લોકો એમની આજ્ઞા મુજબ રહેતા.

શીખ એટલે શિષ્ય. ગુરુની આજ્ઞા માને, ગુરુમાંથી બળ પ્રાપ્ત કરે, ગુરુ પાસેથી આધ્યાત્મિક તેજ પામતો રહે તે શીખ.

ગુરુ ગોવિંદસિંહ કહેતા કે ખાલસા એ મારો બીજો દેહ છે, એમાં પણ મારો પ્રાણ છે. ખાલસા એ હું જ છું, કોઈ શીખ ગુરુને આલિંગન દે ત્યારે એ એકલો જ નહિ, સવા લક્ષ ખાલસા આલિંગન દે છે. દરેક શીખ માટે પાંચ વાનાં અનિવાર્ય ગણાય: કચ્છ, કડા, કિરપાણ, કેશ અને કંગા. આ પાંચ વાનાં વડે એનો પહેલો ધર્મસંસ્કાર થાય.

આદિ ગ્રંથમાં પરમાત્મા વિષે લખ્યું છે કે: 'જેનું નામ સત્ય છે તે જ એક ઓમકાર છે, એ જ સ્રષ્ટા છે, એ અભયનું તત્ત્વ છે, એ અદ્વેષ પણ છે, એ અકાલ છે. એ અયોનિજન્મા છે. આ સત્યસ્વરૂપ કાળના પહેલાં હતા તેથી અનાદિ છે. હે નાનક! એ સત્યરૂપ પરાપૂર્વે હતું અને અનંતકાળ લગી એ જ રહેશે.'

## ૨૩ : કલકત્તા

**ગંગાને** કાંઠે કાલિ માતાનું મંદિર છે. ત્યાંના ઘાટને કાલીઘાટ કહે છે. એ ઉપરથી એની આસપાસ વસેલું નગર કાલિકત્તા અથવા કલકત્તા કહેવાય છે. દેવીઓનાં સ્થાનને શક્તિપીઠ ગણ્યાં છે. આ સ્થળને કાલિપીઠ પણ કહે છે. આ ગામની ઉપજ પહેલાં કાલિના મંદિરના ખરચ માટે વપરાતી તેથી એ કાલિકાતા કહેવાયુ એમ પણ કેટલાક માને છે.

બ્રિટિશોના અમલમાં આ શહેરમાં ભારતનું પાટનગર રહ્યું, તેથી કલકત્તા હિંદુસ્તાનમાં મુખ્ય નગરોમાં સ્થાન પામ્યું. આજે ભારતનું સૌથી વધારે વસ્તીવાળું નગર કલકત્તા છે.

ગંગાને પશ્ચિમ કાંઠે હાવરાનું રેલવે સ્ટેશન છે. તેના ઉપર એક તોતિંગ પુલ બાંધ્યો છે. એ પાર કરીને નદીના પૂર્વ ભાગમાં વસેલા કલકત્તા શહેરમાં જવાય છે. હાવરાથી પાંચ માઈલ દૂર ભાગીરથીને કાંઠે કાલિમાતાનું મંદિર છે. બાવન મુખ્ય શક્તિપીઠોમાં એની ગણના થાય છે. કહે છે વિષાદ પામેલા શિવ જ્યારે સતીના દેહને લઈને અહીંથી તહીં ફરતા હતા ત્યારે વિષ્ણુ ભગવાને સતીના મૃતદેહના ચક્ર વડે બાવન ભાગ કર્યા. એમ વિભક્ત બનેલાં સતીનાં અંગ–ઉપાંગો દેશભરમાં જુદે જુદે સ્થળે પડ્યાં. જ્યાં જ્યાં સતીનાં અંગ પડ્યાં ત્યાં ત્યાં શક્તિપીઠ થયાં. આ રીતે સતીના દેહનું

વિસર્જન કરીને વિષ્ણુએ શંકરના મનને શાંતિ આપી. કલકત્તાની કાલિપીઠમાં સતીના જમણા પગની ચાર આંગળીઓ પડી એમ મનાય છે. એ દેવીને કાલિકા કહે છે અને ભૈરવને નકુલીશ કહે છે.

આ મંદિરમાં દેવીની મૂર્તિને ત્રણ નેત્ર છે. એને લાલ વસ્ત્ર પહેરાવે છે. એના ગળામાં રૂંઢમાળ છે અને દેવીના વાળ છૂટા મૂકેલા છે. આખા બંગાળની એ અધિષ્ઠાત્રિ દેવી છે. આ મંદિર ઉપરાંત કલકત્તામાં દેવીનાં બીજાં મંદિરો પણ છે; હજારભુજાનું મંદિર છે. સર્વમંગલાનું મંદિર છે, તારાસુંદરીનું છે, સિંહવાહિનીનું છે, એમ બીજાં પણ છે.

ભારતના મુખ્ય દેવો સંબંધી આગમોના ગ્રંથો રચાયા છે. શૈવોએ શિવાગમ રચ્યુ છે, વૈષ્ણવોએ પંચરાત્ર રચ્યુ છે. સૌર લોકોએ સૌરઆગમ અને ગણપતિના પૂજકોએ ગાણપત્યઆગમ રચ્યાં છે. એ જ પ્રમાણે બૌદ્ધો અને જૈનોએ પોતપોતાના ઇષ્ટદેવો માટે આગમ સાહિત્યની રચના કરી છે, અને શક્તિમાર્ગના ભક્તજનોએ એમનાં આગમો રચ્યાં છે. જે ગ્રંથમાં તત્ત્વજ્ઞાન ઉપરાંત ક્રિયાવિધિ અને ઉપાસનાની સંપૂર્ણ વિગતો આપી હોય તે તંત્ર કહેવાય છે. તંત્રોમાં દેવની મૂર્તિ, દેવની શક્તિ અને ગુણ, અને એમની પ્રવૃત્તિ અથવા લીલાના વર્ણનો આવે છે. એના મંત્રો રચેલા છે. તંત્રોની સાથે મંત્રોની રચના કરી છે. એ ભૂમિતિના આકારવાળાં હોય છે. તંત્રનાં પાંચ અંગ છે: પાતાલ, પદ્ધતિ, કવચ, નામસહસ્ર અને સ્તોત્ર. એનું ધ્યાન ધરતાં ધરતાં મંત્રો-

ચ્ચાર કરવાના હોય છે.

નાલંદાની બૌદ્ધ વિદ્યાપીઠમાં તાંત્રિક વિદ્યાઓનું શિક્ષણ આપવાની જોગવાઈ પણ રાખી હતી. અનેક પેઢીઓને પિતા પાસેથી પુત્રને તાંત્રિક વિદ્યાનો વારસો મળ્યો છે. પરાપૂર્વથી આ પરંપરા ચાલી આવે છે. પૂજાનું મુખ્ય સાધન તે મંત્ર. કેટલાક મંત્રોને બીજમંત્ર કહે છે. એની શક્તિથી તાંત્રિકો દશ મહાવિદ્યાઓ પ્રાપ્ત કરે છે. એના પણ બે વિભાગ છે: કાલિ અને શ્રી શાક્તોનું માનવું છે કે, યોગ્ય દીક્ષાવિધિ થયા પછી જ મંત્ર લઈ શકાય અને યોગ્ય ઉપાસના દ્વારા જ મંત્ર ફળદાયી બની શકે. તંત્રોમાં જણાવ્યુ છે કે, કાલિનાં આઠ રૂપ છે–દક્ષિણાકાલી, ભદ્રકાલી વગેરે. કહે છે કે શુંભ નામના અસુરનો વધ કરવા કાલિ સજ્જ થયાં ત્યારે એમના અંગમાંથી શિવ પ્રગટ થયા અને એ પછી દેવીનો વર્ણ કાળો થયો, એથી એ કાલિકા કહેવાયાં. એમણે હિમાલયમાં વાસ કર્યો. એ દેવીની આસપાસ રૌદ્ર વસ્તુઓ રાખી છે. એ એવું સૂચવે છે કે આ દેવી સંહાર કરનારી દેવી છે, અને તેથી જ એ મોક્ષદાત્રી પણ છે. મહાકાલ તે શિવ આ દેવીના પગ હેઠળ શબની જેમ પડ્યા છે. એનો મર્મ એ છે કે પુરુષ ઉદાસ છે, પ્રકૃતિ છે તે જ કર્તાકારવતા છે–પ્રવૃત્તિ એની છે.

કાલિકાને કેટલાક કૃષ્ણરૂપ ગણે છે. એનું રૌદ્રરૂપ હોવા છતાં ભક્તજનો માટે એ દેવી અભય આપનારી છે અને આનંદ આપનારી પણ એ જ છે. મુણ્ડક ઉપનિષદ( ૧–૨–૪ )માં આ દેવીને કાલિ, કરાલી, મનોજવા

(મનના જેટલા વેગવાળી), સુલોહિતા (લોહીના જેવા લાલ રંગવાળી) અને સુધુમ્રવર્ણ (ધુમ્રના જેવા સુંદર રંગવાળી) એવું વર્ણન કર્યું છે. પહેલી નજરે દેવી ભયાનક ભલે જણાતી હોય; પરંતુ ભક્તજન વિવેક રાખીને જુએ તો એને એ દેવીમાં આદ્યશક્તિ જણાય છે, ચિદ્ અને આનંદની મૂર્તિ લાગે છે અને એ જ મોક્ષદા જણાય છે.

બંગાળમાં શક્તિઉપાસના ઘણી છે. એ પ્રદેશ ભણી શક્તિપીઠો પણ ઘણાં છે. બંગાળમાં શાક્ત સંતો ઘણા થયા એમ ઇતિહાસ સાક્ષી પૂરે છે. ચંડીદાસ નામના ભક્ત કવિ વિશાલાક્ષી માતાની ઉપાસના કરતા હતા; પરંતુ માતાનો આદેશ મળ્યો તે પછી કૃષ્ણલીલાનાં પદ રચવા લાગ્યા. ચંડીદાસ પંદરમા સૈકામાં થઈ ગયા. વીરભૂમ નામના જિલ્લામાં એમનો જન્મ થયો. એમના સમયમાં વિદ્યાપતિ કવિ થયા. રામી નામની સ્ત્રીમાં એમણે કાલિનાં દિવ્ય દર્શન કર્યાં ને એની અંખના કરી કાવ્યો રચ્યાં. અઢારમા સૈકામાં કમલાકાંત નામના બીજા શાક્ત કવિ થયા. રામપ્રસાદ કરીને એક મોટા કવિ થયા. એ ઊંચી કોટિના તાંત્રિક હતા. એ પણ અઢારમા સૈકામાં થયા. અને વર્તમાન સમયમાં શ્રી રામકૃષ્ણ પરમહંસનું નામ ઘેર ઘેર જાણીતું થયું છે. એ પણ મોટા શક્તિસાધક હતા.

શ્રી રામકૃષ્ણનો જન્મ ઈ. સ. ૧૮૩૬ના ફેબ્રુઆરીની અઢારમી તારીખે થયો. બંગાળના હુગલી જિલ્લાના કામારપુકુર ગામમાં એક બ્રાહ્મણ કુટુંબમાં એ જન્મ્યા હતા. પિતાનું નામ ખુદીરામ ચટ્ટોપાધ્યાય. માતાનું નામ ચંદ્રા અથવા ચંદ્રમણિદેવી. એમનું પોતાનું બાળપણનું નામ

શીખવ્યુ હતું. જનકવિદેહી રાજા હોવા છતાં પણ મહાજ્ઞાની હતા. ઉદ્દાલક મુનિ બ્રહ્મવિદ્યાના દ્રષ્ટા હતા. એમના પુત્ર તે શ્વેતકેતુ અને શિષ્ય તે યાજ્ઞવલ્ક્ય. જન્મેજય રાજાએ સર્પસત્ર કર્યો ત્યારે પણ એક ઉદ્દાલક ઋષિ હતા. આમ જનક, ઉદ્દાલક, યાજ્ઞવલ્ક્ય જેવાં નામ ધરાવતા જુદા જુદા પુરુષો થઈ ગયા છે. કોઈ સ્થળે વૈશંપાયનના શિષ્ય તરીકે યાજ્ઞવલ્ક્યને ઓળખાવ્યા છે, અને જન્મેજય પછી શતાનીક થયા, એમને યાજ્ઞવલ્ક્યના શિષ્ય તરીકે ઓળખાવ્યા છે.

અરુણ ઔપવેશી ગૌતમના પુત્ર તેમ જ શિષ્ય તે ઉદ્દાલક આરુણિ. એમના પુત્ર તે શ્વેતકેતુ. બીજી માન્યતા મુજબ એમને બે પુત્રો હતા: શ્વેતકેતુ અને નચિકેતા. એક પુત્રી પણ હતી—સુજાતા. તેનું લગ્ન કહોલા નામના ઋષિ સાથે કર્યું હતું. કેટલાક માને છે કે યાજ્ઞવલ્ક્ય એમના શિષ્ય હતા. બીજા કહે છે કે જ્યારે યાજ્ઞવલ્ક્યે બ્રહ્મવિદ્યા સંબંધી પ્રશ્નો કર્યા. ત્યારે ઉદ્દાલક મુનિ મૌન રહ્યા હતા. ઉદ્દાલક મુનિ પાસે ઘણા શિષ્યો તત્ત્વજ્ઞાન શીખવા રહેતા. છાંદોગ્ય ઉપનિષદમાં જણાવ્યુ છે કે એ મુનિના પુત્ર શ્વેતકેતુને तत् त्वमसिના મહામંત્રનો બોધ કર્યો હતો.

ઉદ્દાલક ધૌમ્ય ઋષિના શિષ્ય ગણાય છે. ગુરુની પાસે એ વિદ્યા શીખતા હતા ત્યારે ગુરુએ એમને આજ્ઞા કરી કે ખેતરમાં પાણી આવે છે તે ખાળજો. પાણીનો વેગ વધારે હતો એટલે શિષ્યથી પાણી બાંધવાનું કામ થઈ શક્યુ નહિ; પરંતુ ગુરુની આજ્ઞા મુજબ કામ થવું જોઈએ એવો નિશ્ચય હોવાથી શિષ્યે પોતાના દેહની પાળ

કરી દીધી શિષ્યને પાછા ફરવાનો સમય વીતી ગયો, એટલે ગુરુને ચિંતા થઈ અને તપાસ માટે બીજા શિષ્યોને મોકલ્યા. પોતાના દેહની પરવા કર્યા વગર શિષ્યે ગુરુની આજ્ઞાનુ પાલન કર્યું, તેથી ગુરુ ઘણા પ્રસન્ન થયા અને ઉદ્દાલકને પોતાના પટ્ટશિષ્ય બનાવ્યા અને એ દિવસથી આરુણિ ઉદ્દાલક કહેવાયા

કહે છે કે એ જ ઉદ્દાલકે એકવાર યજ્ઞ કર્યો ત્યારે ઘરડી અને વસૂકી ગયેલી ગાયો દાનમા આપવા તારવી કાઢી એમના પુત્ર નચિકેતાએ માન્યુ કે સારી ગાયોનુ દાન નથી કરી દેતા, કેમ કે એ ગાયો વારસામા પુત્રને માટે રાખવી છે, પરતુ નચિકેતાને એ રીત ગમી નહિ એટલે એમણે પિતાને પૂછ્યુ 'તમે મને કોને દાનમા આપશો!' પોતે નિસ્પૃહી છે અને દાન તો પોતાની પાસે જે શ્રેષ્ઠ વસ્તુ હોય તેનુ કરવુ જોઈએ નચિકેતાનો ભાવાર્થ એ હતો એના પ્રશ્નનો પિતાએ ઉત્તર ન દીધો ત્યારે નચિકેતાએ ફરી ફરી એનો એ પ્રશ્ન કર્યો, એથી રોષમા આવીને મુનિએ કહ્યુ 'જા, તને મૃત્યુના દેવ યમને આપુ છુ ' પુત્રે પિતાની આજ્ઞાનુ પાલન કર્યું એ યમના દ્વારે જઈને ઊભો રહ્યા ત્રણ દિવસ સુધી યમની રાહ જોઈ યમ ઘેર આવ્યા ત્યારે બારણે ઊભેલા બાળકને જોઈ એના ઉપર પ્રસન્ન થયા એમણે ત્રણ વરદાન આપ્યા અને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ પણ આપ્યો, એ કથા કઠોપનિષદમા જણાવી છે

કહે છે કે વ્યાસને ચાર પુત્રો હતા એમણે બધા વેદનો અભ્યાસ કર્યો હતો એમાનો એક પુત્ર તે વૈશપાયન એમણે યજુર્વેદનો સપૂર્ણ અભ્યાસ કર્યો હતો આ વૈશપાયન

યજુર્વેદને એની ૮૬ શાખાઓમાં શીખવતા. પોતાની બહેનના પુત્ર યાજ્ઞવલ્કયને એમણે તૈત્તિરીય શાખા શીખવી હતી. એક સમયે મોટા મોટા ઋષિઓએ એક સ્થળે ભેગા થવાનું નક્કી કર્યું. જે ન આવે તેને બ્રહ્મહત્યાનું પાપ લાગે એવું પણ નક્કી થયું. એ મુજબ ઋષિઓ ભેગા મળ્યા; પરંતુ કોઈ કારણસર વૈશંપાયન ત્યાં આવી શક્યા નહિ. એમણે પ્રાયશ્ચિત્ત કરવાનું ઠર્યું. એ પાપ કેવી રીતે ધોવાય તે વિષે એમણે શિષ્યો સાથે ચર્ચા કરી. એ સમયે યાજ્ઞવલ્કયે કહ્યું કે બીજા શિષ્યો નાના છે, એમનાથી આ વિકટ પ્રશ્નનો ઉત્તર નહિ થઈ શકે; ઉત્તર કરી શકે એવો તો એક પોતે જ છે. આવો ઉત્તર સાંભળી વૈશંપાયન ક્રોધે ભરાયા. શિષ્યને સાફ કહી દીધું કે શીખેલી તમામ વિદ્યા મૂકીને આશ્રમમાંથી તત્કાળ ચાલ્યા જાવ. યાજ્ઞવલ્કયે ત્યાં જ વમન કર્યું અને ગુરુએ શીખવેલા વેદ એ રીતે પાછા આપીને શિષ્ય ચાલ્યો ગયો. એ વમન તિત્તિરી પક્ષી ઉઠાવી ગયું, એથી યજુર્વેદની એ પુરાણી શાખા તૈત્તિરીય શાખા નામે પ્રસિદ્ધ થઈ.

આ પ્રસંગ પછી યાજ્ઞવલ્કયે તપ કરીને સૂર્યને આરાધ્યા. એ અશ્વરૂપે પ્રગટ થયા અને વેદ શીખવ્યા. એમણે જે શીખવ્યું તે યજુર્વેદની વાજસનેયી શાખા કહેવાઈ. એ પ્રસંગ પછી યાજ્ઞવલ્કયે પોતાના મામા સાથેનો બધો વ્યવહાર બંધ કર્યો. દક્ષિણ ભારતમાં તૈત્તિરીય શાખા પ્રમાણ છે, તેથી ત્યાં મામાની દીકરી સાથે લગ્ન થઈ શકે છે. ઉત્તર ભારતમાં એવું લગ્ન થઈ શકતું નથી. શુકલ-યજુર્વેદસંહિતા, શતપથ બ્રાહ્મણ, બૃહદારણ્યક ઉપનિષદ, યોગસૂત્રો અને યાજ્ઞવલ્કયસ્મૃતિ–આવા ઉત્તમ ગ્રંથોની

રચના યાજ્ઞવલ્કયે કરી છે.

યાજ્ઞવલ્કય ઋષિને બે પત્ની–મૈત્રેયી અને કાત્યાયિની. કહે છે કે, એમના જમાનામાં દેવરાત જનકરાજા થયા અને એમણે અશ્વમેધ યજ્ઞ કર્યો. એ યજ્ઞપ્રસંગે એમણે ઘણા બ્રહ્મજ્ઞાનીઓને નિમંત્રણ આપ્યાં અને ઘોષણા કરી કે, આ સભામા જે શ્રેષ્ઠ જ્ઞાની હોય તેમને ઉત્તમ એવી સહસ્ર ગાયો દાનમાં અપાશે. એ ગાયોને શીંગડે સુવર્ણ-મુદ્રાઓ બાંધી હતી. એ ગાયોને વાળી લેવા કોઈ ઋષિ સમર્થ ન થયા, ત્યારે યાજ્ઞવલ્કય ઊભા થયા અને શિષ્યને આજ્ઞા કરી કે ગાયો વાળી લો. એમણે પરમ આત્મ-વિશ્વાસ દાખવ્યો. પછી સભામાં હાજર રહેલા સર્વેના પ્રશ્નના ઉત્તરો આપી એમની શંકાઓનું સમાધાન કર્યું. જેમણે વાદ કરવાની ઇચ્છા કરી તેમની સાથે વાદ કરીને હરાવ્યા. એમણે રાજર્ષિ જનકને બ્રહ્મવિદ્યા શીખવી. એમનાં પત્ની મૈત્રેયી 'બ્રહ્મજિજ્ઞાસાવાળાં' હતાં, એમને પણ બ્રહ્મ-વિદ્યા શીખવી. એ સભામાં એક શાકલ્ય વારંવાર પ્રશ્ન પૂછી હેરાન કરતા હતા. યાજ્ઞવલ્કય ઋષિએ પ્રકોપ કર્યો એથી એ શાકલ્યનુ મસ્તક ધડથી હેઠે પડ્યું. એ સભામાં બીજા ઘણા વિદ્વાનોએ એમને પ્રશ્નો પૂછ્યા. એમ વાચક્નવી ગાર્ગીએ પણ પ્રશ્નો પ્રછ્યા. એ સૌને યાજ્ઞવલ્કયે સંતોષકારક ઉત્તરો આપી જીત મેળવી.

જનક એ વિદેહવંશનું નામ જણાય છે. ઇક્ષ્વાકુ રાજાએ સૂર્યવંશની સ્થાપના કરી. એની એક શાખા તે જનક-વિદેહી. અયોધ્યાના ઇક્ષ્વાકુના સો પુત્રોમાં એક નિમિ હતા.

વૈજયંતનગરની પાસે ગૌતમ ઋષિનો આશ્રમ હતો.

યજુર્વેદને એની ૮૬ શાખાઓમાં શીખવતા. પોતાની બહેનના પુત્ર યાજ્ઞવલ્ક્યને એમણે તૈત્તિરીય શાખા શીખવી હતી. એક સમયે મોટા મોટા ઋષિઓએ એક સ્થળે ભેગા થવાનું નક્કી કર્યું. જે ન આવે તેને બ્રહ્મહત્યાનું પાપ લાગે એવું પણ નક્કી થયું. એ મુજબ ઋષિઓ ભેગા મળ્યા; પરંતુ કોઈ કારણસર વૈશંપાયન ત્યાં આવી શક્યા નહિ. એમણે પ્રાયશ્ચિત્ત કરવાનું ઠર્યું. એ પાપ કેવી રીતે ધોવાય તે વિષે એમણે શિષ્યો સાથે ચર્ચા કરી. એ સમયે યાજ્ઞવલ્ક્યે કહ્યું કે બીજા શિષ્યો નાના છે, એમનાથી આ વિકટ પ્રશ્નનો ઉત્તર નહિ થઈ શકે; ઉત્તર કરી શકે એવો તો એક પોતે જ છે. આવો ઉત્તર સાંભળી વૈશંપાયન ક્રોધે ભરાયા. શિષ્યને સાફ કહી દીધું કે શીખેલી તમામ વિદ્યા મૂકીને આશ્રમમાંથી તત્કાળ ચાલ્યા જાવ. યાજ્ઞવલ્ક્યે ત્યાં જ વમન કર્યું અને ગુરુએ શીખવેલા વેદ એ રીતે પાછા આપીને શિષ્ય ચાલ્યો ગયો. એ વમન તિત્તિરી પક્ષી ઉઠાવી ગયું, એથી યજુર્વેદની એ પુરાણી શાખા તૈત્તિરીય શાખા નામે પ્રસિદ્ધ થઈ.

આ પ્રસંગ પછી યાજ્ઞવલ્ક્યે તપ કરીને સૂર્યને આરાધ્યા. એ અશ્વરૂપે પ્રગટ થયા અને વેદ શીખવ્યા. એમણે જે શીખવ્યું તે યજુર્વેદની વાજસનેયી શાખા કહેવાઈ. એ પ્રસંગ પછી યાજ્ઞવલ્ક્યે પોતાના મામા સાથેનો બધો વ્યવહાર બંધ કર્યો. દક્ષિણ ભારતમાં તૈત્તિરીય શાખા પ્રમાણ છે, તેથી ત્યાં મામાની દીકરી સાથે લગ્ન થઈ શકે છે. ઉત્તર ભારતમાં એવું લગ્ન થઈ શકતું નથી. શુક્લ-યજુર્વેદસંહિતા, શતપથ બ્રાહ્મણ, બૃહદારણ્યક ઉપનિષદ, યોગસૂત્રો અને યાજ્ઞવલ્ક્યસ્મૃતિ–આવા ઉત્તમ ગ્રંથોની

આમ વિદેહીનો વંશવિસ્તાર થવા લાગ્યો અને જે રાજા ગાદી ઉપર આવે તે પોતાને જનકવિદેહી કહેવડાવતા. આ રીતે ઇક્ષ્વાકુ રાજાના સૂર્યવંશમાંથી એક શાખા છૂટી પડી અને એમના કુળગુરુ ગૌતમ થયા.

મિથિલાની ખ્યાતિ એકલા વેદમાં જ નથી, રામાયણ અને મહાભારતના કાળમાં તેમ જ બૌદ્ધોના સમયમાં મિથિલા ઘણું જાણીતું છે. બિહારમાં આઠમા સૈકામાં રાજા ધર્મપાલે વિક્રમશીલા વિદ્યાપીઠ સ્થાપી હતી. તે ઈ. સ. ૧૨૦૩ માં બખત્યાર ખીલજીએ નષ્ટ કરી. એ સમયે એ વિદ્યાપીઠના કુલપતિના સ્થાને કાશ્મીરના શાક્ય શ્રી પંડિત હતા. વિક્રમશીલાના વિનાશ પછી મિથિલાની વિદ્યાપીઠનો મહિમા વધ્યો. બારમાથી સોળમા સૈકા સુધી એનો ઘણો પ્રભાવ રહ્યો. બારમા સૈકામાં શ્રી ગંગેશ ઉપાધ્યાયે નવ્ય–ન્યાય પ્રચલિત કર્યો. તત્ત્વચિંતામણિની રચના કરીને એમણે હિંદુ તર્કશાસ્ત્રનો નવો યુગ ચાલુ કર્યો. આ ગ્રંથની એવી મહત્તા છે કે, જે કોઈ સંસ્કૃતમાં ભારતીય વિદ્યાઓ શીખે તેમણે આ ગ્રંથનો અભ્યાસ કરવો જ જોઈએ. તે વિના એમનું જ્ઞાન અધૂરું ગણાય છે. એ ગ્રંથ ઉપર ટીકારૂપે બીજા ઘણા ગ્રંથોની રચના થઈ છે.

સ્મૃતિ અને ધર્મશાસ્ત્રોના વિષયમાં મિથિલાની વિદ્યાપીઠે ઘણા ગ્રંથો પ્રસિદ્ધ કર્યા. ઈ. સ. ના ચૌદમાથી સોળમા સૈકામાં મિથિલામાં બ્રાહ્મણ રાજાઓ રાજ્ય કરતા હતા. છઠ્ઠા રાજા શિવસિંહના દરબારમાં કવિ વિદ્યાપતિનું સ્થાન હતું. વૈષ્ણવભક્તિનાં ઉત્તમ પદો રચવા માટે વિદ્યાપતિની ઘણી ખ્યાતિ થઈ છે. એમની પ્રેરણાથી બીજા

તેની નજીક આ રાજાએ પોતાનું રાજ્ય સ્થાપ્યું હતું. નિમિ રાજાએ એકવાર લાંબી યજ્ઞપરંપરા ચાલુ કરી અને એમાં મુખ્ય પુરોહિતનું સ્થાન વસિષ્ઠને સોંપ્યું. એ સમર્થ વસિષ્ઠ ઇન્દ્રના કાર્યમાં રોકાયેલા હતા, એટલે એમણે નિમિ રાજાને થોડી રાહ જોવા જણાવ્યું; પરંતુ એ સંદેશો મળે તે પહેલાં નિમિ રાજાએ યજ્ઞનો પ્રારંભ કરી દીધો અને ગૌતમ ઋષિને ઉપાધ્યાય નીમી દીધા. ઇન્દ્રનું કાર્ય કરીને વસિષ્ઠ પાછા ફર્યા ત્યારે નિમિ રાજાની અધીરાઈ જોઈને એમણે પ્રકોપ કર્યો અને શાપ દીધો કે નિમિનું મૃત્યુ થશે. વિદેહ ( દેહ વિનાના ) થશે.' વળતો શાપ નિમિએ દીધો અને એમણે પણ એવું જ કહ્યું કે વશિષ્ઠનો વિદેહ થશે. કહે છે કે એ બંને જણના આત્મા બ્રહ્માની સમીપે પહોંચ્યા. બ્રહ્માએ બંનેને શાંત પાડ્યા અને ફરી મનુષ્ય દેહ ધારણ કરવા જણાવ્યું. એ મુજબ વસિષ્ઠ મિત્રાવરુણ તરીકે પુનર્જન્મ પામ્યાઃ પરંતુ નિમિ રાજાએ મનુષ્ય દેહની ઇચ્છા ત્યજી દીધી.

પરંતુ નિમિ રાજાએ જે યજ્ઞ ચાલુ કર્યો હતો તેનું શું? એ યજ્ઞ અધૂરો રહ્યો હતો. એ સમયે ભેગા થયેલા ઋષિઓએ નિમિ રાજાના દેહનું મથન કર્યું અને એમાંથી એક પુત્ર ઉત્પન્ન કર્યો. મથન કર્યાથી પ્રાપ્ત થયેલા પુત્રનું નામ મિથિ પાડ્યું અને જે દેશમાં એનું રાજ્ય હતું તે મિથિલા કહેવાયો, એનું પાટનગર પણ મિથિલા કહેવાયું. આ પુત્રનો જન્મ માતાની સહાય વિના એના પિતાને લીધે જ થયો હતો તેથી એ જનક કહેવાયો. અને એ પિતા દેહ વિનાના હતા તેથી એમનો પુત્ર વિદેહી કહેવાયો.

આમ વિદેહીનો વંશવિસ્તાર થવા લાગ્યો અને જે રાજા ગાદી ઉપર આવે તે પોતાને જનકવિદેહી કહેવડાવતા. આ રીતે ઇક્ષ્વાકુ રાજાના સૂર્યવંશમાંથી એક શાખા છૂટી પડી અને એમના કુળગુરુ ગૌતમ થયા.

મિથિલાની ખ્યાતિ એકલા વેદમાં જ નથી, રામાયણ અને મહાભારતના કાળમાં તેમ જ બૌદ્ધોના સમયમાં મિથિલા ઘણું જાણીતું છે. બિહારમાં આઠમા સૈકામાં રાજા ધર્મપાલે વિક્રમશીલા વિદ્યાપીઠ સ્થાપી હતી. તે ઈ. સ. ૧૨૦૩ માં બખ્તયાર ખીલજીએ નષ્ટ કરી. એ સમયે એ વિદ્યાપીઠના કુલપતિના સ્થાને કાશ્મીરના શાક્ય શ્રી પંડિત હતા. વિક્રમશીલાના વિનાશ પછી મિથિલાની વિદ્યાપીઠનો મહિમા વધ્યો. બારમાથી સોળમા સૈકા સુધી એનો ઘણો પ્રભાવ રહ્યો. બારમા સૈકામાં શ્રી ગંગેશ ઉપાધ્યાયે નવ્ય–ન્યાય પ્રચલિત કર્યો. તત્ત્વચિંતામણિની રચના કરીને એમણે હિંદુ તર્કશાસ્ત્રનો નવો યુગ ચાલુ કર્યો. આ ગ્રંથની એવી મહત્તા છે કે, જે કોઈ સંસ્કૃતમાં ભારતીય વિદ્યાઓ શીખે તેમણે આ ગ્રંથનો અભ્યાસ કરવો જ જોઈએ. તે વિના એમનું જ્ઞાન અધૂરું ગણાય છે. એ ગ્રંથ ઉપર ટીકારૂપે બીજા ઘણા ગ્રંથોની રચના થઈ છે.

સ્મૃતિ અને ધર્મશાસ્ત્રોના વિષયમાં મિથિલાની વિદ્યાપીઠે ઘણા ગ્રંથો પ્રસિદ્ધ કર્યા. ઈ. સ. ના ચૌદમાથી સોળમા સૈકામાં મિથિલામાં બ્રાહ્મણ રાજાઓ રાજ્ય કરતા હતા. છઠ્ઠા રાજા શિવસિંહના દરબારમાં કવિ વિદ્યાપતિનું સ્થાન હતું. વૈષ્ણવભક્તિનાં ઉત્તમ પદો રચવા માટે વિદ્યાપતિની ઘણી ખ્યાતિ થઈ છે. એમની પ્રેરણાથી બીજા

વૈષ્ણવ કવિઓ અને ભક્તો થયા. બંગાળમાં વિદ્યાપતિનો પ્રભાવ વધારે છે.

છેક સોળમા સૈકા લગી મિથિલામાં હિંદુ ધર્મ અને વિદ્યાનું કેંદ્ર રહ્યું. ખાસ કરીને ન્યાયના વિષયમાં મિથિલા અદ્વિતીય ગણાતું. તે પછી નાદિયા અથવા નવદ્વીપની ખ્યાતિ વધી.

હિંદુનીતિમાં મિતાક્ષર પદ્ધતિનો મહિમા વધારે છે. મિતાક્ષર પદ્ધતિમાં ચાર વિભાગ છે. એમાં એક મિથિલાનો પ્રકાર છે. પંદરમા સૈકામાં મિથિલાના રાજા ભૈરવેંદ્ર અથવા હરિનારાયણના આશ્રય હેઠળ વાચસ્પતિ મિશ્રે 'વિવાદ-ચિંતામણિ'નો ગ્રંથ રચ્યો. એ ગ્રંથ બહુ પ્રમાણિત મનાય છે. આવો એક બીજો ગ્રંથ પણ છે. ચૌદમા સૈકામાં રાજા હરસિંહ દેવના અમાત્ય ચંડેશ્વરે 'વિવાદ-રત્નાકર' નામનો ગ્રંથ રચ્યો છે. મિશરુ મિશ્રનો 'વિવાદ-ચંદ્ર' નામનો ગ્રંથ રચ્યો છે. અને રાજા મદનપાળ(ચૌદમો સૈકો)ના આશ્રય હેઠળ વિશ્વેશ્વર ભટ્ટે 'મદનપારિજાત'નો ગ્રંથ રચ્યો છે. મિથિલામાંથી આવો જ્ઞાનપ્રવાહ વહેતો હતો.

પ્રાચીન મિથિલાના સ્થાને આજે જનકપુર છે, ત્યાં આગળ કપિલેશ્વર, કુપેશ્વર વગેરે પ્રાચીન શૈવ મંદિરોના ઘણા અવશેષો હજી મોજૂદ છે. એની પાસે શીલનાથ, કલ્યાણેશ્વર, જળેશ્વર, ક્ષીરેશ્વર અને મિથિલેશ્વરનાં મંદિરો પણ છે. હજી લોકો એ પ્રદેશમાં ગૌતમ, વિશ્વામિત્ર, યાજ્ઞવલ્કય, વાલ્મીકિ વગેરે ઋષિમુનિઓના આશ્રમોનાં સ્થળ બતાવે છે. આ સ્થળે દશરથ, રામ અને જાનકીનાં મંદિરો બંધાવ્યાં છે.

# ૨૫ : વડનગર

**ઉત્તર ગુજરાતમાં** વડનગર નામનું સ્થળ છે. મહેસાણાથી વિસનગર અને ત્યાંથી આગળ જતાં વડનગર આવે છે. વડનગરા નાગર બ્રાહ્મણોનું આ મૂળ સ્થાન ગણાય છે. અહીં હાટકેશ્વર મહાદેવનું જાણીતું મંદિર છે. એવાં બીજાં મંદિરો પણ છે અને જૈન મંદિરો પણ છે.

વડનગરના ઇતિહાસમાં નાગરોનો મુખ્ય ફાળો છે. સ્કંદપુરાણના નાગરખંડમાં આ ક્ષેત્રનું વિગતવાર વર્ણન આપ્યું છે. એમાં ૨૭૯ અધ્યાય છે. આ નાગરખંડની રચના ઈ. સ. ના પાંચમા સૈકામાં થઈ એમ મનાય છે. એમાં હાટકેશ્વરના ક્ષેત્રની ઉત્પત્તિ અને એનો મહિમા જણાવ્યો છે. એમ બીજાં ક્ષેત્રો વિષે પણ કહ્યું છે. નાગરનો ઇતિહાસ, એમની ઉત્પત્તિ અને પરંપરા ઉપરાંત એમાં શ્રાદ્ધ વિષે ઘણું જણાવ્યું છે. હેમાદ્રિ અને બીજા લેખકોએ એને માન્ય રાખ્યું છે.

વડનગરનાં ઘણાં નામ છે. સત્યયુગમાં એને ચમત્કારપુર કહ્યું છે, ત્રેતામાં આનર્તપુર કહ્યું છે, દ્વાપરમાં આનંદપુર કહ્યું છે. અને કલિયુગમાં એને વૃદ્ધનગર અથવા વડનગર કહ્યું છે. એક માન્યતા મુજબ આચમન શબ્દમાં વડનગરનાં ચારેય નામનો સમાવેશ થઈ જાય છે, કોઈ કોઈ સ્થળે એને સ્કંદપુર કે માનપુર પણ કહ્યું છે.

ચમત્કારપુર વિશે એવી કથા છે કે આનર્ત દેશના રાજા ચમત્કાર કુષ્ઠરોગથી પીડાતા હતા. એમાંથી સાજા થવા માટે એ ઘણી જગ્યાએ ફર્યા; પરંતુ બધી જગ્યાએ

નિષ્ફળ થઈને છેવટે હાટકેશ્વરના ક્ષેત્રમાં આવ્યા. એ સમયે વિશ્વામિત્ર ઋષિના આશ્રમમાં કેટલાક બ્રાહ્મણો બેઠા હતા. એમને રાજાએ પોતાના રોગની વાત કરી અને એમના જાણ્યામાં કોઈ ઉપાય હોય તો તે જણાવવા વિનંતી કરી. એમણે રાજાને ચૈત્ર સુદ ચૌદશને દિવસે ત્યાંના શંખતીર્થ સરોવરમાં સ્નાન કરાવ્યું. એથી રાજાનો રોગ મટ્યો. એટલે એ સ્થળે રાજાએ મોટું નગર વસાવ્યું અને એનું નામ ચમત્કારપુર પાડયું. એ ગામ ત્યાંના બ્રાહ્મણોને દાનમાં આપી દીધું અને અચળેશ્વર મહાદેવની સ્થાપના કરી.

હાટકેશ્વરનું ક્ષેત્ર આણુથી નૈર્ઋત્યે છે. પાંચ કોશમાં એનો વિસ્તાર છે. એ ક્ષેત્રમાં ચમત્કારપુર અથવા હાલનું વડનગર આવ્યું છે. કહે છે કે દક્ષના યજ્ઞમાં સતી બળી મર્યાં ત્યારે ભગવાન શંકર એમનો દેહ લઈને બધે ફરતા હતા. ફરતા ફરતા એ આનર્ત દેશમાં પહોંચ્યા. એ વખતે કેટલાક ઋષિઓની પત્નીઓએ શિવને જોયા અને એમના મનમાં મોહ ઉપજ્યો. એ જોઈને ઋષિઓએ શિવને શાપ દીધો. એ શાપને લીધે શિવનું લિંગ પાતાળમાં ચાલ્યું ગયું. પછી બ્રહ્માએ વિનતિ કરી ત્યારે શિવે તે પાછું પ્રાપ્ત કરી લીધું અને બ્રહ્માએ એની જગ્યાએ પાતાળમાં સુવર્ણનું હાટક લિંગ સ્થાપ્યું. એ જ હાટકેશ્વર તરીકે વિખ્યાત થયું. ચમત્કારપુરમાં વત્સ ગોત્રના ચિત્રશર્મા નામે બ્રાહ્મણ હતા. એમણે શિવની આરાધના કરી અને શિવ પ્રસન્ન થયા; એટલે પાતાળના હાટક લિંગની પૂજા ચમત્કારપુરમાં ચાલુ કરી. બીજા બ્રાહ્મણોએ ૬૮

મંદિરો બંધાવ્યાં અને આ પ્રમાણે નાગરોએ હાટકેશ્વરની પૂજા શરૂ કરી.

ચમત્કારપુરની સમીપમાં સારસ્વત હ્રદ નામનું સરોવર હતું. બ્રહ્માએ એ સરોવર નાગ લોકોને આપ્યું હતું. કશ્યપના માનસ પુત્ર મંકણુક નામના એક ઋષિએ (વામનપુરાણ–૩૮) આ સ્થળે ઉગ્ર તપ કર્યું. એ તપના પ્રભાવ વડે એમની હથેળીઓમાંથી શેરડીનો (ઔષધિનો) રસ વહેવા લાગ્યો. એ જોઈને એને અહંકાર ઊપજ્યો અને ગાંડો થઈને નાચવા લાગ્યો. શિવ એના તપથી પ્રસન્ન થયા હતા ખરા, પરંતુ એનો અહંકાર એમણે દૂર કર્યો. શિવે કહ્યું : આ સ્થળે તમે મારા આનંદની વૃદ્ધિ કરી છે, તેથી આ સ્થળ આનંદપુર કહેવાશે. આ સ્થળે હું આનંદેશ્વર નામે રહીશ. કુરુક્ષેત્ર વિષે મહાભારતમાં પણ આવી જ કથા આપી છે. વલભી સંવત ૨૨૧, ઈ. સ. ૫૪૧ નું એક તામ્રપત્ર મળ્યું છે. એમાં વડનગરને આનંદપુર જણાવ્યું છે. એક બીજા લેખમાં જણાવ્યું છે કે મંકણુક ઋષિને ત્રણ નેત્ર હતાં. ૧૨,૦૦૦ બ્રાહ્મણોને સાથે લઈને એ ઋષિ અહિચ્છત્રા નગરીથી દક્ષિણમાં સ્થાણુ ગુઢાપુર (તાલશુંડ) પહોંચ્યા. એક મયૂરવર્માની પણ આવી જ વાત પ્રચલિત છે. એમ મનાય છે કે ત્રીજા સૈકામાં કોઈ સમર્થ બ્રાહ્મણે રાજાની સહાય મેળવી અને નાગ લોકોથી બ્રાહ્મણોની રક્ષા કરી, એમણે આનંદેશ્વર મહાદેવની સ્થાપના કરી અને એ ગામને (હાલના વડનગરને) આનંદપુરનું નામ આપ્યું.

કહે છે કે ચમત્કારપુરના બ્રાહ્મણ કુટુંબોને નાગ લોકો

લીધું. પ્રભાસપાટણમાં ઈ. સ. ૧૨૧૬ નો લેખ મળ્યો છે. એમાં જણાવ્યું છે કે એમાં દેવાયું વસ્ત્રાકુલ નામના નાગરની વંશાવળી જણાવી છે અને વડનગરનો ઉલ્લેખ નગર તરીકે કર્યો છે. એમાં સાત પેઢીના માણસોમાં કોઈ ગુજરાતના રાજાના મંત્રી હતા અને બીજા રાજાના મોટા અમલદારો હતા. આ વંશાવળીમાં વલ્લનું નામ આવે છે, તે કુમારપાળ રાજાના મંત્રી હતા. એ રાજાએ વડનગરનો કિલ્લો બંધાવ્યો હતો અને ત્યાં શિવાલયની સ્થાપના કરી હતી. વડનગરના તોરણ દરવાજા આગળ એક સ્તંભ છે. એના ઉપર ઈ. સ. ૧૧૫૨ માં કોતરેલી વડનગરપ્રશસ્તિ છે.

એક એવી ચર્ચા ચાલતી હતી કે નાગરો અહીંના વતના નથી; પરંતુ બહારથી આવીને વસેલા પરદેશી લોકો છે. શ્રી માનશંકર મહેતાએ આ ચર્ચાને ખોટી સાબિત કરી છે. એમણે બીજા સૈકાથી નાગરોના ઇતિહાસ વિષે સંશોધન કર્યું છે. એમાં જણાવ્યું છે કે મોડામાં મોડા ત્રીજા સૈકામાં હાટકેશ્વર મહાદેવનું અસ્તિત્વ હતું જ. ત્યારથી નાગરો પોતાના નામને અંતે દત્ત, મિત્ર વગેરે ઉપનામ જોડે છે, એને આમુષ્યયાન કહે છે. એ લોકો પાકા વૈદિક છે. બીજા સૈકામાં ક્ષત્રપ રાજા નહપાનના સમયમાં કુરુક્ષેત્રથી આવીને આ સ્થળે વસ્યા હતા. એ રાજાના જમાઈ ઉશવદત્તે હાટકેશ્વરનું ક્ષેત્ર એમને દાન કર્યું હતું. નાગરલોકોએ હાટકેશ્વરની પૂજા માની હતી. એમણે એક પત્નીવાળો લગ્નસંબંધ સ્વીકાર્યો હતો અને કોઈ પ્રકારનું દાન નહિ લેવાનો રિવાજ ચાલુ રાખ્યો છે.

વડનગર વિદ્યાધામ તરીકે ખ્યાતિ પામ્યું છે. જૈન

માન્યતા મુજબ ઈ. સ. ૪૧૧ માં આનંદપુરમાં ભદ્રબાહુએ કલ્પસૂત્રનો ગ્રંથ રચ્યો હતો. એ ગ્રંથ ગુજરાતના રાજા ધ્રુવસેન બીજાની સમક્ષ વાંચી સંભળાવ્યો હતો. અગિયારમા સૈકામાં ઉવ્વટ નામના બ્રાહ્મણે વેદનાં ભાષ્યો રચ્યાં હતાં. દ્વા–દ્વિવેદી, મલ્લદેવ, લક્ષ્મીધર, વિનાયક, અનંતદેવ, ચંદુ પંડિત, દેવયાજ્ઞિક, અચળ દ્વિવેદી, નારાયણ વગેરે લેખકોએ સંસ્કૃત ગ્રંથોની રચના કરી હતી. અબુલ ફઝલે નોંધ્યું છે કે વડનગરમાં ૩૦૦ મંદિરો હતાં. હ્યુએન–ત્સાંગે જણાવ્યું છે કે આ નગર સમૃદ્ધ છે અને માળવા જોડે એનો વ્યવહાર ચાલે છે. કર્નલ ટૉડ તરફથી એક માન્યતા પ્રકાશમાં આવી છે કે ઈ. સ. ૧૪૪–૧૪૫ માં અયોધ્યા પાસેના રાજા કનકસેન ગુજરાતમાં ઊતરી આવ્યા અને એમણે વડનગરની સ્થાપના કરી હતી. ફોર્બ્સે પણ આ માન્યતા જણાવી છે.

વડનગરમાં વાર્ષિક મેળા ઘણા ભરાય છે. હાટકેશ્વર મહાદેવની સ્થાપનાનો દિવસ ચૈત્ર સુદ ચૌદશનો છે. તે દિવસે તો મેળો હોય જ. એમ શ્રાવણ માસના દર સોમવારે, નાગપંચમીને દિવસે, કૃષ્ણ–જન્માષ્ટમીને દિવસે પણ ઠાઠથી ઉત્સવો થાય છે.

## ૨૬ : વૈશાલી

**બિહારમાં** મુઝફ્ફરપુર જિલ્લો છે. એમાં હાલમાં જે સ્થળે બસરાહ છે ત્યાં પહેલાં વૈશાલી હતું. પુરાણોમાં રાજા વિશાલ આવે છે, એમની સાથે વૈશાલીનો સંબંધ છે. ચોવીસમા જૈન તીર્થંકર મહાવીરની જન્મભૂમિ વૈશાલીમાં હતી. વૈશાલીમાં બુદ્ધ ઘણી વાર પધારેલા. લિચ્છવી પ્રજાએ ગણતંત્રની રાજવ્યવસ્થા રાખી હતી, એમની રાજધાની વૈશાલીમાં હતી.

ઈ. સ. પૂર્વે છઠ્ઠા સૈકામાં બુદ્ધના સમયમાં સોળ દેશ વિષે બૌદ્ધ ગ્રંથોમાં જણાવ્યું છે, એમાં વજ્જિ અથવા વૃજિ પણ એક હતો. જૈન ગ્રંથોમાં પણ સોળ દેશ વિષે જણાવ્યુ છે, એમાં બજ્જિ કે વજ્જિને ગણાવ્યો છે. એ દેશોમાંથી કેટલાક દેશોમાં ગણતંત્રની વ્યવસ્થા હતી. ગણતંત્રવાળા દેશોમાં કપિલવસ્તુના શાકયો, પાવા અને કુશિનારાના મલ્લો, વૈશાલીના લિચ્છવીઓ, મિથિલાના વિદેહો, રામગામના કોળીઓ, અલ્લ કપ્પાના બુલીઓ, કેશપુત્તના કાલામો, પિપલીવનના મોરીઓ અને શુંશુમારના ભગ્ગ લોકો હતા. ઈ. સ. પૂર્વે ૬૦૦ માં થયેલા પાણિનિએ આ રાજ્યોને સંઘરાજ્ય કે ગણરાજ્ય કહ્યાં છે. એમની ગણતરીમાં આવનારાં રાજ્યો આ રહ્યાં : ક્ષુદ્રક, માલવ, આંબસ્થ, હસ્તીનાયન, પ્રકણ્વ, મદ્ર, મધુમંત, અપ્રીત, વસતી, ભગ્ગ, સિલિ, આશ્વાયન અને અશ્વકાયન.

આ ગણ રાજ્યો જુદી જુદી ટોળીઓનાં હતાં. વજ્જિ અથવા વૃજ્જિમાં આઠ કે નવ વિભાગો હતા : વિદેહ,

લિચ્છવી, જ્ઞાતૃક અને વજ્જિ જેવા બીજા વિભાગો પણ હતા. વૈશાલીનું પાટનગર વૈશાલી નગર હતું અને એમાં લિચ્છવી પ્રજાનું શાસન હતું.

પુરાણોમાં જણાવ્યુ છે કે મનુના પુત્ર નભનેદિષ્ઠ કે નભગોદિષ્ઠ ઉત્તર બિહારમાં વસ્યા અને એમના વંશ-વારસોએ વૈશાલીમાં રાજ્ય કર્યું. કરંધમ રાજા જે દેશ-માં રાજ્ય કરતા હતા તે દેશ પાછળથી વૈશાલી તરીકે ઓળખાયો. એમના પુત્ર આવીક્ષિતને વિદિશના રાજાએ કેદ પકડ્યો; પરંતુ પિતાએ એને છોડાવ્યો. અવીક્ષિતનો પુત્ર મરુત્ત તે પ્રાચીન ભારતના સોળ સમ્રાટમાંનો એક ગણાય છે. એમણે ઘણા યજ્ઞો કર્યા હતા. રોજના અર્ચના ક્રમમાં મંત્ર–પુષ્પાંજલિ અપાય ત્યારે નીચે મુજબનો જાણીતો શ્લોક અવશ્ય મોટેથી બોલવામાં આવે છે:

मरुतः परिवेष्टारो मरुत्तस्यावसन् गृहे ।
आवीक्षितस्य कामप्रेर्विश्वेदेवाः सभासदः ॥

'અવીક્ષિતના પુત્ર મરુત્તના ઘરમાં મરુતો રહેતા અને ભોજન પીરસતા. એ મરુત્તની સભામાં દેવો પધારતા અને એ રાજા દાન લેનારાઓની ઇચ્છા પૂરી કરતા.'

(મહાભારત–શાંતિપર્વ, ૨૯)

મરુત્તનો પુત્ર નરિષ્યંત. એમણે પણ ઘણા યજ્ઞો કર્યા હતા. એમના વંશમાં ઘણી પેઢીઓ પછી તૃણબિંદુ થયા. એમનો પુત્ર તે વિશાલ. (મહાભારત, સભાપર્વ, ૯૮–૨૧) અને એમનું રાજ્ય તે વૈશાલી. વિશાલ રાજાનો ઉલ્લેખ રામાયણમાં થયો છે. આ ઘટના ત્રેતાયુગમાં બની.

બુદ્ધના સમયમાં વૈશાલીનો સૂર્ય મધ્યાહ્નને તપતો

એના ઉપર ચર્ચા ચાલતી. એમ ત્રણ વખત રજૂઆત થતી. ભિક્ષુ મૌન રાખે તો એનો અર્થ સ્વીકૃતિ ગણાતો. પ્રસ્તાવ મંજૂર થાય એટલે એ નિર્ણય સંઘકર્મ તરીકે ઓળખાતો. મહાવગ્ગ નામના ગ્રંથમાં આ વિધિનું વિસ્તારથી વર્ણન કર્યું છે. એ વાંચતી વેળા એમ લાગે છે કે જાણે આજની લોકશાહીના નિયમો અને પદ્ધતિ વિષેનું કોઈ પુસ્તક વાંચતા હોઈએ.

વૈશાલીમાં બુદ્ધ ત્રણ વાર આવ્યા. પાલિગ્રંથો મુજબ બુદ્ધના નિર્વાણ પછી પિટકોનું એકીકરણ કરવા ત્રણ વાર બૌદ્ધ પરિષદો અથવા સંગીતિની બેઠકો મળી. બુદ્ધના મહાપરિનિર્વાણ પછી તરત જ પહેલી સંગીતિ રાજગૃહમાં મળી. એ પછી સો વર્ષે વૈશાલીમાં બીજી સંગીતિ મળી. એમાં થેરાયશ મુખ્ય આગેવાન હતા. બુદ્ધઘોષે જણાવ્યું છે કે ૭૦૦ ભિક્ષુઓ વિનય અને ધમ્મનાં પદો આ સંગીતિની બેઠકમાં ગાતા હતા. એમણે પિટકોની નવી આવૃત્તિ તૈયાર કરી. ત્રીજી સંગીતિ સમ્રાટ અશોકના આશ્રયે પાટલિપુત્રમાં મળી હતી.

ચેટકના પરાજય પછી વૈશાલી મૌર્ય સામ્રાજ્યમાં સમાઈ ગયું. ત્યાં અશોકે સ્તૂપ બંધાવ્યો અને સિંહસ્તંભ ઊભો કર્યો. બુદ્ધનું ભિક્ષાપાત્ર વૈશાલીમાં હતું તે કનિષ્ક રાજા ગાંધારમાં લઈ ગયા. ઈ. સ. ના છઠ્ઠા સૈકામાં ફા–હ્યાને વૈશાલીનાં દર્શન કર્યાં હતાં. ઈ. સ. ૬૩૫માં હ્યુએન–ત્સાંગ પણ ત્યાં ગયા હતા. એ સમયે વૈશાલીના રાજ્યનો ઘેરાવો ૫૦૦૦ લી જેટલો અને નગરનો વિસ્તાર ૭૦ લી જેટલો હતો એમ હ્યુએન–ત્સાંગે જણાવ્યું છે.

## ૨૭ : રાજગીર

**પટના** જિલ્લામાં ૨૦° ૫૮' ઉત્તરે અને ૮૧° ૫૩' પૂર્વે બખ્ત્યારપુર બિહાર લાઈટ રેલવે ઉપર રાજગીર નામનું સ્થળ છે. હિંદુ, મુસલમાન, બૌદ્ધ અને જૈન એ ચારેયનું યાત્રાધામ છે. મહાભારતમાં જરાસંધ નામે પરાક્રમી રાજાનું વર્ણન આવે છે, એમની રાજધાની આ સ્થળે હતી. બૃહદ્રથને બે પત્નીઓ હતી; પરંતુ પુત્ર એકેય નહોતો. આથી એમણે ચંદકૌશિક નામના ઋષિને પ્રસન્ન કર્યા અને એ ઋષિએ જરાસંધ રાજાને એક આમ્રફળ આપ્યું. કહ્યું કે આ ફળ રાણીને ખવડાવશો એટલે દૈવીકૃપાથી એમને પુત્ર થશે; પરંતુ રાજાએ ભૂલ એવી કરી કે બંને રાણીઓને અડધું અડધું ફળ વહેંચી આપ્યું, એથી એમને બંનેને પુત્રનાં અડધિયાં જન્મ પામ્યાં. એવામાં જરા નામની ડાકિનીએ એ અડધિયાં સાંધી દીધાં ને બાળકને જિવાડ્યો. આથી રાજાએ એ પુત્રનું નામ પણ જરાસંધ પાડ્યું.

જરાસંધ મગધ દેશના સાર્વભૌમ રાજા બન્યા. એમની રાજધાની ગિરિવ્રજમાં હતી. દ્રૌપદી અને રુક્મિણી બંનેના સ્વયંવરોમાં જરાસંધ હાજર હતા. મથુરાના રાજા કંસ સાથે એમની બંને પુત્રીઓ પરણાવી હતી. કંસના ભાણેજ કૃષ્ણે મામાનો વધ કર્યો છે, એવી ખબર પહોંચી એટલે જરાસંધ મોટું સૈન્ય લઈને મથુરા ઉપર ચઢી આવ્યો. આમ સત્તર હુમલા થયા અને સત્તરે વખત એ નિષ્ફળ ગયા. છેવટે કૃષ્ણે મથુરાનો ત્યાગ કર્યો.

યાદવોને સાથે લઈને સૌરાષ્ટ્રના રૈવતક પર્વત પાસે આવ્યા ને એમણે દ્વારિકા વસાવી.

જરાસંધ ઘણા પરાક્રમી રાજા હતા. એમણે ઘણા રાજાઓને હરાવી કેદમાં પૂર્યા હતા. એ રાજા સાર્વભૌમ ગણાતા. એ મલ્લવિદ્યાના સારા જાણકાર હતા, ગદાયુદ્ધમાં પ્રવીણ હતા. જ્યારે યુધિષ્ઠિરે રાજસૂય યજ્ઞ કરવાનું નક્કી કર્યું ત્યારે શ્રીકૃષ્ણે એમને કહ્યુ કે જ્યાં લગી જરાસંધને હરાવી એમના કારાવાસમાં પુરાયેલા રાજાઓ મુક્ત ન બને ત્યા લગી રાજસૂય યજ્ઞ કરવો શક્ય નથી, એટલે ભીમ, અર્જુન અને શ્રીકૃષ્ણ જરાસંધની રાજધાની ગિરિવ્રજ જવા નીકળ્યા. ત્રણે જણે બ્રાહ્મણનો વેશ ધારણ કર્યો હતો. આ બ્રાહ્મણોનું જરાસંધે સારું સ્વાગત કર્યું. છેવટે ત્રણે જણે પોતાનો ખરો પરિચય આપ્યો અને દ્વંદ્વયુદ્ધ માટે આહ્વાન કર્યું. એમાં નક્કી થયું કે ભીમ સાથે જરાસંધ લડે. દિવસો સુધી એમનું યુદ્ધ પહોંચ્યુ. બેમાંથી કોઈની હાર થતી નહોતી. તે સમયે કૃષ્ણે 'ઘાસનું' એક પાન લઈને ઊભું ચીરી નાખી ભીમને સંકેત કર્યો કે આ મુજબ તું જરાસંધને ચીરી નાખ. ભીમે જરાસંધનો એક પગ ભોંય ઉપર દબાવી બીજો પગ ઉપર એંચ્યો. જરાસંધને ચીરી નાખ્યો. એમના મૃત્યુ પછી એમના પુત્ર સહદેવ શરણે આવ્યા અને એમને ગાદી ઉપર બેસાડ્યા. જે રાજાઓ કારાવાસમાં હતા તેમને સૌને મુક્ત કર્યા. ભીમ અને અર્જુનને લઈને કૃષ્ણ પાછા ઇદ્રપ્રસ્થમાં આવ્યા અને યુધિષ્ઠિર રાજાએ રાજસૂય યજ્ઞ સંપૂર્ણ કર્યો.

જરાસંધ અને એમના વંશજોની રાજધાની ગિરિવ્રજ તે જ આજનું રાજગીર. એનાં બીજાં પણ ઘણાં નામ છે.

રામાયણમાં એ નગરને વસુમતી કહ્યું છે. બ્રહ્માના પુત્રોમાંના એક વસુએ એ નગર વસાવ્યું હોવાથી એ નામ પડ્યું છે. જરાસંધના પૂર્વજોમાં એક બૃહદ્રથ થઈ ગયા. એમના નામ ઉપરથી એ નગર બૃહદ્રથપુર પણ કહેવાય છે. એની ચારે બાજુએ ટેકરીઓ છે એટલે એ ગિરિવ્રજ કહેવાય છે. બૌદ્ધ ગ્રંથોમાં એ નગરને રાજગીર અથવા રાજગૃહ કહ્યું છે. મગધના રાજાઓએ પાટલિપુત્ર શહેર વસાવ્યું તે પહેલા એમની રાજધાની રાજગીરમાં હતી. એમના ઘણા મહેલો હતા તેથી એ નગર રાજગૃહ તરીકે પ્રસિદ્ધ થયું. એ ભાગમાં કુશ ઘાસ ઘણું થતું તેથી એ નગરને કુશાગ્રપુર પણ કહ્યું છે. કુશાગ્ર નામના એક રાજા ત્યાં થઈ ગયા, તે ઉપરથી પણ આવું નામ પડ્યું હોય એવો સંભવ છે.

પટનાથી ૬૨ માઈલ અને બિહાર નામના ગામથી ૧૩ માઈલ નૈર્ઋત્યે રાજગીર આવેલુ છે. બિહાર ગામને આજે બિહાર–શરીફના નામે ઓળખે છે. રાજગીરની આસપાસ સાત ગિરિ છેઃ વૈભાર, વિપુલ, રત્ન, છાઠ, શૈલ, ઉદય અને સોન. મહાભારતમાં પાંચ નામ આપ્યાં છેઃ વૈભાર, વરાહ, વૃષભ, ઋષિ અને ચૈત્યક. કહે છે કે ગિરિવ્રજને ચાર દરવાજા હતા. ઉત્તર તરફના દરવાજાને સૂર્યદ્વાર કહેતા અને જરા નામની ડાકિની એની રક્ષા કરતી. નગર વચ્ચેથી સરસ્વતી નદી વહેતી, અને દક્ષિણે બાણગંગા નદી વહેતી. વૈભારગિરિ અને રત્નાચલ વચ્ચે જરાસંધ રાજાનો મહેલ હતો. જે સ્થળે જરાસંધ વ્યાયામ કરતા તે અખાડો આજે પણ બતાવવામાં આવે છે. એ જ સ્થળે ભીમની સાથે દ્વંદ્વયુદ્ધ થયું હતું. કહે છે કે સોન-

ગિરિની તળેટીમાં રાજાઓને કેદમાં પૂર્યા હતા.

રાજગીર એ હિંદુતીર્થ પણ ખરું. આ સ્થળે ગરમ પાણીના ઘણા ઝરા વહે છે, એ પવિત્ર મનાય છે. સરસ્વતી નદીના બન્ને કાંઠે આ ઝરા વહે છે. વૈભારગિરિની તળેટીમાંથી સાત ઝરણાં ફૂટે છે, બીજા છ વિપુલગિરિની તળેટીમાંથી નીકળે છે. પહેલા સપ્તસમૂહમાં વહેતા ઝરાનાં નામ નીચે મુજબ છે: ગંગા–યમુના, અનંતઋષિ, સપ્તર્ષિ, વ્યાસકુંડ, માર્કણ્ડકુંડ, બ્રહ્મકુંડ અને કશ્યપકુંડ. બીજા સમૂહમાં સીતાકુંડ, સૂર્યકુંડ, ગણેશકુંડ, રામકુંડ, ચંદ્રમાકુંડ અને શૃંગિઋષિકુંડ છે. આ છેલ્લા કુંડનો ઉપયોગ હાલમાં મુસલમાનો કરે છે. એમણે એનું નામ મખદૂમ કુંડ રાખ્યું છે. રાજગીરમાં મખદૂમ શાહ શેખ શરીફુદ્દીન અહમદ કરીને કોઈ ઓલિયા થઈ ગયા. એમણે ૪૦ દિવસના ઉપવાસ કરેલા. એ કુંડ વિપુલગિરિની તળેટીમાં છે.

બુદ્ધના સમયમાં રાજગીરમાં રાજા બિંબિસાર રાજ્ય કરતા હતા. એમના પાટવીકુંવર અજાતશત્રુએ રાજાની હત્યા કરી હતી; પરંતુ પાછળથી બૌદ્ધ ધર્મ સ્વીકાર્યો હતો. અજાતશત્રુને ભય હતો કે અવંતીના રાજા ચંડપ્રદ્યોત રાજગીર ઉપર ચઢી આવશે, તેથી એમણે પાટનગરની રક્ષા માટે રાજગીરનો કોટ સમરાવ્યો હતો. કહે છે કે કોટને ૩૨ મોટા અને ૬૪ નાના દરવાજા હતા. વસ્તી ઘણી વધારે હતી. અજાતશત્રુએ પાટલિપુત્ર નગર બંધાવ્યું અને એમના પછી એમના પુત્ર ઉદાયીએ રાજગૃહમાંથી પાટલિપુત્રમાં રાજધાની ખસેડી. નવું નગર ગંગા નદીને કાંઠે હોવાથી વધારે સગવડવાળું હતું. આ ફેરફાર થયા

પછી રાજગીરનું રાજકીય મહત્ત્વ ઘટી ગયું; પરંતુ તીર્થયાત્રાનો મહિમા જળવાઈ રહ્યો છે.

બુદ્ધના જીવનમાં અને બૌદ્ધધર્મના વિકાસમાં રાજગીરનુ મહત્ત્વ ઘણું છે. ગૃહત્યાગ કર્યા પછી બુદ્ધ રાજગીર આવેલા અને પહેલાં આલાર–કાલામના અને પછી રુદ્રક રામપુત્રના શિષ્ય બન્યા. ત્યાંથી જે જ્ઞાન મળ્યું તેથી બુદ્ધની તરસ છીપી નહિ, એટલે એ આગળ વધ્યા અને ઉરુવેલા પહોંચ્યા. ત્યા દુર્ગેશ્વરી ડુંગરમાં નાનીશી ગુફામાં રહેવા લાગ્યા. એ ડુંગરને પ્રાગ્બોધિ પહાડ પણ કહે છે. ત્યાં બોધિવૃક્ષની નીચે ધ્યાનઃ ધરતા. આ સ્થળે બુદ્ધને સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થયું, એટલે એ સ્થળ બુદ્ધગયાના નામથી પ્રખ્યાત થયુ.

રાજગીરમાં ઘણા સ્થળો એવાં છે કે બુદ્ધના જીવનની ઘટનાઓ સાથે એમનો સંબંધ લોકો હજી સંભારતા હોય. કોઈ સ્થળે એ ધ્યાન કરતા હશે, તો કોઈ સ્થળે એ પ્રવચન કરતા હશે. પાડવગિરિની કૃષ્ણશિલા નામની ગુફામાં રાજા બિંબિસાર એમને મળેલા. સપ્તપર્ણની ગુફામા બૌદ્ધોની પહેલી સંગીતિ મળેલી. ગૃધ્રકૂટ એ બુદ્ધનુ પ્રિયસ્થળ હતુ. બુદ્ધના અવશેષોમાંથી અજાતશત્રુ થોડો ભાગ રાજગૃહમા લાવ્યા હતા અને એના ઉપર સ્તૂપ બાંધ્યો હતો. સમ્રાટ અશોકના નાનાભાઈ મહેન્દ્ર ગૃધ્રકૂટ ઉપર રહેતા અને તપસ્વીનું જીવન ગાળતા. કહે છે કે સમ્રાટ અશોકે પણ રાજગૃહના શિખર ઉપર દેહ છોડેલો. પાંચમા સૈકામા ફા–હ્યાને આ સ્થળની મુલાકાત લીધેલી. એમણે જણાવ્યું છે કે પ્રાચીન રાજગીર નગર નિર્જન બન્યુ છે. નવા રાજગીરમાં બે વિહાર છે. બુદ્ધના અવશેષ ઉપર

## ૨૮ : પાટણ

ઉત્તર ગુજરાતમાં ૨૩°–૫૧' ઉત્તરે અને ૭૨°–૧૦' પૂર્વે મહેસાણાની રેલવે લાઈન ઉપર પાટણ આવ્યું છે. હાલનું પાટણ સરસ્વતી નદીના જમણે કાંઠે વસ્યું છે. એની પશ્ચિમે પુરાણું પાટણ હતું. એને અણહિલવાડ, અણહિલપુર પાટણ અથવા નહારવાડ કહેતા. એ તરફ પાંચ માઈલના વિસ્તારમાં જૂના પાટણ શહેરના ભગ્નાવશેષો મળે છે. કુમારપાળ રાસામાં જણાવ્યું છે કે અણહિલવાડનો ઘેરાવો બાર ગાઉનો હતો.

ઈ. સ. ૭૪૫ (સંવત ૮૦૨)માં વનરાજ ચાવડાએ પાટણ શહેર વસાવ્યું હતું. વઢવાણમાં વિ. સં. ૧૩૬૧માં મેરુત્તુંગે 'પ્રબંધચિંતામણિ'નો ગ્રંથ લખ્યો એમાં પણ આ સમય જણાવ્યો છે. કર્નલ ફોર્બસે 'રાસમાળા' લખી છે એમાં મેરુત્તુંગનો આધાર લીધો છે. ઓઝાએ ગૅઝેટિયર (ભાગ ૧ લો)માં પણ એ આધાર માન્ય રાખ્યો છે. મેરુત્તુંગનો બીજો ગ્રંથ વિચારશ્રેણી છે. એમાં પાટણની સ્થાપનાનો સમય સંવત ૮૨૧ (ઈ. સ. ૭૬૪) જણાવ્યો છે. સ્થાપનાના ચોક્કસ દિવસ વિષે પ્રબંધચિંતામણિમાં વૈશાખ સુદ બીજ ને સોમવાર જણાવ્યો છે અને 'ધર્મારણ્ય' ગ્રંથમાં આષાઢ સુદ ત્રીજ ને શનિવાર જણાવ્યો છે. કેટલાક વિદ્વાનોએ સમાધાન કર્યું છે કે સ્થાપનાનો વિધિ વૈશાખમાં શરૂ થયો અને આષાઢમાં પૂરો થયો, એમ બે મહિના લગી વિધિ ચાલુ રહ્યો હશે.

પાટણની સ્થાપના વનરાજે કરી ખરી; પરંતુ મૂળરાજથી શરૂ થતા ચાલુક્યોના અમલમાં એ રાજ્ય સ્વતંત્ર

અને સંમૃદ્ધ બન્યું. ચાવડા રાજાઓની રાજધાની પંચાસરમાં હતી. વિ. સં. ૭૫૨માં કલ્યાણકટક અથવા કાન્યકુબ્જના રાજા ભુવડે પંચાસરને ઘેરો ઘાલ્યો. એ યુદ્ધ લડતાં રાજા જયશિખરી હણાયા; પરંતુ રાણી રૂપસુંદરીને એના ભાઈ સુરપાલ ગઢમાંથી સહીસલામત બહાર લઈ આવ્યા અને વનમાં લઈ ગયા. વનવાસ દરમ્યાન રાણીને પુત્રનો જન્મ થયો તે વનરાજ નામે પ્રસિદ્ધ થયો. કુંવરને એના મામાએ મોટો કર્યો અને બાપની ગાદીએ બેસાડ્યો. વનરાજના એક સાથીદાર તે અણહિલ નામના ભરવાડ હતા. પ્રબંધ-સાહિત્યમાં ચાવડા રાજાઓનો ઝાઝો મહિમા નથી થયો. એ ઉપરથી જણાય છે કે ચાવડા વંશનું રાજ્ય નાનું હશે અને ઘણું કરીને કનોજના ગુર્જર પ્રતિહાર રાજાઓના ખંડિયા હશે.

છેલ્લા ચાવડા રાજા સામંતસિંહની બહેનનો પુત્ર તે મૂળરાજ. એ રાજા વીર હતા. એમણે કચ્છ દેશના રાજા લાખા ફુલાણી સાથે યુદ્ધ કર્યું ને જીત મેળવી. એમ સૌરાષ્ટ્રના ગ્રહરિપુ અને લાટ દેશના બારપને પણ હરાવ્યા. ચંદ્રાવતી અને શિરોહીના રાજાઓ સામે પણ એમણે જીત મેળવી. આમ મૂળરાજે રાજ્યનો વિસ્તાર ઘણો વધાર્યો. એમણે ઉત્તરાપથમાંથી બ્રાહ્મણોને બોલાવી ગુજરાતમાં વસાવ્યા. મૂળરાજ પછી ચામુંડ, વલ્લભ અને દુર્લભ ગાદી ઉપર આવ્યા. ચામુંડ સિંધુરાજ સામે લડ્યા, વલ્લભ માળવા સામે લડ્યા અને દુર્લભ લાટ દેશ સામે લડ્યા. દુર્લભ પછી પહેલા ભીમદેવ નામે પ્રસિદ્ધ થયેલા રાજા આવ્યા. એમના સમયમાં ગઝનીના મહમદે સોમનાથને ઘેરો ઘાલ્યો. સોમનાથનું પતન થયું; પરંતુ થોડા સમયમાં ભીમદેવે

પાટણની સત્તા ફરીથી મેળવી લીધી અને પાટણની કીર્તિ વધી ગઈ. એમણે નડૂલ સાથે સંધિ કરી, સિંધના રાજાને હરાવ્યા, માળવાના રાજાને હરાવ્યા અને ચંદ્રાવતીના રાજા ધંધૂકને પોતાને ખંડિયો બનાવ્યો. ભીમદેવ પછી કર્ણદેવ ગાદી ઉપર આવ્યા.

કર્ણદેવે લાટ દેશ કબજે કર્યો અને ત્રૈલોક્ય મલ્લનું બિરુદ ધારણ કર્યું. એમણે કર્ણાવતી નગર વસાવ્યું. પાટણમાં કર્ણમેરુપ્રાસાદનો ભવ્ય મહેલ બંધાવ્યો. મયણલ્લા અથવા મીનળદેવી સાથે કર્ણદેવનું લગ્ન થયું હતું. એમના મૃત્યુ સમયે કુમાર સિદ્ધાર્થની વય નાની હતી. ત્યારે અમાત્ય મંજુલ અને શાંતુ, ઉદયન વગેરે મંત્રીઓની મદદથી મીનળદેવીએ રાજ્ય સંભાળ્યું. વિ. સં. ૧૧૫૦ના પોષ વદ ત્રીજને દિવસે સિદ્ધરાજ જયસિંહનો રાજ્યાભિષેક થયો. એમણે મહારાજાધિરાજ પરમેશ્વર અને ત્રિભુવનગંડ એવાં બિરુદો ધારણ કર્યાં. એમણે સૌરાષ્ટ્રના ખેંગારને હરાવ્યો. બર્બરકને વશ કર્યો. એ પછી બર્બરકજિષ્ણુ તથા સિદ્ધચક્રવર્તીનાં બિરુદો ધારણ કર્યાં. એમણે પચાસ વર્ષ લગી રાજ્ય કર્યું અને ચાલુક્ય વંશના પહેલા ચક્રવર્તી થયા.

એમના રાજ્યકાળમાં શ્વેતાંબર સાધુ દેવસુરી અને દિગંબર સાધુ કુમુદચંદ્ર વચ્ચે વાદ થયો હતો. 'મુદિત કુમુદચંદ્ર' નામના નાટકની અંદર આ પ્રસંગનું વર્ણન આપ્યું છે. ઈ. સ. ૧૦૩૦ માં લખાયેલો ભિન્નમાલનો શિલાલેખ મળ્યો, તેમાં જયસિંહને સિદ્ધરાજ કહ્યા છે. ઈ. સ. ૧૦૩૫ માં એમણે માળવા સર કર્યું. ઈ. સ. ૧૦૩૮ના ઉજ્જયિનીના શિલાલેખમાં માળવાને અવંતી

મંડળ તરીકે ઓળખાવ્યું છે. મહાત્મા દદાકના પુત્ર નાગર મહાદેવનું શાસન ત્યાં ચાલતું હતું. જયસિંહના હાજરકાળમાં ગુજરાત અને પાટણની કીર્તિનો સૂરજ મધ્યાહ્ને તપતો હતો. એમના રાજ્યમાં ગુજરાત, કચ્છ, સૌરાષ્ટ્ર, માળવા, રાજસ્થાનનો અમુક ભાગ, ચિતોડ અને સાંભર તેમ જ ચંદ્રાવતી અને ડભોઈ વગેરે હતાં. ઈ. સ. ૧૧૪૦ માં એમણે સિંધુરાજને હરાવ્યા. એ સમયે પાટણની જેમ સિદ્ધપુર, ખંભાત, કર્ણાવતી, વડનગર, વઢવાણ વગેરે નગરો સમૃદ્ધ હતાં. ઈ. સ. ૧૧૪૩ માં એમનું મૃત્યુ થયું. એ રાજા ઘણા મહત્ત્વાકાક્ષી અને વીર નર હતા. એમણે વિદ્યાને સારું ઉત્તેજન આપ્યું છે. એમના સમયમાં હેમચંદ્રાચાર્ય થયા. એમણે સિદ્ધહેમચંદ્રનો ગ્રંથ રચ્યો અને જુદાં જુદા શાસ્ત્રો વિષે ઘણા ગ્રંથો લખ્યા. સિદ્ધરાજે માળવાના વિજય પછી આશરે ઈ. સ. ૧૧૪૦ માં પાટણમાં વિખ્યાત સહસ્રલિંગનું સરોવર બંધાવ્યું. દંતકથા એવી છે કે, એ સરોવર બંધાતું હતું ત્યારે જસમા નામની એક ઓડ જાતિની સ્ત્રી ઉપર સિદ્ધરાજ મોહ્યા. એમણે જસમા ઓડણને પોતાની સાથે પરણવાનું કહ્યું; પરંતુ જસમા ન માની. એથી રોષે ભરાયેલા એ રાજાએ ઘણા ઓડ લોકોને હણી નાખ્યા. એમા જસમાના વર પણ મૃત્યુ પામ્યા, એથી જસમા સતી થઈ અને ચિતા રચીને બળી મરી. મરતા મરતા એણે શાપ દીધો કે સિદ્ધરાજને પુત્ર નહિ થાય. એ શાપ લાગ્યા પછી સહસ્રલિંગ તળાવનુ પાણી સુકાઈ ગયું.

સહસ્રલિંગ તળાવની ચારે બાજુએ હજાર દેરીઓની સુંદર રચના કરી હતી. એ તળાવમાં પાણી ન હોય તો હાંસી થાય, બધી શોભા નષ્ટ થઈ જાય, એમ વિચારીને એમા

કેવી રીતે પાછું જળ ભરાય તેના ઉપાય શોધવા માંડ્યા. એક ઉપાય એવો નીકળ્યો કે એમાં કોઈ નરનું બલિદાન દેવું જોઈએ. બલિદાન દેવા માટે માયા નામનો ઢેઢ જાતિનો એક માણસ સ્વેચ્છાથી તૈયાર થયો અને એના બલિદાન પછી સરોવર જળથી છલકાઈ રહ્યું. આ સરોવર શહેરની વચ્ચોવચ બાંધ્યું હતું. એ સ્થળે ગાયકવાડના વડોદરા રાજ્ય તરફથી પુરાતત્ત્વ સંશોધન થયું અને ખોદકામ કરીને એ સ્થળનો અમુક ભાગ બહાર આણ્યો. સિદ્ધરાજ શિવભક્ત હતા. આ તળાવની ફરતે એમણે હજાર શિવલિંગની જુદીજુદી દેરીઓ બંધાવી હતી. એ ઉપરાંત વિષ્ણુના દશ અવતારોનાં, ૧૦૮ દેવીઓનાં અને સિદ્ધિ–વિનાયકનાં દહેરાં પણ બંધાવ્યાં હતાં. તદ્ઉપરાંત સૂર્ય, નકુલીશ, ભૈરવ અને બીજાં દેવ–દેવીઓનાં દહેરાં પણ બંધાવ્યાં હતાં. સરોવરના ઘણા ઘાટ હતા. એને કાંઠે પાઠશાળાઓ હતી. હેમચંદ્રે પાટણનું વર્ણન કરતાં જણાવ્યું છે કે, સિદ્ધરાજનું પાટણ પૃથ્વી ઉપરના સ્વસ્તિ સમું છે, ધર્મનું ધામ છે, ન્યાયનો આલય (મુકામ) છે, અને એની શાશ્વત સમૃદ્ધિ છે.

સિદ્ધરાજ પછી ક્ષેમરાજના પૌત્ર કુમારપાળ ગાદીએ આવ્યા. એમણે પણ ૨૯ વર્ષ લગી રાજ્ય કર્યું. એમના સમયમાં પાટણની કીર્તિ સોળે કળાએ ખીલી રહી; પરંતુ તે પછી એ ક્ષીણ થવા લાગી. છેક વીરધવળના સમયમાં વસ્તુપાળ અને તેજપાળના પ્રભાવથી ફરી એમાં તેજ દેખાયું. ઋષભદાસે કુમારપાળ રાસો રચ્યો છે, એમાં પાટણનું વિગતવાર વર્ણન આપ્યું છે. પાટણમાં ૮૪ ચોક હતા, ૮૪ ચૌટાં હતાં, સોનારૂપાના સિક્કા પાડવા માટે

ટંકશાળ હતી. જુદા જુદા વ્યવસાયો માટે જુદાજુદા લત્તા હતા. એનાં બજારોમાં દેશભરના વેપારીઓ આવતા. અમૂલ્ય રત્નો માટે તો પાટણનુ બજાર ઘણી ખ્યાતિ પામ્યું હતું. પાટણમા જૈન મંદિરો પણ ઘણા હતા સહસ્રલિંગ તળાવને કાઠે સહસ્રલિંગ મહાદેવનું વિશાળ મંદિર હતું. નાગરજનોના આમોદપ્રમોદ માટે પાટણમા સારો પ્રબંધ હતો. જુદા જુદા શાસ્ત્રો વિષે પાટણમા વારંવાર ચર્ચાસભાઓ થતી. એમા વિદ્વાનો જ્ઞાનગોષ્ઠી કરતા. ત્યાં અસંખ્ય માણસો વસવાટ કરતા એથી પાટણને માનવસાગર-ની ઉપમા મળતી. સોનાના ઘંટવાળા અનેક હાથીઓ ત્યાં ઝૂલતા. વેપારીઓ ખાહોશ હતા. ઘણું ધન કમાતા અને ખૂબ સુખી હતા. મુસ્લિમ ઇતિહાસકારોએ પણ પાટણની મહત્તા, પાટણની ભવ્યતા અને પાટણની સમૃદ્ધિ વિષે મુક્તકંઠે પ્રશંસા કરી છે.

ચાલુક્ય રાજાઓના સમયથી માંડીને તે ઠેઠ ચૌદમી સદી સુધી પાટણમા સંસ્કૃત વિદ્યાનુ કેંદ્ર રહ્યુ. હેમચંદ્ર આચાર્યના ઘણા વિદ્વાન શિષ્યો હતા. નાટ્યકાર રામચંદ્ર, ગુણચંદ્ર, મહેંદ્રસૂરિ, વર્ધમાનગણિ, દેવચંદ્ર, ઉદયચંદ્ર, યશશ્ચંદ્ર અને બાલચદ્ર એ મુખ્ય હતા. એ ઉપરાંત સોમપ્રભ, પ્રજ્ઞાચક્ષુ કવિ શ્રીપાલ, વ્યાસ, વાગ્ભટ, સોમેશ્વર કવિ, સુભટ, હરિહર, પંડિત નાનક, અરિસિંહ, અમર-ચંદ્ર, વસ્તુપાળ વગેરે ઘણા માણસોએ સંસ્કૃતમા વિદ્વત્તા-ભર્યા ગ્રંથો લખ્યા છે.

ઈ. સ. ૧૩૬૦ મા ગુજરાતના છેલ્લા રજપૂત રાજા કર્ણદેવ અલ્લાઉદ્દીન ખીલજીના સેનાપતિ અલફખાનના હાથે

પરાજય પામ્યા. એ પછી મૂર્તિભંજક ધર્માંધતાની જ્વાળામાં પાટણ ભડકે બળવા લાગ્યુ. ઘણાખરા મહેલો અને મંદિરોનો નાશ કરવામાં આવ્યો. ગુજરાત મુસ્લિમ સામ્રાજ્યમાં સમાઈ ગયું. વિ. સં. ૧૩૬૦ પછી સો વર્ષ લગી ગુજરાત દિલ્હીની સલ્તનતમાં રહ્યું. એ પછી ગુજરાતના મુસ્લિમ સૂબા સ્વતંત્ર બન્યા. ઈ. સ. ૧૪૧૧ માં અહમદશાહે અમદાવાદ વસાવ્યું અને પોતાનું પાટનગર બનાવ્યું, ત્યારથી પાટણનો રહ્યોસહ્યો રુઆબ આથમી ગયો, એની મહત્તા નાશ પામી.

વિ. સ. ૧૮૨૦ માં દામાજી ગાયકવાડે બાબી વંશના સુલતાન જવામર્દખાનને હરાવ્યા અને પાટણનો કબજો મેળવ્યો. અને ભારત આઝાદ થયું તે પછી દેશી રાજ્યોનું એકીકરણ થયું તે વખતે પાટણ ભારતમાં ભળી ગયું.

પાટણના જૂના અવશેષોમાં રાણીવાવનાં ખંડેર ઊભાં છે. કર્ણદેવ પહેલાની માતા અને ભીમદેવ પહેલાનાં રાણી ઉદયમતીએ એ વાવ બંધાવેલી. મેરુત્તુંગ લખે છે કે સહસલિંગના તળાવ કરતાં પણ આ વાવની શોભા અધિક હતી. રાણીવાવના પથ્થરો ઉખેડી જઈને બહાદુરશાહની વાવ બંધાઈ અને શહેરના બીજા કૂવાના બાંધકામમાં પણ એની શિલાઓ વપરાઈ. કાળકા માતાના મંદિરના પાછલા ભાગમાં રાજગઢનાં ખંડેરો ઊભાં છે. વિજલ કૂવાના શિવાલયની ભીંતમાં સિદ્ધરાજે માળવા ઉપર વિજય મેળવ્યો તેના કીર્તિસ્તંભના પથ્થરો જડ્યા છે. પરંતુ મૂળરાજદેવે બંધાવેલો ત્રિપુરુષપ્રાસાદ, ધવલગૃહ, દુર્લભદેવે બંધાવેલું દુર્લભ સરોવર, ભીમદેવ પહેલાએ બંધા

વેલું ભીમદેવનું શિવાલય, કર્ણદેવે બંધાવેલો કર્ણમેરુ-પ્રાસાદ, કુમારપાળે બંધાવેલો કુમારવિહાર એવાં અનેક સૌંદર્યધામો. મંદિરો અને મહેલોનો વિનાશ થયો છે. એની શિલાઓ કેંક નવા પાટણમા વપરાઈ અને કેંક અમદાવાદ બંધાયું એમાં પણ વપરાઈ

પાટણનો આવો વ્યાપક વિનાશ થયો તેમ છતાં હસ્તપ્રતોવાળા ગ્રંથભંડારો અકબંધ સચવાઈ રહ્યા છે. એમાં જૈન ધર્મનું સાહિત્ય તો છે જ. પરંતુ તે ઉપરાંત અનેક વિષયો ઉપર લખાયેલું સંસ્કૃત અને પ્રાકૃત જૈનેતર સાહિત્ય પણ છે. અપભ્રંશનું સાહિત્ય અને જૂના ગુજરાતી ગ્રંથો પણ છે. તાડપત્રો ઉપર લખેલા અને કાગળ ઉપર ઉતારેલા આ ગ્રંથો ઉપર સુંદર ચિત્રો દોર્યાં છે. શ્રીમંત ગાયકવાડ સરકારે પ્રાચ્યવિદ્યા માટે ઓરિએન્ટ સિરિઝ પ્રસિદ્ધ કરી તેમાં કેટલાક ગ્રંથો અને એની સૂચિ વગેરે પ્રસિદ્ધ થયાં છે. હેમચંદ્રાચાર્ય જ્ઞાનમંદિરમાં આ સર્વે હસ્તપ્રતો ભેગી કરીને જાળવી રાખવાનો પ્રબંધ થયો છે. ઈ. સ. ૧૯૩૯ માં ગુજરાતી સાહિત્ય પરિષદનું એક ખાસ અધિવેશન પાટણમાં મળ્યું ત્યારે પ્રમુખસ્થાને શ્રી કનૈયાલાલ મુનશી હતા. એ વખતે હેમસારસ્વત સત્ર ઉજવાયું અને હેમચંદ્ર જ્ઞાનમંદિર ખુલ્લું મૂકાયું.

વીરતામાં, શાસ્ત્રોના જ્ઞાનમાં, આત્મસંયમમાં, એકાગ્રતામાં, સત્યમાં, ષડ્દર્શનમાં અને વેદનાં છ અંગમાં પાટણના નાગરિકો મોખરે રહ્યા છે એમ હેમચંદ્રાચાર્યે જણાવ્યું છે.

પાછા ફર્યા, પત્ની સાથે રહ્યા અને એમને ચાર સંતાન થયાં.

સંન્યાસ છોડીને સંસારમાં પાછા ફરેલા પિતાનાં સંતાનોને ગામમાં મેણાં સાંભળવાં પડતાં. આવા આરૂઢ પતિત બ્રાહ્મણનાં બાળકોને ઉપવીત સંસ્કાર આપવા કોઈ બ્રાહ્મણ તૈયાર થતા નહોતા. એમણે તો વિઠ્ઠલ પંતને ત્યાં સુધી સંભળાવ્યુ કે આવા ઘોર પાપનું પ્રાયશ્ચિત્ત કરો– આ દેહનો ત્યાગ કરો. એથી ખિન્ન થઈને, કંટાળીને પતિપત્ની પ્રયાગ આવ્યાં અને સંગમ આગળ જઈને બંનેએ જળસમાધિ લીધી.

માતાપિતાના પ્રાયશ્ચિત્ત પછી ત્રણે પુત્રોએ બ્રાહ્મણોને વિનતિ કરી કે હવે શુદ્ધિપત્ર આપો. એ માટે એમને ઘણા પ્રયાસો કરવા પડ્યા. છેવટે પૈઠણના વિદ્વાન બ્રાહ્મણોને હેમાદ્રિ બોપદેવ વગેરેએ સમજાવ્યા અને શુદ્ધિપત્ર મળ્યું.

જ્ઞાનદેવનો જન્મ અપેગાંવમાં થયો કે આળંદીમાં એ વિષે બે મત ચાલે છે; પરંતુ એ આળંદીમાં જન્મ્યા હતા એવો લોકમત વધારે પ્રચલિત છે. એમ તો જ્ઞાનેશ્વર પણ એક થયા કે બે થયા એવા મતભેદ ચાલે છે. એમાં પણ લોકમત એક જ જ્ઞાનેશ્વરની તરફેણ કરે છે. જ્ઞાનેશ્વર શકે ૧૧૯૩માં થયા કે શકે ૧૧૯૭માં થયા એવા જુદા મત છે. પરંતુ શકે ૧૧૯૩માં જન્મ થયા વિષે લોકમત વધારે પ્રચલિત છે. જ્ઞાનેશ્વરનું મૃત્યુ આળંદીમાં થયું એ વિષે કશો મતભેદ નથી. આળંદીમાં સિદ્ધેશ્વરના મંદિરની પાસે જ્ઞાનેશ્વરની સમાધિ છે.

એકવાર જ્ઞાનેશ્વર પૈઠણથી આળંદી આવતા હતા, ત્યારે માર્ગમાં પવિત્રા નદીને કિનારે નેવાસેમાં એમણે

મુકામ કર્યો. શકે ૧૨૧૨માં એમણે શ્રીમદ્ ભગવદ્ગીતા ઉપર જ્ઞાનેશ્વરી નામે જાણીતી થયેલી ટીકા લખાવી. એ બોલતા ગયા અને બાબા સચ્ચિદાનંદ લખતા ગયા. કેટલાક માનતા કે જ્ઞાનેશ્વરી પણ અપેગાંવમાં લખાઈ હતી, પરંતુ મુંબઈની હાઇકોર્ટના કોઈ મુકદ્દમામાં સાબિત થયું છે કે જ્ઞાનેશ્વરી નેવાસેમાં લખાઈ છે.

જ્ઞાનેશ્વરી ઉપરાંત જ્ઞાનેશ્વરે બીજા ત્રણ ગ્રંથોની રચના કરી છે: અમૃતાનુભવ, અભંગો અને ચાંગદેવપ્રશસ્તિ.

જ્ઞાનદેવ ભક્ત હતા, કવિ હતા, યોગી હતા. એ ઊંચી કોટિના સંત હતા. એમણે સાક્ષાત્કાર કર્યો હતો. અદ્વૈત-મતની બ્રહ્મવિદ્યાના સારા જાણકાર હતા. જ્ઞાનેશ્વર અને એમના આખા કુટુંબ ઉપર નાથ સંપ્રદાયનો ઘણો પ્રભાવ પડ્યો હતો. એમના પહેલાં દક્ષિણ ભારતમાં નાથ સંપ્રદાયની અસર પહોંચી હતી. કહે છે કે જ્ઞાનેશ્વરના પ્રપિતામહ ત્ર્યંબક પંતે અપેગાંવમાં ગોરક્ષનાથ પાસેથી જ દીક્ષા લીધી હતી. એ ગુરુના શિષ્ય તે ગહિનિનાથ. ગોદાવરી નદીનું જ્યાં મૂળ છે તે ત્ર્યંબક આગળના બ્રહ્મગિરિ ઉપર જ્ઞાનેશ્વરના મોટાભાઈ નિવૃત્તિનાથે દીક્ષા લીધી હતી, અને મોટાભાઈ પાસેથી જ્ઞાનેશ્વર દીક્ષા પામ્યા હતા.

નાથ સંપ્રદાય વિષે જ્ઞાનેશ્વરી (૧૮-૧૭૫૧ થી ૧૭૬૨)-માં આ મુજબ જણાવ્યું છે: ક્ષીરસિંધુના તીરે પ્રાચીન સમયમાં ભગવાન શંકર સતી પાર્વતીને ઉપદેશ કરતા હતા. શિવનો એ ઉપદેશ વિષ્ણુએ મત્સ્યના ઉદરમાં પ્રવેશ કરીને સાંભળી લીધો હતો, એ પછી પોતે મત્સ્યેન્દ્રનાથ તરીકે અવતર્યા અને દેશમાં બધે ફરવા લાગ્યા. ફરતાં ફરતાં એ

પાછા ફર્યા, પત્ની સાથે રહ્યા અને એમને ચાર સંતાન થયાં.

સંન્યાસ છોડીને સંસારમાં પાછા ફરેલા પિતાનાં સંતાનોને ગામમાં મેણાં સાંભળવાં પડતાં. આવા આરૂઢ પતિત બ્રાહ્મણનાં બાળકોને ઉપવીત સંસ્કાર આપવા કોઈ બ્રાહ્મણ તૈયાર થતા નહોતા. એમણે તો વિઠ્ઠલ પંતને ત્યાં સુધી સંભળાવ્યું કે આવા ઘોર પાપનું પ્રાયશ્ચિત્ત કરો– આ દેહનો ત્યાગ કરો. એથી ખિન્ન થઈને, કંટાળીને પતિપત્ની પ્રયાગ આવ્યાં અને સંગમ આગળ જઈને બંનેએ જળસમાધિ લીધી.

માતાપિતાના પ્રાયશ્ચિત્ત પછી ત્રણે પુત્રોએ બ્રાહ્મણોને વિનતિ કરી કે હવે શુદ્ધિપત્ર આપો. એ માટે એમને ઘણા પ્રયાસો કરવા પડ્યા. છેવટે પૈઠણના વિદ્વાન બ્રાહ્મણોને હેમાદ્રિ બોપદેવ વગેરેએ સમજાવ્યા અને શુદ્ધિપત્ર મળ્યું.

જ્ઞાનદેવનો જન્મ અપેગાંવમાં થયો કે આળંદીમાં એ વિષે બે મત ચાલે છે; પરંતુ એ આળંદીમાં જન્મ્યા હતા એવો લોકમત વધારે પ્રચલિત છે. એમ તો જ્ઞાનેશ્વર પણ એક થયા કે બે થયા એવા મતભેદ ચાલે છે. એમાં પણ લોકમત એક જ જ્ઞાનેશ્વરની તરફેણ કરે છે. જ્ઞાનેશ્વર શકે ૧૧૯૩માં થયા કે શકે ૧૧૯૭માં થયા એવા જુદા મત છે. પરંતુ શકે ૧૧૯૩માં જન્મ થયા વિષે લોકમત વધારે પ્રચલિત છે. જ્ઞાનેશ્વરનું મૃત્યુ આળંદીમાં થયું એ વિષે કશો મતભેદ નથી. આળંદીમાં સિદ્ધેશ્વરના મંદિરની પાસે જ્ઞાનેશ્વરની સમાધિ છે.

એકવાર જ્ઞાનેશ્વર પૈઠણથી આળંદી આવતા હતા, ત્યારે માર્ગમાં પવિત્રા નદીને કિનારે નેવાસેમાં એમણે

ઘણો પ્રભાવ પડ્યો હતો. મરાઠી સાહિત્યમાં જ્ઞાનેશ્વરીને ગ્રંથરાજ તરીકે સર્વત્ર સ્વીકાર થયો છે. એમાં અદ્વૈત તત્ત્વજ્ઞાનને સાર સમાયો છે, એમા ભક્તિની પરાકાષ્ઠા છે, કાવ્યનું ઉત્તમ માધુર્ય છે અને શાસ્ત્રનું ગહન જ્ઞાન છે. શંકરાચાર્યે અદ્વૈત વિષે જે સમજણ આપી છે તે જ્ઞાનેશ્વરે માન્ય રાખી છે અને શંકરાચાર્યની જેમ જ્ઞાનેશ્વર પરમ ભક્ત પણ રહ્યા છે.

ગીતા ઉપર જ્ઞાનેશ્વરનું ભાષ્ય એ નથી ભાષાંતર કે ૧થી સામાન્ય કક્ષાની ટીકા. જ્ઞાનેશ્વરી તો અજોડ ગ્રંથ છે. એમાં અનેક દૃષ્ટાંતો છે તે ખૂબ બંધબેસતાં છે. નવી લીલો છે, શુદ્ધ અને મૌલિક વિચાર છે. એ ગ્રંથ એક વતંત્ર રચના છે. જ્ઞાનેશ્વરી એ મરાઠી સાહિત્યનો પ્રથમ મને ઉત્તમ કોટિનો ગ્રંથ છે. દેશની બીજી ભાષાઓમાં ણ જ્ઞાનેશ્વરીનું સ્થાન ઘણું ઊંચું છે. પ્રો. આર. ડી. ાનડે ઠીક કહે છે કે ઉપમાઓની દૃષ્ટિએ. ભાષાના સૌંદર્યની દૃષ્ટિએ, જ્ઞાન, ધ્યાન અને ભક્તિની નજરે, જ્ઞાનેશ્વરી અજોડ છે. કાવ્યની શૈલી, ભાષાનું માધુર્ય, જ્ઞાનની દૃષ્ટિ એ બધું જ્ઞાનેશ્વરીમાં છે એવું બીજા કોઈ ગ્રંથમાં નથી.

આળંદીમાં જ્ઞાનેશ્વર મહારાજનું મંદિર બાંધ્યુ છે, એમાં ત્રણ પ્રવેશદ્વાર રાખ્યાં છે. એક દ્વાર નિઝામ સરકારના દીવાન ચંદુલાલે બાંધ્યુ છે, બીજાં બે ગાયકવાડ અને શિંદેએ બાંધ્યાં છે. એમની સમાધિ આગળ વિઠોબા અને રખુમાઈની પ્રતિમાઓ મૂકી છે. આ ઉપરાંત આળંદીમાં એક દીવાલ છે તે પણ એમના ભક્તજનોથી પૂજાય છે. કહે છે કે એક વાર વાઘ ઉપર સવારી કરીને ચાંગદેવ–

સપ્તશૃંગિના પર્વત ઉપર આવી ચઢયા. ત્યાં ચૌરંગી નામના પુરુષના હાથ-પગ ભાંગી ગયેલા જોયા. એને સાજો કરીને દીક્ષા આપી અને ગોરક્ષનાથ નામ પાડ્યું. એના શિષ્ય ગહિનિનાથ, એના શિષ્ય નિવૃત્તિનાથ અને એના શિષ્ય તે જ્ઞાનેશ્વર.

કહે છે કે નાથ સંપ્રદાય આદિનાથે પ્રવર્તાવ્યો છે. એ બીજા કોઈ નહિ પરંતુ ભગવાન શંકર પોતે જ છે. આદિનાથ પછી મત્સ્યેન્દ્રનાથ થયા અને નાથ સંપ્રદાયમાં એ સૌથી વધારે જાણીતા આચાર્ય છે. એમને અવલોકિતેશ્વરના અવતાર માને છે. એમને મીનાનાથ પણ કહે છે. કૌલમાર્ગના એ મોટા સંત ગણાય છે. એમનો મહિમા એટલો બધો છે કે હિંદુસ્તાનના બધા જ પ્રાંતોમાં મત્સ્યેન્દ્રનાથ થયાનું સંભળાય છે. એમના ગુરુબંધુ તે જાલંધરનાથ અને મુખ્ય શિષ્ય તે ગોરક્ષનાથ. એમના વિષે એટલી બધી માન્યતાઓ પ્રચલિત છે કે એમની મૂળ જગ્યા કઈ તે નક્કી કરવું મુશ્કેલ છે. નેપાળમાં દરબાર લાઇબ્રેરીમાં મત્સ્યેન્દ્રનાથે રચેલા ઘણા ગ્રંથો જળવાયા છે.

ગોરક્ષનાથ વિષે પણ ઘણા પ્રાંતોનો દાવો છે કે એ ગુરુ એમના પ્રાંતમાં થયા હતા. એમ જણાય છે કે એ સમર્થ મહાયોગી દસમા સૈકામાં થયા. એક માન્યતા એવી છે કે સૌરાષ્ટ્રમાં ગોરખમઢીમાં રહેતા હતા. બંગાળ અને પંજાબમાં પણ આવાં સ્થળો છે.

નાથ સંપ્રદાય ઉપરાંત જ્ઞાનેશ્વર ઉપર ઉપનિષદો, ગીતા, ભાગવત, આચાર્ય ગૌડપાદ અને શંકરાચાર્યનો

## ૩૦ : પૈઠણ

**ગોદાવરી** નદીને જમણે કાંઠે ઔરંગાબાદથી ૨૮ માઈલ દૂર પૈઠણ ગામ ૧૯°–૩૯′ ઉત્તરે અને ૭૫°–૨૬′ પૂર્વે આવ્યુ છે. એ પુરાતન નગર છે. ટૉલેમીએ એને પૈઠાણા અથવા બૈઠાણા કહ્યું છે. પેરિપ્લસના લેખકે પણ એવું જ નામ કહ્યું છે. એ યવન વેપારી હતા, કદાચ મિસરના ગ્રીક રહેવાસી હશે. એમણે ભારતની અંદરનો અને પરદેશો સાથેનો વેપાર કેવો હતો તે વિષે પેરિપ્લસ નામનું પુસ્તક લખ્યું છે. પહેલી સદીના પાછલા ભાગમાં એણે ભારતનો પ્રવાસ કર્યો હતો. એમણે ભારતમાં મુખ્ય બંદરોનાં નામ ગણાવ્યાં છે તેમાં બેરીગાઝા અથવા ભૃગુ-કચ્છ (હાલનું ભરુચ)ને પ્રથમ પંક્તિનું મોટું બંદર ગણ્યુ છે. એમણે પ્રતિષ્ઠાન અથવા પૈઠણ, ટગર અથવા ટેર, સુર્પારક અથવા સોપારા અને કલ્યાણનો ઉલ્લેખ પણ કર્યો છે.

ભારતીય માન્યતા મુજબ ઔરંગાબાદ પાસે આવેલુ પૈઠણ તે સતવાહન રાજાઓનું પાટનગર હતું. ટૉલેમીના ગ્રંથમાં બૈઠાણા અથવા પ્રતિષ્ઠાન એ સિરિટોલેમિઓસ અથવા ગૌતમીપુત્ર શાતકર્ણીના પુત્ર શ્રી પુલુમાવીની રાજ-ધાની હતી. આ મુજબ ભારતીય માન્યતા ટૉલેમીની સાથે મળતી આવે છે. એમણે એ પણ જણાવ્યુ છે કે માળવામા ઓઝેની અથવા ઉજ્જયિની એ ટિઆસ્ટેનીસ અથવા ચસ્થા-નાની રાજધાની હતી.

મૌર્યસામ્રાજ્ય વિલીન થયુ તે પછી સુગ વંશના દશ રાજાઓ થયા. એમણે ૧૧૨ વર્ષ લગી રાજ્ય કર્યું. છેલ્લા સુગરાજા દેવભૂતિને હરાવીને એમના મંત્રી વસુદેવે

કણ્વ અથવા કણ્વાયન વંશ ચાલુ કર્યો, એમાં ચાર રાજાઓએ ૪૫ વર્ષ લગી રાજ્ય કર્યું. એનો છેલ્લો રાજા સુસર્મણ આંધ્રના સંસ્થાપક શિમુકના હાથે હાર્યો. એ પછી નવો સતવાહન વંશ ચાલુ થયો. એમાં શિમુકે ૨૩ વર્ષ લગી રાજ્ય કર્યું. શિમુકે ઈ. સ. પૂર્વેની પહેલી સદીના ઉત્તરાર્ધમાં કણ્વરાજાને હરાવ્યા એ ઘટના વિષે અન્ય શિલાલેખોનો આધાર મળે છે. સતવાહનોના વંશને આંધ્ર અથવા આંધ્રભૃત્ય પણ કહ્યા છે. આ વંશમાં પ્રસિદ્ધ રાજા શાલીવાહન થયા એમ મનાય છે. એમના નામથી શક સંવત્સર શરૂ થયો. સતવાહન રાજાઓનાં પરાક્રમો એકમેકમાં ભળી જઈને એ સર્વેનો યશ એકલા શાલીવાહન રાજાને મળ્યો છે. એમના રાજ્યકાળમાં પ્રજા સુખી હતી, સમૃદ્ધિ ઘણી વધી હતી. આથી અનેક કથાઓનો સંગ્રહ થયો છે.

પૈઠણનગરના કુંભારના ઘરમાં રહેવા માટે બે ભાઈઓની સાથે એક બ્રાહ્મણકન્યા આવી. એક વાર એ ગોદાવરી નદીમાં સ્નાન કરવા ગઈ ત્યારે ત્યાંના રાજા શેષની એના ઉપર દૃષ્ટિ પડી. એ બન્ને વચ્ચે અનુરાગ વધ્યો. એમનો જે પુત્ર થયો તે શાલીવાહન. શાલીવાહનનો બાલ્યકાળ કુંભારને ત્યાં વીત્યો.

ઉજ્જયિનીના રાજા વિક્રમાદિત્યનું કોઈકે ભવિષ્ય ભાખેલું કે તારું મૃત્યુ બ્રાહ્મણકન્યાના પુત્રથી થશે. એમણે વેતાળને આજ્ઞા કરી કે આવો કોણ છે તેની ભાળ કાઢો. વેતાળ ફરતા ફરતા પૈઠણ આવ્યા અને શાલીવાહનને શોધી કાઢ્યો. આ ઉપરથી વિક્રમાદિત્યે પૈઠણ ઉપર ચઢાઈ

કરી. પરંતુ શાલીવાહન પાસે ચમત્કારી શક્તિ હશે એટલે વિક્રમ જેવા રાજાનું પણ કાંઈ વળ્યું નહિ.

આ કથા વિષે બીજો મત છે કે, આ યુદ્ધ જીતનારા શાલીવાહન નહોતા, પરંતુ વશિષ્ઠપુત્ર પુલુમયિ હતા. એમણે તેમ જ એમના પિતા ગૌતમીપુત્ર શતકર્ણીએ શક લોકોને હાંકી કાઢ્યા એટલું જ નહિ પરંતુ ઉજ્જયિનીમાં ચસ્થાન અથવા જયદામન અને રુદ્રદામન રાજ્ય કરતા હતા તેમની સાથે યુદ્ધ કર્યું. સતવાહન અને શાલીવાહન તો શક પ્રજાના દુશ્મન હતા. વશિષ્ઠપુત્ર શતકર્ણી એ શ્રી પુલુમયિના ભાઈ હતા. એમણે રુદ્રદામન પહેલાની કન્યા સાથે લગ્ન કર્યું. આ રીતે શાલીવાહન અને શક વચ્ચે સંબંધ થયો અને બન્ને એકરૂપ બની ગયા.

સતવાહન રાજાના એક પ્રધાન તે ગુણાઢ્ય. એમણે પૈશાચી ભાષામાં બૃહત્કથા નામનો ગ્રંથ લખીને ઘણી કીર્તિ મેળવી છે. કણાભૂતિ નામના એક ભૂત પાસેથી ગુણાઢ્યે કથાઓ જાણી એવી રીતની એની રચના કરી છે. આ કથાઓ રક્ત વડે લખાયેલી હોવાથી શાલીવાહને એ ગ્રંથ સ્વીકાર્યો નહિ. પરંતુ પાછળથી એમને ખબર મળી કે એ વાર્તાઓ ઘણી રસિક છે તેથી એમણે એ મેળવવાની ઇચ્છા જણાવી. પરંતુ ત્યારસુધીમાં એ ગ્રંથના છ ભાગ તો ગુણાઢ્યે બાળી મૂક્યા હતા, માત્ર એક જ ભાગ બચ્યો હતો અને એ ગ્રંથ રાજાએ મેળવી લીધો.

આવી એક બીજી કથા છે. એક વાર શાલીવાહન રાજા તળાવમાં એમની રાણીઓ સાથે સ્નાન કરતા હશે અને એમના ઉપર પાણી ઉડાડતા હશે ત્યારે એક સ્ત્રીએ એમને વાર્યા. કહ્યું, मोदकैः परिताडय माम् ।–મને પાણી

વડે મારશો નહિ. રાજાએ એનો અવળો અર્થ કર્યો. એમણે તરત જ મોદક મંગાવ્યા અને એના પ્રહાર કર્યા! આ ઉપરથી રાણીએ રાજાની મૂઢતા વિષે હાંસી ઉડાવી. રાજાએ વ્યાકરણ તરત જ શીખી લેવાનું નક્કી કર્યું. અને ગુણાઢ્ય તથા સર્વવર્મન નામના બે મંત્રીઓ એ કામે લાગ્યા. ગુણાઢ્યે કહ્યું કે વ્યાકરણ શીખતાં છ વર્ષ લાગશે, બીજાએ કહ્યું કે ભગવાન કાર્તિકેયની કૃપા માગીને છ માસમાં હું શીખવી દઈશ.

કહે છે કે કાર્તિકેયની સમક્ષ સર્વવર્મન્ સૂત્રો બોલતા જાય. એમ કાતંત્ર વ્યાકરણ ઝપાટાબંધ તૈયાર થઈ ગયું. એ વ્યાકરણ સારું હોવા છતાં પાણિનિના વ્યાકરણની તોલે આવી શક્યું નહિ.

શિમુક પછી કૃષ્ણ ગાદીએ આવ્યા. એમણે ૧૮ વર્ષ લગી રાજ્ય કર્યું. એમના પુત્ર શતકર્ણી પહેલા તરીકે ઓળખાયા. એમણે અશ્વમેધ યજ્ઞ કર્યો. એમના મૃત્યુ પછી શક લોકોની ચઢાઈ આવી. પરંતુ ગૌતમીપુત્ર શતકર્ણીએ પરાક્રમ દાખવ્યું. છેક માળવાથી તે દક્ષિણમાં કર્ણાટક સુધી એમના રાજ્યનો વિસ્તાર હતો. એમણે શક (સિથિયન), યવન (ગ્રીક) અને પહ્લવ (પાર્થીઅન) લોકોને હરાવી હાંકી કાઢયા.

ગૌતમીપુત્ર શતકર્ણીનો પુત્ર તે વશિષ્ઠપુત્ર પુલુમયિ. એમણે પ્રતિષ્ઠાન અથવા પૈઠાણમાં રાજધાની સ્થાપી. એમના સમયમાં ઉત્તર કાનડામાં વૈજયન્તી અને ગંતુર જિલ્લામાં અમરાવતી એ શહેરો ઘણાં આબાદ થયાં હતાં. લગ્નસંબંધ થયો હતો તેમ છતાં, રુદ્રદામન પહેલાએ દક્ષિણ ઉપર ચઢાઈ કરી. સતવાહન રાજાઓમાં છેલ્લા પરાક્રમી રાજા શ્રી યજ્ઞ શતકર્ણી હતા.

ઈ. સ. ૭૮ ના વર્ષથી શક સંવત્સર ચાલુ થયો છે. એ કયા રાજાએ ચાલુ કર્યો તે વિષે વિદ્વાનોમાં મતભેદ છે. કેટલાક માને છે કે કોઈ સિથિયન રાજાના રાજ્યાભિષેક પ્રસંગની યાદગીરીમાં શક સંવત્સર ચાલુ થયો. કનિષ્કનો સમય ચોક્કસ થઈ શકયો નથી. કોઈ માને છે કે ઈ. સ. ૭૮ માં થયા અને એમણે શક ચાલુ કર્યો. વિક્રમ સંવત વિષે પણ મતભેદ છે. એ ઈ. સ. પૂર્વે ૫૬ માં ચાલુ થયો. પરંતુ એ વિષે કેટલોક મતભેદ છે.

ઉજ્જયિનીના ગર્દભિલ્લ રાજાના પુત્ર તે વિક્રમાદિત્ય એમ જૈનોનું માનવું છે. એમણે ૧૩ વર્ષ લગી રાજ્ય કર્યું. પરંતુ કાળકાચાર્યની બહેન ઉપર બળાત્કાર કર્યો તેથી એ આચાર્ય શક રાજા શાહી પાસે જતો રહ્યો અને એમની મદદ મેળવી ગર્દભિલ્લને હરાવ્યો. પાછળથી એ આચાર્ય પ્રતિષ્ઠાન પહોંચ્યા અને સતવાહન રાજાને મળ્યા. વિક્રમે ઉજ્જયિનીનો ફરીથી કબજો મેળવી લીધો અને ૬૦ વર્ષ લગી રાજ્ય કર્યું. એમણે પોતાના નામનો સંવત્સર શરૂ કર્યો. એમના પછી ચાર વંશજો ગાદી ઉપર આવ્યા. વિક્રમ સંવત ચાલુ થયા પછી ૧૩૫ વર્ષે શકોએ ફરીથી હુમલો કર્યો. અને વિક્રમના વંશજોને હાંકી કાઢી રાજ્યનો કબજો મેળવ્યો. આ કથામાં ઐતિહાસિક સત્ય જણાય છે.

પૈઠણના લોકોને પેઠનિક કહેતા શાલીવાહનના સમયમાં પૈઠણ, નાસિક વગેરે ગામોનો વેપાર સારો ખીલ્યો હતો. પાછળથી રાજધાની ખસેડીને દેવગઢમાં લઈ ગયા એટલે પૈઠણની જાહોજલાલી ઓછી થઈ. ઈ. સ. ૧૨૯૫ માં દેવગઢ મુસલમાનોના હાથમાં ગયું.

પૈઠણની કીર્તિ વિદ્યાના કેન્દ્ર તરીકે સારી ફેલાઈ

હતી. જ્ઞાનેશ્વર મહારાજ અને એમના ભાઈઓને પૈઠણના બ્રાહ્મણોએ શુદ્ધિપત્ર આપ્યું હતું. એ સમયે ધર્મશાસ્ત્રના કર્તા હેમાદ્રિની ખ્યાતિ ઘણી ફેલાઈ હતી. મહાદેવ અને રામચંદ્ર રાજાના અમલમાં એ મંત્રી હતા. ધર્મશાસ્ત્રનો સંક્ષેપ ચતુર્વર્ગ ચિંતામણિનો ગ્રંથ પણ એમણે ચાર ભાગમાં લખ્યો હતો. એમના શિષ્ય બોપદેવ પણ લેખક તરીકે સારા જાણીતા હતા. એમણે હરિલીલા નામનો ગ્રંથ રચ્યો. એ ગ્રંથ ભાગવતનો સંક્ષેપ છે. વૈષ્ણવ સિદ્ધાંતો વિષે એમણે મુક્તાફળ નામનો ગ્રંથ રચ્યો છે. હેમાદ્રિ સરકારી પત્રો અને દસ્તાવેજોનું કામ સંભાળતા. એમણે મોડી લિપિ ચાલુ કરી હતી.

મહારાષ્ટ્રના સંતોમાં એકનાથનું નામ ઘણું લોકપ્રિય અને જાણીતું છે. એ સંત પૈઠણના હતા. એ સોળમા સૈકામાં થયા. ગુરુ જનાર્દન સ્વામી પાસેથી જ્ઞાનેશ્વરી અને અમૃતાનુભવ શીખ્યા. ગુરુ પાસેથી એમણે વિઠ્ઠલનો મંત્ર લીધો હતો. ગુરુની આજ્ઞા હતી કે વર્ણ કે જાતિનો ભેદભાવ રાખ્યા વિના સૌને જમાડજો. એમણે યોગસાધના કરી હતી અને કૃષ્ણદર્શન પામ્યા હતા. ચતુઃશ્લોકી ભાગવત ઉપરનું ભાષ્ય તે એમણે રચેલો પહેલો ગ્રંથ હતો. ભાગવતના એકાદશમા સ્કંધ ઉપર એમણે વિસ્તૃત ભાષ્ય રચ્યું, અને વારકરીઓએ એને પ્રસ્થાનત્રયીમાં સ્થાન આપ્યું છે. એમનાં બીજાં બે પ્રસ્થાનોમાં જ્ઞાનેશ્વરી અને તુકારામની ગાથાઓ છે. શકે ૧૫૦૬ માં એમણે જ્ઞાનેશ્વરીની શુદ્ધ આવૃત્તિ પ્રગટ કરી. ઈ. સ. ૧૫૯૯ માં પૈઠણમાં એમણે દેહ છોડ્યો. એમના ઉચ્ચ ગુણો વિષે અનેક કથાઓ પ્રચલિત છે. ધૈર્ય, વિનય, અક્રોધ અને અનન્ય ભક્તિ માટે એકનાથને મહારાષ્ટ્રમાં ઘણા જણ સંભારે છે.

પૈઠણમાં નારાયણ ભટ્ટનું કુળ ખ્યાતિ પામ્યું. એ કુળમાં પહેલી ખ્યાતિ મેળવનાર ગોવિંદ હતા. એમનું ગોત્ર વિશ્વામિત્રી હતું. એમના પુત્ર રામેશ્વર મીમાંસા, વ્યાકરણ અને દર્શનમાં સારી રીતે પ્રવીણ હતા. એમના ત્રણ પુત્રોમાં નારાયણ મોટા હતા અને કુળદીપક પણ હતા. એમણે ઘણા ગ્રંથો લખ્યા છે. વારાણસીમાં ભગવાન કાશીવિશ્વેશ્વરના મંદિરનો જીર્ણોદ્ધાર કરવાની પરવાનગી એમણે બનારસના મુસ્લિમ સુબા પાસેથી મેળવી હતી, તેથી એ જગદ્ગુરુ કહેવાયા. એ મહાવિદ્વાન હતા અને એમનો આધાર ઘણી વાર લેવામાં આવે છે. એમને ત્રણ પુત્રો હતા: રામકૃષ્ણ, શંકર અને ગોવિંદ. રામચંદ્રના ત્રણ દીકરા હતા: દિનકર, કમલાકર અને લક્ષ્મણ. દિનકર અને કમલાકર બંને મીમાંસા અને ધર્મશાસ્ત્રના સારા જાણકાર હતા. એ વિષય ઉપર એમણે ગ્રંથો લખ્યા છે. શંકરને ચાર પુત્રો હતા: રઘુનાથ, દામોદર, નૃસિંહ અને નીલકંઠ. નારાયણ ભટ્ટ પછી આ કુળમાં કમલાકર અને નીલકંઠ ઘણા તેજસ્વી લેખકો થયા. દિનકરને વિશ્વેશ્વર નામનો પુત્ર હતો, એ ગગાભટ્ટના નામે ઓળખાયો. મરાઠા સામ્રાજ્યના સંસ્થાપક છત્રપતિ શિવાજીના રાજ્યાભિષેક વખતે ઉપાધ્યાયના પદ ઉપર આ ગગાભટ્ટ હતા. આમ પૈઠણના નારાયણ ભટ્ટના કુળમાં સારા વિદ્વાનો થયા, લેખકો થયા અને ઉપાધ્યાયો થયા.

આમ ઘણા લાંબા કાળ લગી પૈઠણમાં રાજસત્તાનું કેન્દ્ર રહ્યું, વેપારનું કેન્દ્ર રહ્યું અને વિદ્યાનું કેન્દ્ર રહ્યું. હાલનું પૈઠણ તો જૂના નગરનો નાનો શો ભાગ જ છે. એના પૂર્વભાગમાં પુરાણા પૈઠણના અવશેષો જણાયા છે. પૈઠણમાં એકનાથનું મંદિર છે, એમ બીજાં પણ ઘણાં મંદિરો છે.

## ૩૧ : નાલંદા

**નાલંદાના** મૂળ સ્થાન વિષે કનિંગહામ નામના વિદ્વાન સંશોધકે નિર્ણય બાંધ્યો છે કે જ્યાં હાલમાં બારાગાંવ છે તે જ પ્રાચીન સમયનું નાલંદા છે. એ સ્થળ ૨૫°–૮' ઉત્તરે અને ૮૫°–૨૬' પૂર્વે, બિહારમા રાજગીરથી સાત માઈલ ઉત્તરે છે. નાલંદાની વિખ્યાત વિશ્વવિદ્યાપીઠમાં ચીની યાત્રી હ્યુએન–ત્સાંગ પાંચ વર્ષ લગી ભણવા રહ્યા હતા. એ યાત્રી ભારતમાં ઈ. સ. ૬૨૯ થી ૬૪૫ સુધી રહ્યા. એમણે નોંધ્યું છે કે નાલંદાની ભૂમિ ખરીદવા માટે ૫૦૦ વેપારીઓએ દસ કોટિ સુવર્ણમુદ્રાઓ ભેગી કરી હતી અને પાવારિકના આમ્રવનમાં બુદ્ધ ઉપદેશ કરતા હતા ત્યારે એ એમને સમર્પણ કરી હતી.

ઈ. સ. પૂર્વે ચોથા–પાંચમા સૈકાથી પ્રાચીન ગ્રંથોમાં નાલંદાનો ઉલ્લેખ થતો જણાય છે. માન્યતા એવી છે કે ત્યાં બુદ્ધ પણ ગયેલા અને મહાવીર પણ ગયેલા. નાલંદામાં મહાવીર ચૌદ ચાતુર્માસ રહ્યા હતા અને એ સ્થળે ગોશાલાને મળ્યા હતા. એમ મનાય છે કે રાજગૃહનું એક ઉપનગર તે નાલંદા. ત્યાં બૌદ્ધ વિદ્વાન સાધુ સારિપુત્તનો જન્મ થયો હતો. અને સારિપુત્તની પવિત્ર યાદગીરીમાં સમ્રાટ અશોકે નાલંદાના ચૈત્યમાં પૂજાવિધિ કર્યો હતો તેમ જ એક ચૈત્ય બાંધીને તેમાં ઉમેરો કર્યો હતો. જો કે નાલંદાના ઇતિહાસમાં બુદ્ધ અને મહાવીરનાં નામ સંકળાયેલાં છે તોપણ ત્યાં આગળ જે ખોદકામ થયું છે તેમાં ગુપ્તકાળ પહેલાંના સમયના અથવા ખ્રિસ્ત પહેલાંના સમયના કોઈ અવશેષો મળ્યા નથી.

નાગાર્જુન અને એમના શિષ્ય આર્યદેવ બંનેએ એમના જીવનનાં ઘણાં વર્ષો નાલંદામાં વીતાવ્યાં. નાગાર્જુન ઈસવી સનના ચોથા સૈકામાં થયા. નાગાર્જુનના એક સમકાલીન બ્રાહ્મણ સુવિષ્ણુએ નાલંદામાં ૧૦૮ મંદિરો બંધાવ્યાં હોવાનું કહેવાય છે. ચોથા સૈકામાં તો નાલંદાની ખ્યાતિ ઘણા દેશોમાં ફેલાઈ ચૂકી હતી.

હુએન-ત્સાંગ અને ફા-હ્યાને પણ નોંધ્યુ છે કે સારિપુત્ત નામના બુદ્ધના પટ્ટશિષ્યનું જન્મસ્થાન નાલંદામાં હતું. એમનું નિર્વાણસ્થાન પણ એટલામાં જ મનાય છે. બુદ્ધના બીજા પટ્ટશિષ્ય મહામોગ્ગલાનનું જન્મસ્થાન પણ નાલંદાથી દોઢેક માઈલના અંતરે હતું એમ મનાય છે. કહે છે કે નાલંદાના આચાર્ય શાંતિરક્ષિતના શિષ્ય પદ્મસંભવ હતા. ઈ. સ. ૭૪૭માં તિબેટના રાજાની વિનતિથી એ નાલંદાથી તિબેટ પહોંચ્યા અને ત્યાં લામા ધર્મગુરુઓની પરંપરા ચાલુ કરી. છઠ્ઠા સૈકા લગીમાં નાલંદાની કીર્તિ એટલી બધી ફેલાઈ હતી કે જુદા જુદા દેશોમાંથી વિદ્યાર્થીઓ ત્યાં પ્રવેશ મેળવવા અધીરા થતા. ખાસ કરીને બૌદ્ધધર્મના જ્ઞાન અંગે આ વિદ્યાપીઠ ઘણી જાણીતી હતી. હુએન-ત્સાંગ આ વિદ્યાપીઠમાં પાંચ વર્ષ લગી રહ્યા અને ઈ-ત્સીંગ નામના બીજા ચીની યાત્રીએ ત્યાં દસ વર્ષ લગી અભ્યાસ કર્યો, એમાં સંસ્કૃત અને પાલી બંને ભાષાઓ શીખી લીધી અને બૌદ્ધ ગ્રંથોની જોડે બ્રાહ્મણગ્રંથો પણ શીખી લીધા.

નાલંદા શબ્દના અર્થ વિષે ચીની યાત્રી હુએન-ત્સાંગે પ્રકાશ નાખ્યો છે. એમણે જણાવ્યું છે કે ભગવાન બુદ્ધના પૂર્વજન્મનું આ ટૂંકુ નામ હતું. એનો અર્થ હતો ના

અલંદા–આપવામાં જેને સંતોષ થતો જ નથી તે. નાલંદાની વિદ્યાપીઠ પાસે પણ આપવા માટે જ્ઞાન ઘણું હતું, એનો અંત નહોતો. હ્યુએન–ત્સાંગ કહે છે કે નાલંદાના છ મોટા મઠ છ રાજાઓએ બંધાવ્યા હતા. એ રાજાઓ શકાદિત્ય, બુદ્ધગુપ્ત, તથાગતગુપ્ત, બાલાદિત્ય, વજ્ર અને એક છઠ્ઠા અજાણ્યા રાજા મધ્યભારતના હતા. બુદ્ધનિર્વાણ પછી થોડા સમયમા શકાદિત્યે સંઘધર્મોની ઇમારત બાંધી હતી. એ પછી એક પછી એક છ રાજાઓએ એમાં ઉમેરો કર્યો. આખી વિદ્યાપીઠને ફરતે ઈંટોના કોટની રચના કરી હતી, એથી બહારના જગતથી આ આખી સંસ્થા કંઈક નિરાળી રહી શકતી હતી.

નાલંદાની પાસે બે સરોવરો છે. વિદ્યાપીઠની રચના વ્યવસ્થિત અને સુંદર રીતે થઈ છે. ચારે દિશામાં ઊંચા પેગોડા ઘાટનાં શિખરો હતાં. શિક્ષણના મોટા ખંડ, ચર્ચા-સભાના ખંડ, મંદિરો, સ્તૂપો, ગુરુ અને વિદ્યાર્થીઓને સાથે રહેવાનાં સ્થળો વગેરે સરોવરની ફરતે બાંધવામાં આવ્યાં હતાં. બૌદ્ધધર્મના ગુરુઓ અને પ્રચારકો માટે ચાર ચાર માળનાં ઊંચાં મકાનો હતાં. આ વિદ્યાધામમાંથી એશિયાભરમાં બૌદ્ધધર્મ ફેલાયો. હજાર વર્ષ લગી બૌદ્ધ ધર્મના જ્ઞાનપ્રચાર માટે એ શ્રેષ્ઠ કેંદ્ર રહ્યું.

આઠમા સૈકામાં રાજા યશોવર્મને શિલાલેખ કોતરાવ્યો છે. એમાં નાલંદાનું વર્ણન કર્યું છે. હ્યુએન–ત્સાંગના વર્ણન સાથે એ મળતું આવે છે. કહે છે કે વિદ્યાપીઠની ફરતે ઊંચી દીવાલ હતી. એક મોટું પ્રવેશદ્વાર હતું ત્યાંથી વિદ્યાભવનમાં પ્રવેશ થઈ શકતો. નાલંદાના સંઘારામ ઊંચા ને ભવ્ય હતા. એનું સ્થાપત્ય બહુ ઉમદા પ્રકારનું હતું.

એ સંપૂર્ણ કલાકૃતિઓ ગણાતી સમ્રાટ હર્ષ (ઈ સ ૬૦૬ થી ૬૪૦)ના સમયમા નાલંદાની ખ્યાતિ પૂર્ણકળાએ પહોચી હતી મહાયાન શાખાનુ આ સૌથી મોટુ કેંદ્ર બની ગયુ હતુ

નાલંદામા થયેલા ખોદકામોમા એક મુખ્ય મંદિર જણાયુ છે એની પાસે બીજા પણ મંદિરો છે બધા એક હારમા છે દક્ષિણથી ઉત્તર એ દિશામા બાંધ્યા છે મુખ્ય મંદિરનો ઘાટ ચોરસ છે અને દક્ષિણ તરફને છેડે છે, એમા સાત વખત અભિવૃદ્ધિ થઈ હોય એમ જણાય છે આ મંદિરોમા બુદ્ધમૂર્તિની પૂજા થતી હતી આ મંદિરોના પૂર્વ ભાગમા લંબચોરસ વિસ્તારમા આઠ મઠ છે, એમા વિદ્યાર્થીઓને રહેવા નાના ખંડોની રચના છે પથ્થરના શિલ્પો, માટીકામના પાત્રો, કાસાની મૂર્તિઓ, મઠની મહોરો, ગુપ્ત અને પાલ રાજાની રાજ્યમુદ્રાઓ વગેરે અવશેષો ઘણી મોટી સંખ્યામા પ્રાપ્ત થયેલ છે કુમારગુપ્ત, નરસિંહગુપ્ત, શશાંક, મિહિરભોજ અને ગોવિંદચંદ્ર રાજાના ચલણી સિક્કા પણ ત્યાથી મળ્યા છે

હ્યુએન-ત્સાગે જણાવ્યુ છે કે વિદ્યાપીઠના નિભાવ માટે રાજાઓએ બક્ષિસ કરેલા ૧૦૦ જેટલા ગામોની આવક મળતી હતી ઇ-ત્સીંગ વળી ૨૦૦ ગામ જણાવે છે રાજા પૂર્ણવર્માએ ભગવાન બુદ્ધની ૮૦ ફૂટ ઊંચી ઊભી તામ્રમૂર્તિ નાલંદાને ભેટ કરી હતી હ્યુએન-ત્સાગ કહે છે કે આ સ્થળે ૧૦,૦૦૦ની વસ્તી હતી, એમા ૮,૫૦૦ વિદ્યાર્થીઓ હતા અને ૧૫૦૦ શિક્ષકો અને અધ્યાપકો હતા શિક્ષણ વિના મૂલ્યે અપાતું એ ઉપરાંત વિદ્યાર્થીઓને કપડા, જમવાનુ, પથારી અને ઔષધ વિનામૂલ્યે અપાતા વિદ્યાપીઠમા

પ્રવેશ મેળવવો સહેલો નહોતો. સારા વિદ્યાર્થીઓ જ એમાં સ્થાન મેળવી શકતા. અનુસ્નાતક વર્ગોના શિક્ષણ માટે ત્યાં ખાસ પ્રબંધ હતો. એ ઉપરાંત ત્યાં શંકાઓનાં સમાધાન મેળવી શકાતાં. ચર્ચા અને વિવાદ ચાલતા, અને પ્રવચનો કરવાની કળા ખાસ શીખવવામાં આવતી. એના શિક્ષણનું ધોરણ એટલું ઊંચું હતું કે, જો કોઈ માણસ નાલંદા વિદ્યાપીઠનો વિદ્યાર્થી છું એમ જૂઠું કહીને પણ બહાર વાત કરતો, તોપણ એનું ઘણું બહુમાન થતું. ત્યાં પ્રવેશ ઇચ્છનારા વિદ્યાર્થીઓની ઘણી ભીડ રહેતી, અને માત્ર ૨૦ ટકા જ વિદ્યાર્થીઓ પ્રવેશ મેળવવામાં સફળ થઈ શકતા. આમ છતાં ૧૦,૦૦૦ ની વિદ્યાવસ્તી તો કાયમ રહેતી.

ઇ-ત્સીંગ કહે છે કે પંદર વર્ષના વિદ્યાર્થીને વૃત્તિ-સૂત્રનો અભ્યાસ શરૂ કરાવતા તે પાંચ વર્ષે પૂરો થતો. એ પછી બેત્રણ વર્ષ લગી એ વિદ્યાર્થી તત્ત્વવિદ્યાનો અભ્યાસ નાલંદામાં કે વલ્લભીમાં કરતો. વિદ્યાર્થીની મેધા અને એનું શીલ ઘણાં ઊંચા પ્રકારનાં હતાં. અધ્યાપક વર્ગના ૧૫૦૦માંથી હજાર જણ તો એવા પારંગતો હતા કે સૂત્રો અને શાસ્ત્રોના વીસ સમૂહો વિષે શીખવી શકતા. પાંચસો જણ ત્રીસ સમૂહોનું જ્ઞાન ધરાવતા અને દસેક જણને આવા પચાસ સમૂહોનું જ્ઞાન કંઠાગ્રે હતું. આ છેલ્લા વિશિષ્ટ ગુરુઓમાં હુએન-ત્સાંગની ગણના થઈ હતી.

નાલંદામાં ઘણી વિદ્યાઓ શીખવતા. બૌદ્ધધર્મ વિષે શીખવતા તેમજ બ્રાહ્મણધર્મ વિષે પણ શીખવતા. વિજ્ઞાન અને જ્ઞાન બંને શીખવતા. ધાર્મિક અને વ્યાવહારિક બંને પ્રકારની વિદ્યા શીખવતા. વેદ, હેતુવિદ્યા, શબ્દવિદ્યા, ચિકિત્સાવિદ્યા, અથર્વવેદ, સાંખ્ય અને યોગ શીખવતા,

પાણિનિનું વ્યાકરણ અને ખગોળવિદ્યા શીખવાતાં. ટૂંકામાં તમામ ઊંચી વિદ્યાઓ શીખવવાનો નાલંદામાં પ્રબંધ હતો.

હુએન-ત્સાંગ મહાયાન શાખાના અભ્યાસી હોવા છતાં એમણે નાલંદા વિદ્યાપીઠના કુલપતિ આચાર્ય શીલભદ્ર પાસેથી યોગશાસ્ત્ર શીખી લીધું હતું. એ કાળે એ વિષયમાં એમના જેવા પારંગત બીજા કોઈ નહોતા. ઇ-ત્સીંગ હીનયાન શાખાના અભ્યાસી હતા. શીલભદ્ર પહેલાં નાલંદાના કુલપતિ ધર્મપાલ હતા. એ વિદ્યાપીઠના નામાંકિત પ્રાધ્યાપકોમાં મુખ્ય ચંદ્રપાલ, ગુણમતિ, સ્થિરમતિ, પ્રભામિત્ર. જિનમિત્ર, જિનચંદ્ર હતા. શીલભદ્રની કીર્તિ ઘણી ફેલાઈ હતી. હુએન-ત્સાંગે આ સર્વેનાં નામ નોંધ્યાં છે. એ પોતે પણ ઊંચી કોટિના વિશારદ હતા. એમની પ્રતિભાથી અંજાઈને કનોજના સમ્રાટ હર્ષ અને આસામના રાજા કુમાર એમને પોતાના પ્રદેશમાં આવવા ને વસવા વીનવતા, હરીફાઈ કરતા. ઇ-ત્સીંગ જણાવે છે કે આ વિદ્યાપીઠમાં વિદ્યાર્થીઓની પરિષદ ભરાતી અને એ લોકો કયા ખંડ કોણે વાપરવા, કોની તપાસ ચલાવવી, કોનો દંડ કરવો, કોને બરતરફ કરવા એવા વહીવટી પ્રશ્નોનો નિકાલ કરતા. નાલંદામાં વિદ્યાર્થીઓનો લોકશાહી પદ્ધતિએ કારોબાર ચાલતો. એ વિદ્યાપીઠમાં બૌદ્ધેતર ધર્મપદ્ધતિઓ શીખવવાનો પ્રબંધ હતો.

નાલંદાની વિદ્યાપીઠમાં મોટો ગ્રંથાગાર હતો. તિબેટના ગ્રંથો ઉપરથી ખબર પડે છે કે નાલંદાના ગ્રંથો ધર્મગંજ નામના સ્થળે રાખ્યા હતા. એ માટે ત્રણ જુદાં મકાનો હતાં: રત્નસાગર, રત્નોદધિ અને રત્નરંજકા. રત્નોદધિને નવ માળ હતા અને ત્યાં અલભ્ય ગ્રંથો રાખવામાં આવતા. પ્રજ્ઞાપારમિતા સૂત્ર, તાંત્રિક ગ્રંથો,

સમાજશુદ્ધ વગેરે ગ્રંથો ત્યાં રાખતા. આ ગ્રંથોની હસ્તપ્રતો વિદ્યાર્થીઓ તૈયાર કરતા અને અધ્યાપકો એની શુદ્ધિ કરતા.

મુદિતભદ્ર નામના મુનિએ નાલંદાનાં મંદિરોનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. એ પછી મગધના અમાત્ય કુક્કુટ-સિદ્ધે ત્યાં મંદિર બંધાવ્યું હતું. એ સ્થળે એકવાર ધર્મ-પ્રવચન થતું હશે ત્યારે નવા વિદ્યાર્થી ભિક્ષુઓથી અવિનય થયો અને બે તીર્થિક ભિક્ષુઓને અપમાન લાગ્યું. આથી રોષે ભરાઈને તીર્થિકો ચાલ્યા ગયા. તેઓએ બાર વર્ષ લગી સૂર્યની આરાધના કરી, યજ્ઞ કર્યો અને નાલંદાનાં બૌદ્ધ મંદિરોમાં અગ્નિ મૂકયો. એમાંથી આગ ફેલાઈ અને રત્નોદધિ ગ્રંથાગાર બળી ગયો.

દેશપરદેશના રાજાઓ નાલંદાના વિદ્વાનોને પોતાને ત્યાં પધારવા વિનવતા. ભારતીય વિદ્યાઓ અને ભારતીય વિદ્વાન સાધુઓની ત્યારે ઘણી કદર થતી. પરદેશથી યાત્રીઓ અહીં આવતા. તીર્થક્ષેત્રોનાં દર્શન કરી પાવન થતા અને વિદ્યાઓ શીખી લઈ પોતાના દેશમાં જતા અને ત્યાં ભારતીય સંસ્કૃતિ ફેલાવતા. ફા–હ્યાન, હ્યુએન–ત્સાંગ, ઈ–ત્સીંગ ઉપરાંત બીજા જાણીતા અને અજાણ્યા ઘણા ચીની યાત્રીઓ અને વિદ્યાર્થીઓ અહીં આવ્યા હતા.

તિબેટ, ચીન, મધ્ય એશિયા અને અગ્નિ એશિયામાં નાલંદાના વિદ્વાનો ધર્મપ્રચાર અર્થે પ્રવાસ કરતા, પર-દેશની ભાષામાં ભારતીય ગ્રંથો ઉતારતા. એમણે તિબેટી ભાષામાં ઉતારેલા સંસ્કૃત ગ્રંથો ત્યાં સચવાયા હતા. દેશભરના પ્રખ્યાત વિદ્વાનો નાલંદાની મુલાકાતે આવતા અને અધ્યાપનનું કાર્ય કરવા ત્યાં રોકાઈ જતા. દક્ષિણમાં-થી નાગાર્જુન અને આર્યદેવ આવ્યા હતા. રાહુલભદ્ર,

અસંગ, વસુબંધુ, દિનનાગ કાંચીથી આવ્યા હતા. ગુણમતિ અને સ્થિરમતિ વલભીથી આવ્યા હતા, ધર્મપાલ કાંચીના હતા. નાલંદામાં દેશના ઉત્તમ વિદ્વાનો પોતાની સેવાઓ આપવામાં ગૌરવ અનુભવતા.

નાલંદામાં મુખ્યત્વે મહાયાન શાખાનો બૌદ્ધધર્મ શીખવાતો. દસમા સૈકા લગીમાં એનો ઘણો વિકાસ થઈ ચૂક્યો હતો. એમાંથી ત્રણ શાખાઓ પ્રચલિત થઈ હતી: તાંત્રાયન, વજ્રાયન અને કાલચક્રાયન. બારમા સૈકામાં તુરુષ્કો આવ્યા. એમણે નાલંદા ઉપર હુમલા કર્યા. નિરપરાધ અને વિદ્યાવ્યાસંગી, વ્રતધારી અને નિઃસ્પૃહી એવા હજારો માણસોની ત્યારે કતલ ચાલી. વિદ્વાનો અને વિદ્યાર્થીઓની રક્ષા કરે એવી રાજસત્તાનું પતન થઈ ચૂક્યું હતું. આ સંહાર બખ્તિયાર ખીલજી નામના મુસલમાન સેનાપતિએ કર્યો હતો. એ સંહાર એવો ભયંકર અને નિઃશેષ હતો કે એ કર્યા પછી એમણે ગ્રંથગારોમાં લૂંટ ચલાવી, પરંતુ એ સમયે એ ગ્રંથોનો ભેદ ઉકેલી શકે એવો કોઈ માનવી એમને મળ્યો નહોતો. જે કોઈ એ ગ્રંથો ઉકેલી શકે તેવા હતા તે તમામને હણી નાખવામાં આવ્યા હતા.

આ કતલ થયા પછી નાલંદામાં શું રહે? એની ઇમારતો તોડી, મંદિરો ભ્રષ્ટ કર્યાં ને તોડ્યાં. કેન્દ્ર ગયું એટલે બૌદ્ધધર્મમાં સંકોચ આવ્યો. એનો પ્રભાવ આથમતો ગયો પરદેશીઓનાં આક્રમણો થયાં. એવાં સાંસ્કારિક આક્રમણો પણ થતાં રહ્યાં. કુમારિલ ભટ્ટ, શંકરાચાર્ય વગેરે એ હિંદુ ધર્મમાં નવો પ્રાણ ફૂંક્યો હતો. અને બૌદ્ધોએ

જે તાંત્રિકમાર્ગનો ઘણો વિકાસ કર્યો હતો તેનો અતિરેક થયો હતો એટલે તેના ઉપરથી દેશના બુદ્ધિશાળી વર્ગની શ્રદ્ધા ઊઠી ગઈ હતી.

હજાર વર્ષ લગી નાલંદાની વિદ્યાપીઠનું ચક્ર તેજસ્વી રહ્યું. એક જ સ્થળે રહીને ભિક્ષુ અધ્યાપકો અને વિદ્યાર્થી ભિક્ષુઓ વિદ્યા–વિનિમય કરતા. એમનો શિક્ષણક્રમ અમુક ધર્મ કે અમુક પ્રદેશ પૂરતો મર્યાદિત નહોતો. એનો ફલક વિશાળ હતો અને સર્વત્ર એનો સ્વીકાર થયો હતો. વિશ્વ-વિદ્યાપીઠ તરીકે એની ખ્યાતિ ફેલાઈ હતી. ઘણા દેશના બાહોશ વિદ્યાર્થીઓ ઉચ્ચ વિદ્યાઓ શીખવા નાલંદા આવતા. ઈ–ત્સીંગે કહ્યું છે કે, 'જંબુદ્વીપમાં નાલંદા એ વિદ્યાદેવીનું સૌથી ભવ્યતમ મંદિર છે.'

નાલંદામાં પુરાતત્ત્વવિભાગ તરફથી ખોદકામ થયું ત્યારે એ સ્થળેથી મળેલી પ્રતિમાઓ, ધાતુમૂર્તિઓ, મહોરો, સિક્કા. પાત્રો વગેરેનું એક સંગ્રહસ્થાન નાલંદામાં જ રાખવામાં આવ્યું છે. ઇમારતોના અવશેષોનો ઘણો ભાગ ખુલ્લો થયો છે; પરંતુ એથી વધારે ઇમારતો ભૂમિ હેઠળ ગુપ્તવાસમાં છે. એની સમીપનાં પેલાં સરોવરો આજે મોજૂદ છે. એમાં કમળો ખીલે છે. એના કાંઠે નાલંદાની નવી બૌદ્ધ વિદ્યાપીઠ ભારત સરકારે શરૂ કરી છે. એમાં અધ્યાપનનું કાર્ય કરવા બૌદ્ધ સાધુઓ પણ છે અને ભારતના પ્રોફેસરો પણ છે. એ સ્થળે રહીને શીખવા માટે જે વિદ્યાર્થીઓ ત્યાં આવે છે, તે લંકાના છે, તિબેટના છે, બ્રહ્મદેશના ને મલય દેશના છે, સિયામ અને વિયેટનામના છે. નાના રૂપમાં નવું નાલંદા પાછું શરૂ થયું છે.

## ૩૨ : વલભી

**સૌરાષ્ટ્રમાં ૨૧°–૫૨' ઉત્તરે અને ૭૧ –૫૭' પૂર્વે,** ભાવનગરથી ૨૨ માઈલ વાયવ્યે વળા નામનું ગામ છે. સંસ્કૃત અને જૈન સાહિત્યમાં એ સ્થળને વલભી કહ્યું છે. અલબેરૂનીએ જણાવ્યું છે કે સિંધના મુસલમાન રાજાએ નૌકા કાફલો મોકલ્યો અને એ લડાઈમાં વલભીપુરનો નાશ થયો હતો. સંભવ છે કે વલભીનું બંદર હશે. જો કે આજે સમુદ્ર આઘો ગયો છે. વલભી પાસેના ખડકો ઉપર દરિયાનાં મોજાંની પછાડ વાગી વાગીને નિશાનીઓ અંકાઈ ગઈ છે. માનવું જોઈએ કે વચલી ખાડી પુરાઈ ગઈ હશે.

પાંચમા સૈકામાં મગધના ગુપ્તવંશના સમ્રાટો ગુજરાત અને સૌરાષ્ટ્ર ઉપર રાજ્ય કરતા હતા, સામ્રાજ્યનો વિસ્તાર કરતા હતા. ઈ. સ. ૪૭૦ થી ઈ. સ. ૭૮૯ સુધીનાં ૩૦૦ વર્ષ લગી ગુજરાત ઉપર મૈત્રક વંશનો અમલ રહ્યો. કહે છે કે ગુપ્ત સમ્રાટના સેનાપતિ ભટ્ટાર્કે એ વંશ ચાલુ કર્યો હતો. એ સમયે ગિરિનગરમાં પર્ણદત્ત કરીને ગુપ્ત સમ્રાટના પ્રતિનિધિ હતા. એમને હરાવીને ભટ્ટાર્કે શાસન પોતાના હાથમાં લીધું હતું. ભટ્ટાર્ક અને એમના પુત્ર ધરસેન પહેલા એ બંને જણ સેનાપતિ તરીકે ઓળખાતા, પરંતુ પછી મૈત્રક વંશ ચાલુ થયો એમાં ૧૯ રાજાઓ થયા. ભટ્ટાર્કે બીજી સેનાઓ અને રાજ્યોની મદદ મેળવી હતી. એમણે વલભીપુરમાં રાજધાની રાખી. એ વંશમાં ત્રીજા રાજા દ્રોણસિંહ થયા. એમણે સેનાપતિને બદલે મહારાજનું પદ ગ્રહણ કર્યું. એમની સત્તા ઘણી વધી. કચ્છ અને સૌરાષ્ટ્ર ઉપરાંત આબુ અને આનંદપુર લગી આણ

ફરી વળી. માળવા લગી એમની હાક ગાજતી. લાટ એમની સત્તા નીચે હતું. સુરત પાસેનું કતારગ્રામ પણ એમના વશમાં હતું. મૈત્રક રાજા ધ્રુવસેન ચોથાએ ચક્રવર્તીનું પદ ધારણ કર્યું. એ રાજાઓનો રાજ્યવિસ્તાર ઘણો મોટો હતો અને ત્રણસો વર્ષ જેટલા લાંબા કાળમાં પ્રજા સુખી અને સમૃદ્ધ રહી.

મૈત્રક રાજાઓ ઉદાર હતા, સહિષ્ણુ હતા. એમના શાસનકાળમાં શૈવો, વૈષ્ણવો, બૌદ્ધો, જૈનો સૌને મનફાવતી પૂજા–ઉપાસનાની પૂરેપૂરી છૂટ હતી. સૂર્યપૂજા કરનારા લોકો પણ હતા. આ ઉદારનીતિથી પ્રજાનો સંતોષ જળવાયો અને એમના વેપાર ખીલ્યા. વલભી મોટું નગર બન્યું. ૩૦૦ વર્ષ લગી એની જાહોજલાલી ટકી. હ્યુએન–ત્સાંગે કહ્યું છે: ત્યાં વસ્તી ગીચ હતી, વૈભવ સારો હતો. કરોડ પતિનાં સો કુટુંબો હતાં. દેશપરદેશની અલભ્ય વસ્તુઓ વલભીના ખજાનામાં પુષ્કળ જથ્થામાં રહેતી, દૂરદૂરથી પણ વેપારીઓ મંગાવીને રાખતા. એના ખરીદનારા વલભીમાં હતા.

વલભી વિષે દશકુમારચરિતમાં કવિ દણ્ડી કહે છે કે, 'સૌરાષ્ટ્રમાં વલભી નામનું નગર છે, ત્યાં ગૃહગુપ્ત નામે વહાણના માલિક છે. એમનો ધનભંડાર કુબેર કરતાં પણ ચઢિયાતો છે. એમને રત્નમતી નામની એક કન્યા છે. મધુમતી નગરીના બલભદ્ર નામના એક મોટા વેપારી વલભી આવ્યા અને એ કન્યા સાથે એમણે લગ્ન કર્યું'.

વલભીના વેપારીઓ અને એમના ઐશ્વર્ય વિષે કથાસરિત્સાગરમાં પણ ઘણા પ્રસંગો મૂક્યા છે. મંજુશ્રી મૂળકલ્પ નામના બૌદ્ધ ગ્રંથમાં પણ વલભીના લોકોના નૌકાવેપાર વિષે જણાવ્યુ છે.

વલભીના રાજાઓ શિવમાર્ગી હતા. પરંતુ ધ્રુવસેન પહેલા ભાગવત હતા, ધારાપટ્ટ સૂર્યોપાસક હતા, ગુહસેનને પરમોપાસક (બૌદ્ધ) કહ્યા છે અને કોઈ શિલાલેખમાં એમને પરમમાહેશ્વર કહ્યા છે. રાજા ગુહસેનની ભત્રીજી દુદ્દા બૌદ્ધ ભિક્ષુણી થઈ હતી અને એનું બહુમાન કરવામાં આવતું. બીજા મૈત્રક રાજાઓ પરમમાહેશ્વર હતા. એમની રાજ્યમુદ્રામાં શિવના વાહન નંદીની સંજ્ઞા રાખી હતી. કોઈક રાજ્યમુદ્રામાં ત્રિશૂળની સંજ્ઞા પણ હતી. ક્ષત્રપ રાજાઓ રુદ્ર અને મહાસેનના ઉપાસકો હતા. ગુપ્ત સમ્રાટો ભાગવતો હતા. મૈત્રકો માહેશ્વરો હતા, નકુલીશે સ્થાપેલા પાશુપત મતના અનુયાયીઓ હતા. મૈત્રકોએ કરેલાં દાનશાસનનાં સવાસો તામ્રપત્રો હાથ લાગ્યાં છે, ઘણાંખરાં દાનપત્રો બ્રાહ્મણો, બૌદ્ધમઠો, મંદિરો વગેરેને અર્પણ કરેલી ભૂમિ વિષેનાં આજ્ઞાપત્રો છે.

આનંદપુર, ગિરિનગર, ઉદુંબરગહ્વર, દાસપુર, જંબુસર અને બીજાં નગરોમાંથી બ્રાહ્મણોને વલભીમાં વસાવ્યા હતા. કુમારપાળ પહેલાં સોમનાથનું મંદિર મૈત્રક રાજાઓએ બંધાવ્યું હોય એમ જણાય છે. મૈત્રક આલેખોમાં બપ્પ પાદ એવો ઉલ્લેખ ઘણી વાર આવે છે. એ શબ્દ નકુલીશના પાશુપત મતના અગ્રેસર માટે વપરાતો. કોટંમહિકા અને પાંડુરજા નામની દેવીઓ માટે દાનપત્રો કર્યાં હતાં.

ધરસેન રાજાના સમયમાં વલભીમાં ભટ્ટિકાવ્યની જાણીતી રચના થઈ હતી. મૈત્રક વંશમાં ચાર ધરસેન રાજાઓ થયા. આ કાવ્ય છઠ્ઠા સૈકાના પાછલા ભાગમાં રચાયું હશે એમ મનાય છે. કાવ્યનું નામ 'રાવણવધ' છે, પરંતુ ભટ્ટિ નામના કવિએ એની રચના કરી હોવાથી

હતું, અને એવું બીજું વલભીનું પશ્ચિમ ભાગમાં હતું. એ બન્ને વિદ્યાપીઠો સાથે ચીનની વિદ્યાપીઠોની તુલના થતી. વિદ્યાનો માનદંડ નાલંદા–વલભી હતાં. ઇ–ત્સીંગ કહે છે કે, આ સ્થળે મોટી સંખ્યામાં ભેગા થયેલા લોકો શક્ય અને અશક્ય સિદ્ધાંતોની છૂટથી ચર્ચા કરતા, અનુભવીઓના અભિપ્રાયો મેળવતા અને એ રીતે જ્ઞાન મેળવીને પોતાની કીર્તિ વધારતા.

નાલંદા મહાયાન શાખાનું કેન્દ્ર હતું. વલભી હીનયાન શાખાનું મુખ્ય ધામ બન્યુ હતું. વલભીની વિદ્યાપીઠમાં પ્રવેશ મેળવવો સહેલ નહોતો. દસમાંથી બે કે ત્રણ જણ સફળ થઈ શકતા. વલભીમાં પણ શબ્દ, ન્યાય, અભિધર્મ, શિલ્પ, ચિકિત્સા, વેદ, ઉપનિષદ, સાંખ્ય વગેરે શીખવાતાં. હ્યુએન–ત્સાંગ કહે છે કે વલભીમાં સો વિહારો હતા અને છ હજાર ભિક્ષુઓ રહેતા હતા. ત્યારે એની વિદ્યાપીઠમાં વિદ્યાર્થીઓ કેટલા બધા હોવા જોઈએ!

નાલંદા–વલભીની વિદ્યાપીઠોમાં અભ્યાસ પૂરો કરી લીધા પછી વિદ્યાર્થીઓને ભિક્ષુ થઈને રહેવાની કશી જરૂર નહોતી. એમાંના કેટલાક રાજ્યકારોબારમાં જોડાઈ જતા, કોઈ પંડિતો બનીને ગ્રંથ રચતા, કોઈ વેપાર ખેડતા, સંસારી વ્યવહારો સંભાળતા. એમાંથી પણ વિદ્વાનો નીપજ્યા હતા. બુદ્ધદાસ, વિમલગુપ્ત વગેરે આચાર્યોએ વિહારો બંધાવ્યા હતા. વ્યક્તિગત દાન થતાં રહેતાં અને મૈત્રક રાજાઓ પણ દાન આપતા. એ રીતે વિદ્યાની સેવામાં રાજા-પ્રજા બંનેનો ફાળો રહેતો. ૪૦૦ વર્ષ લગી વલભીમાં વિદ્યાનું કેન્દ્ર રહ્યું અને વલભીના વિનાશ પછી એ વિદ્યાપીઠના ગ્રંથાગારો નાશ પામ્યા.

ભટ્ટિકાવ્ય ઉપરાંત જિનસેન સૂરીએ રચેલું હરિવંશ પુરાણ નામનો ગ્રંથ ઈ. સ. ૭૮૩માં તૈયાર થયો હતો. એ ગ્રંથનો અમુક ભાગ વર્ધમાનપુર અથવા વઢવાણમાં લખાયો હતો. એ ગ્રંથના ૬૬ સર્ગ છે, એમાં વાસુદેવની લીલાનું જૈન મતાનુસાર વર્ણન છે.

મૈત્રક સામ્રાજ્યના પતન વિષે ચોક્કસ માહિતી મળતી નથી. જૈન પ્રબંધો અનુસાર વલભીના છેલ્લા રાજા શીલાદિત્ય મ્લેચ્છ સૈન્યથી હણાયા. એ આક્રમણમાં વલભી પડ્યું. એની પ્રચલિત કથા આવી છે: વલ્લભીમાં કાકુ નામના કોટ્યાધીશ હતા. એની દીકરી રત્નજડિત કાંસકી વડે વાળ ઓળતી હતી. વલભીની રાજકુમારીએ એ કાંસકી જોઈ અને એ મેળવવાની ઇચ્છા કરી. એણે ઘણો આગ્રહ કર્યો ત્યારે રાજાએ કાકુ શેઠને સમજાવ્યા. રાજા અને શેઠ બંને સમજદાર હતા; પરંતુ કાકુની દીકરીએ અને રાજાની કુંવરી બંનેએ હઠ લીધી કે કાંસકી નહિ જ આપું ને કાંસકી લીધા વિના નહિ જ રહું. બંનેની હઠમાં રાજહઠ પ્રબળ બની રહી. રાજાએ કાંસકી છીનવી લીધી. આથી કાકુને કોપ થયો. વલભીનો ત્યાગ કરી એણે મ્લેચ્છોની સેનાને વલભીમાં મોકલી, વલભીનો વિનાશ કરાવ્યો. અલબેરુની લખે છે કે રાંકા કાકુએ રાતના અંધારામાં મ્લેચ્છ સૈન્ય ઉતાર્યું. આઠમા સૈકાના અંત ભાગમાં સિંધના રાજા મનસૂરનું નૌકા સૈન્ય વલભીના બંદરે ઊતર્યું અને રાજા તેમજ રાજ્યનો વિનાશ કર્યો.

## ૩૩ : અજમેર

**અજમેર** રાજસ્થાનનું મોટું શહેર છે. ૨૬°–૨૭' ઉત્તરે અને ૭૪°–૩૭' પૂર્વે દિલ્હીથી ૨૭૫ માઈલ દૂર છે. એ ડુંગરની તળેટીમાં વસ્યુ છે. ડુંગર ઉપર તારાગઢનો કિલ્લો છે. ચારે તરફ ડુંગરો છે એ જોતાં એનું લશ્કરી મહત્ત્વ પહેલાં ઘણું હતું. એક લોકગીતમાં અજમેરની ચાર ચીજોનો મહિમા ગાયો છે: ૧. ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તીની દરગાહ, ૨. અજમેરથી સાત માઈલ દૂર આવેલું પુષ્કર સરોવર, ૩. મકરાણ આરસ અને ૪. સાંભરની મીઠાની ખાણો.

ઈ. સ. ૧૮૮૩ ના ઑકટોબરની ૩૦ મી તારીખે, ૫૯ વર્ષની વયે, આર્યસમાજના સંસ્થાપક મહર્ષિ દયાનંદ સરસ્વતી દિવાળીને દિવસે અજમેરમાં મૃત્યુ પામ્યા હતા.

અજયમેરુ, જે ડુંગર જિતાય નહિ એવો છે તે–અજમેર. એના મૂળ વિષે ઘણી લોકકથાઓ પ્રચલિત છે. કહે છે કે ચોહાણ રાજા વિશળદેવના વંશજ અજપાલે અજમેર વસાવ્યુ હતું. ભાટ લોકો કહે છે કે મહાભારતના કાળમાં (ચોહાણ) ચહમાણ રાજા અજયપાલે બંધાવ્યું હતું. ઈ. સ. ૬૮૪ માં અજમેરના રાજા વિષે ફરિશ્તામાં ઉલ્લેખ છે. એ ગ્રંથ મુજબ ઈ. સ. ૧૦૨૫ માં ગઝનીના મુહમ્મદે અજમેરને આગ લગાડી. લાસેનનું માનવું છે કે એનું મૂળ નામ અજમીઢ હતું. ઈ. સ. ૧૫૦માં ટોલેમીએ એને ગગસ્મિરા કહ્યું છે. નયચંદ્ર હમ્મીરમહાકાવ્યની રચના કરી છે. એમાં જણાવ્યુ છે કે અજયમેરુનો કિલ્લો અજયપાલ ચહમાણે બંધાવ્યો. 'પૃથ્વીરાજવિજય નામનું બીજું કાવ્ય છે.

એમાં લખે છે કે અજયમેરુના ડુંગર ઉપર રાજા અજયપાલ સ્થિર થયા અને પોતે સ્વર્ગે સિધાવ્યા તે પહેલાં અર્ણોરાજ નામના પોતાના પુત્રને ગાદી સોંપી. ગુજરાતના ચક્રવર્તી રાજા સિદ્ધરાજ જયસિંહની પુત્રી કંચનદેવી સાથે અર્ણોરાજનું બીજું લગ્ન થયું હતું. અર્ણોરાજ અથવા આનક સાથે કુમારપાળને લડાઈ થઈ હતી.

પૃથ્વીરાજ પહેલાના પુત્ર અને ગાદીવારસ તે અજયરાજ. એમણે ચાચિગ. સિંધુલ અને યશોરાજ નામના ત્રણ રાજાઓને હરાવ્યા. અને બારમા સૈકાના પ્રારંભમાં અજયમેરુ અથવા અજમેરનો કિલ્લો બાંધ્યો. અજયમેરુની જેમ રાજસ્થાન મારવાડમાં જેસલમેરુ (જેસલમીર) છે અને કુંભલમેરુ અથવા કોમલમેર મેવાડમાં છે.

અજયરાજના પુત્ર અર્ણોરાજે તુરુષ્કોને હરાવ્યા, અને પ્રસિદ્ધ અનાસાગર સરોવર બંધાવ્યું. એ સરોવર ઉપર પાંચસો વર્ષ બાદ શાહજહાંએ આરસની બારાદરી બંધાવી. અર્ણોરાજ પછી એમના પુત્ર જગદેવ આવ્યા. પરંતુ વિશળદેવ અથવા વિગ્રહરાજે એમને હાંકી કાઢ્યા. ઈ. સ. ૧૧૫૩ થી ૧૧૬૩ ના ગાળામાં એમણે ધિલ્લિકા અથવા દિલ્હી જીતી લીધું. એ સમયે દિલ્હીમાં તોમર રાજાઓ રાજ્ય કરતા હતા. એમણે હરકેલિ નાટકની રચના કરી હતી. ઈ. સ. ૧૧૬૩ ના શિવાલિક સ્તંભ ઉપર કોતરેલા લેખમાં જણાવ્યું છે કે એમણે વારંવાર મ્લેચ્છોનો વિનાશ કર્યો હતો અને આર્યાવર્તને આર્યોની ભૂમિ બનાવી હતી.

એમના પછી અપર ગાંગેય પૃથ્વીરાજ બીજા ગાદી ઉપર આવ્યા. એમના પછી સોમેશ્વર આવ્યા. તે છેલ્લા હતા.

ઈ. સ. ૧૧૭૭ માં એ મૃત્યુ પામ્યા ત્યારે પૃથ્વીરાજ ત્રીજા બાલ્યાવસ્થામાં હતા. એથી એમનાં માતા કર્પૂરદેવી રાજ્યનો વહીવટ સંભાળતાં. એમના મુખ્ય પ્રધાન કદંબવશ અને સેનાપતિ ભુવનૈકમલ્લ હતા. પૃથ્વીરાજરાસોના લેખક ચંદ બરદાઈ લખે છે કે, પૃથ્વીરાજને ઘણી રાણીઓ હતી. એમાં સૌથી નાનાં રાણી તે સંયુક્તા હતાં. કનોજના ગહડવાલ રાજા જયચંદ્રની એ પુત્રી પૃથ્વીરાજ ઉપર મોહી હતી. જયચંદ્ર અને પૃથ્વીરાજ વચ્ચે પેઢીઓનું વેર હતું, એથી સંયુક્તાનો સ્વયંવર થયો ત્યારે પૃથ્વીરાજને નિમંત્રણ ન દીધું. એટલું ઓછું હોય એમ એનું પૂતળું બનાવીને દ્વાર ઉપર રાખ્યુ, દ્વારપાળ બનાવીને એનું અપમાન કર્યું. એ સ્વયંવરમાં સંયુક્તાએ કોઈ રાજાના ગળામાં વરમાળ પહેરાવી નહિ, પણ બહાર નીકળીને દ્વાર પાસેના પૃથ્વીરાજના પૂતળાના ગળામાં વરમાળા આરોપી. લોકોના ટોળામાં છૂપા વેશે આવેલા પૃથ્વીરાજે આગળ ધસીને સંયુક્તાને ઘોડા ઉપર ઊંચકી લીધી અને ઘોડો મારી મૂક્યો. સ્વયંવરમાં ઘણા રાજાઓ હતા, એમની હાજરીમાં સંયુક્તાનું હરણ થયુ એથી જયચંદ્રને ઘણો ગુસ્સો થયો અને બંને વચ્ચે શત્રુતા વધી. આ કથા કલ્પનાના પાયા ઉપર ઘણા સમય વીત્યા બાદ રચાઈ હોય એ બનવાજોગ છે. પરંતુ લોકદષ્ટિમાં પૃથ્વીરાજ ત્રીજા એક વીર અને ટેકીલા ક્ષત્રિય નર છે. એમના પ્રત્યે લોકોમાં ઘણો આદર છે. એમને આદર્શ ક્ષત્રિય માન્યા છે.

પૃથ્વીરાજે ગુજરાતના રાજાને હરાવ્યા અને ચંદેલા રાજા પરમાંદને પણ હરાવ્યા. એમણે શાહબુદ્દીન મહંમદને

અનેક વાર હરાવ્યો અને બે વાર તો કેદ પકડીને છોડી પણ દીધો. તિરોરી આગળ હાર્યા પછી શાહબુદ્દીન મોટું સૈન્ય લઈને ફરીથી ચડી આવ્યો. એ સમયે પૃથ્વીરાજની હાર થઈ. એ કેદ પકડાયા અને ઈ. સ. ૧૧૯૨ માં એમનો વધ થયો. પૃથ્વીરાજ વીર યોદ્ધા હતા, કુશળ સેનાપતિ હતા. પરંતુ પડોશના હિંદુ રાજાઓ સાથે વારંવાર લડીને સૌની શક્તિ ક્ષીણ થઈ હતી. તરાઈનની લડાઈમાં એમની હાર થયા પછી ચોહાણોનું સામ્રાજ્ય ખતમ થયું. એમાંથી સમસ્ત ભારત ઉપર ઘોર સંકટ ઊતરી આવ્યું.

ઈ. સ. ૧૪૦૦ સુધી દિલ્હીના પઠાણ સુલતાનોના હાથમાં અજમેર રહ્યું. એ પછી મેવાડના સિસોદિયાઓએ જીતી લીધું. થોડો સમય મંડુના સુલતાન પાસે ગયું અને વળી પાછું મેવાડમાં આવ્યું. એક વર્ષ લગી ગુજરાતના સુલતાનની હકૂમત રહી. પછી મારવાડના રાઠોડો અને દિલ્હીના મોગલોના હાથમાં ગયું. છેવટે, ગ્વાલિયરના સિંધિયાનું રાજ્ય હતું. તે પછી બ્રિટિશ લોકોના કબજામાં જતું રહ્યું (ઈ. સ. ૧૮૧૮).

રજપૂતાના અને ગુજરાત સામે લડાઈઓ કરવા અકબરે અજમેરમાં છાવણી નાખી હતી. આ સ્થળે ત્રણ વર્ષ રહીને જહાંગીરે મેવાડના મહારાણા અમરસિંહ સામે લડાઈઓ કરી હતી.

પ્રાચીન સમયમાં અજમેરને સપાદલક્ષ કહેલ છે. સંભવ છે કે એ પ્રદેશમાં સવાલક્ષ ગામડાં અને નગરો હશે.

અજમેરમાં 'ઢાઈ દિન–કા–ઝોંપડા' નામની મસ્જિદ છે. હિંદુ મંદિરો તોડીને એ મસ્જિદ બાંધી છે. કહે છે કે

કુતુબ આગળની મસ્જિદ અને અજમેરની આ મસ્જિદ એક જ સમયની અને એક જ બાંધણીની છે. સંભવ છે કે એનો બાંધનારો એક જ સલાટ હોય. ઈ. સ. ૧૨૧૧ થી ૧૨૩૬ માં સુલતાન અલ્તમશના રાજ્યમાં આ મસ્જિદ બંધાઈ છે. કર્નલ ટોડનું માનવું છે કે હિંદુ સ્થાપત્યનો એ પ્રાચીન અને સુંદર નમૂનો છે. રાજા વિશળદેવની રાજધાનીને શોભાવે એવી ઇમારત હતી. ઢાઈ–દિન–કા ઝોંપડા એવું નામ પાછળથી મરાઠા સમયમાં ફકીરોએ આપ્યું છે. એ નામ સૂચવે છે કે તોડફોડ કરીને અથવા અમુક ફેરફારો કરીને હિંદુ ઇમારતને મુસ્લિમ ઇમારત બનાવી દેવી એ કામ તો અઢી દિવસનું જ છે.

અજમેરમાં ખ્વાજા મોઈનુદ્દીન ચિશ્તીની દરગાહ છે. એની પૂજા કરવા દેશભરના મુસલમાનો એકઠા થાય છે. મલય દેશના મુખ્ય પ્રધાન તુંકુ અબ્દુલ રહેમાન એ દરગાહની જાત્રા કરવા આવ્યા હતા. ખ્વાજા સાહેબને હિંદ–કા–બાદશાહ કહ્યા છે. ઈ. સ. ૧૧૪૩ માં શિસ્તાનમાં સિજિઝ ખાતે એમનો જન્મ થયો હતો. ખોરાસાનમાં બાળપણ વીત્યું. બાવીસ વર્ષના યુવાન હતા ત્યારે ખ્વાજા ઉસમાન ચિશ્તી હારુનીના શિષ્ય બન્યા. પછી બીજા ઘણુ મુસ્લિમ ઓલિયા–પીર–ફકીરોના સમાગમમાં આવ્યા. ત્યાંથી ગઝની પહોંચ્યા. અને શાહબુદ્દીન ઘોરીના સૈન્ય સાથે એમણે દિલ્હી શહેરમાં પ્રવેશ મેળવ્યો. ત્યારે એમની વય બાવન વર્ષની થઈ હતી. પાછલાં વર્ષો એમણે અજમેરમાં કાઢ્યાં. ઈ. સ. ૧૨૩૬ ના માર્ચમાં ૯૭ વર્ષે એમનું મૃત્યુ થયું. કહે છે કે એ સાદાઈ અને મજહબી રીતે

રહેતા. ઈ. સ. ૧૪૬૪માં સુલતાન ગ્યાસુદ્દીને એમની કબર ઉપર પાકી ઇમારત બાંધી અને અકબરે એ સ્થળે અકબરી મસ્જિદ બંધાવી. અમુક વર્ષો લગી એ સ્થળની યાત્રાએ અકબર બાદશાહ દર વર્ષે આવતા અને ખાદિમોને દાન કરતા. દરગાહની ઇમારતમાં શાહજહાંએ શોભા કરી આપી. તારાગઢના ઈશાન ખૂણા તરફ આવેલી આ ઇમારતમાં રજબ મહિનામાં દર વર્ષે ઉર્સ (મેળો) ભરાય છે, તે છ દિવસ લગી ચાલે છે. દરગાહમાં બે મોટી દેગ છે. એમાં રાંધેલો ખોરાક યાત્રીઓને અપાય છે. દરગાહની માનતા અને પૂજામાં કેટલાક હિંદુઓ પણ ભાગ લે છે.

અકબરને સંતાન નહોતું ત્યારે એમને સલાહ મળી કે અજમેરમાં ખ્વાજાની દરગાહે જવું. કહે છે કે ખ્વાજાસાહેબની કૃપાથી અકબરને સલીમ નામનો પુત્ર થયો.

## ૩૪ : હસ્તિનાપુર

**કૌરવ-પાંડવોની** રાજધાની પ્રાચીન હસ્તિનાપુર નગરમાં હતી. મેરઠ જિલ્લામા, મેરઠ શહેરથી આશરે ૨૨ માઈલ છેટે, ૨૯°-૯' ઉત્તરે અને ૭૮°-૩' પૂર્વે, દિલ્હી શહેરથી ઈશાન તરફ ૫૭ માઈલ દૂર આ નગર ગંગાને કાંઠે વસ્યુ હતું. આજે એ શહેર દટાઈ ગયુ છે. જ્યાં એના ટેકરા છે તેની પાસેથી ગંગાનો પ્રવાહ વહેતો નથી. પરંતુ બુઢી ગંગા નામનો નાનો પ્રવાહ વહે છે, ને સાત માઈલ દૂર જઈને ગંગાના મોટા પ્રવાહને મળે છે. શહેરનું પતન થયુ તે પછી ગંગાનો પ્રવાહ ત્યાંથી ખસી ગયો છે. જતાં જતાં શહેરમાં ફરી વળીને એને ધોઈ નાખ્યુ છે. સોમવંશી પુરુકુલોત્પન્ન પાંડવ વંશના અસીમકૃષ્ણ રાજાના પુત્ર નિમિચક્ર હસ્તિનાપુરમાં રાજ કરતા હતા ત્યારે ગંગા નદી એ નગરને તાણી ગઈ અને રાજા કૌશાંબી નગરીમાં જઈને રહ્યા. નિમિચક્ર રાજા સર્પસત્ર કરનાર જનમેજય રાજાથી પાંચમી પેઢીએ થયા હતા. એમને નિચક્ષુ પણ કહે છે.

ઈ. સ. ૧૯૫૦ થી ૧૯૫૨માં પુરાતત્ત્વખાતા તરફથી હસ્તિનાપુરના સ્થળે ખોદકામ ચાલ્યુ. એમાં જણાયુ કે, નદીનું પૂર આવેલું તેમાં નગર તણાઈ ગયુ, અને પાછળથી નદીનો પ્રવાહ પણ બદલાઈ ગયો.

હસ્તિનાપુરને હાસ્તીનાપુર, નાગેશાહ્વય, ગજેશાહ્વય, અથવા વારણાહ્વય કહ્યું છે. પાંડવ વંશમાં ભરત દૌષ્યંતી થયા, એમના પ્રપૌત્ર હસ્તિ રાજાએ આ શહેર વસાવ્યું એમ કહેવાય છે. આમ છતાં મહાભારતમાં તે સ્પષ્ટ કહ્યું

છે કે રાજા દુષ્યંત અને એમના પ્રતાપી પુત્ર ભરતની રાજધાની હસ્તિનાપુરમાં હતી. આથી એમ માનવું રહ્યું કે નગર તો પહેલેથી ત્યાં હતું જ. પરંતુ હસ્તિ રાજાએ એનો વિસ્તાર કર્યો.

હસ્તિ રાજાને બે પુત્રો હતા : અજમીઢ અને દ્વિમીઢ. હસ્તિનાપુર અજમીઢના અધિકારમાં આવ્યુ. એમને ત્રણ પુત્રો હતા; એમાંથી ઋક્ષ રાજા ગાદીએ આવ્યા અને બીજા બે ભાઈઓ પાંચાલમાં જઈને વસ્યા. એ વંશમાં સંવર્ણના પુત્ર કુરુ રાજા થયા. એમણે કુરુક્ષેત્ર વસાવ્યું. હસ્તિનાપુરની પશ્ચિમે આવેલા પ્રદેશને કુરુજાંગલ અને પૂર્વ તરફના પ્રદેશને કુરુપાંચાલ કહેતા. કુરુના વંશજો કૌરવો કહેવાયા. કુરુરાજા ધાર્મિક વૃત્તિના હતા તેથી એમણે વસાવેલું કુરુક્ષેત્ર તીર્થ બન્યું.

કુરુના વંશમાં પ્રતીપ અને શંતનુ જેવા મોટા રાજાઓ થયા. ભીષ્મ શંતનુના પુત્ર હતા. અને પાંડવો તેમજ કૌરવો એ શંતનુના વંશજો છે. ધૃતરાષ્ટ્ર અંધ હોવાથી હસ્તિનાપુરનું રાજ્ય એમના નાના ભાઈ પાંડુને મળ્યું. પરંતુ પાંચ નાના પુત્રો મૂકીને એ પણ ગુજરી ગયા ત્યારે ધૃતરાષ્ટ્ર કરતા કારવતા થયા. એ વખતે પાંડુના પાંચ અને ધૃતરાષ્ટ્રના સો સંતાનો સાથે ઊછરવા લાગ્યા. પરંતુ ધૃતરાષ્ટ્રના પુત્રોને પાંડવોની ઘણી અદેખાઈ થતી. આખરે ધૃતરાષ્ટ્રે રાજ વહેંચી આપ્યું. એમાં હસ્તિનાપુર કૌરવોને આપ્યું અને પાંડવોને કહ્યું કે તમે નવું નગર વસાવી લેજો. એટલે પાંડવોએ યમુના નદી પાસે ઇંદ્રપ્રસ્થ વસાવ્યું ને ત્યાં રહેવા ગયા.

પરંતુ દ્યૂતની રમતને લીધે વળી પલટો આવ્યો. યુધિષ્ઠિર હાર્યો અને તેર વર્ષ વનવાસમાં ગાળ્યાં. પાછા આવીને એમણે રાજ્ય–ભાગ માગ્યો. ત્યારે કૃષ્ણે એવું સમાધાન સૂચવ્યું કે દુર્યોધન માત્ર પાંચ જ ગામ આપે તોપણ રાજ્ય સોંપ્યું એમ માની લેવાશે. એ પાંચ ગામો ઇંદ્રપ્રસ્થ, સોનેપત, પાણીપત, તિલપત અને બાઘપત હતાં. પરંતુ દુર્યોધને આ માગણીનો અસ્વીકાર કર્યો. એમણે કહ્યું કે સોયની અણી જેટલી જમીન પણ હું આપવાનો નથી. કોઈ સમાધાન ન થઈ શક્યું એટલે મહાભારતનું યુદ્ધ શરૂ થયુ. એ યુદ્ધ ૧૮ દિવસ લગી ચાલ્યું. એમાં કૌરવો નાશ પામ્યા, યુદ્ધમાં બીજા ઘણા રાજાઓ મરણ પામ્યા અને હસ્તિનાપુરમાં રાજા યુધિષ્ઠિરનો રાજ્યાભિષેક થયો. લાંબા કાળ સુધી રાજ્ય કરીને એ તેમજ એમના ભાઈઓ હિમાલય તરફ ગયા. અને અર્જુનના પૌત્ર પરીક્ષિત હસ્તિનાપુરના રાજા બન્યા. એમના પુત્ર જનમેજયે અસંદિવતમાં સર્પસત્ર કર્યો અને સાર્વભૌમ રાજા બન્યા. જનમેજયની ત્રીજી પેઢીએ અધિસીમકૃષ્ણ અને એમના પુત્ર નિચક્ષુ થયા. અને એ રાજાના અમલમાં હસ્તિનાપુર ગંગાના પુરમાં તણાઈ ગયું. એથી એમણે અલ્લાહાબાદ આગળ આવેલી કૌશાંબી નગરીમાં રાજધાની સ્થાપી.

હસ્તિનાપુરના ખોદકામમાં જણાયું છે કે ઈ. સ. પૂર્વે ૧૨૦૦ના સમયથી એ નગરમાં પાંચ વાર નવા વસવાટ થયેલા. હસ્તિનાપુર પાંચ વાર વસ્યું હોવું જોઈએ. એ જગ્યાએથી મળેલાં પાત્રો ઉપરથી પણ એમ જણાય છે. બીજો સમય ઈ. સ. પૂર્વે ૧૧૦૦ થી તે ઈ. સ. પૂર્વે ૯૦૦

સુધીનો મનાય છે. એમ જણાય છે કે તે પછી પૂર આવ્યાં હશે. પુરાણોમાં આ પૂર વિષે સ્પષ્ટ ઉલ્લેખ થયા છે. ગંગા નદીનાં ધોવાણની સીમા પણ ખોદકામમાં વરતી શકાય છે. ત્રીજા સમયના સ્તરમાંથી કાણાવાળા સિક્કા, ઉત્તર પ્રદેશનાં કાળી પૉલિશવાળાં વાસણો અને તાંબા કે લોખંડનાં ઓજારો મળ્યાં છે. આ સ્તર ઈ. સ. પૂર્વે છઠ્ઠા સૈકાથી ત્રણ સો વર્ષનો ગણાય. પછી બળેલી ભૂમિનો ભાગ આવે છે; એનો અર્થ એ કે હસ્તિનાપુરમાં પ્રચંડ આગ લાગી હશે. આ આગ પછી ઈ. સ. પૂર્વે ૨૦૦ માં હસ્તિનાપુર ફરી આબાદ થયું. ચોથા સ્તરમાંથી મથુરાના રાજાઓના સિક્કા અને સુંગવંશનાં માટીપાત્રો મળ્યાં છે. છેક ઉપલા પડનો સમય ઈ. સ. ૧૧૦૦ થી ૧૫૦૦ નો મનાય છે.

નિઃચક્ષુના રાજ્યમાં જે પૂર આવેલાં તેનો સમય ઈ. સ. પૂર્વે નવમા સૈકાનો મનાય છે. યુદ્ધ, પૂર અને આગના ભીષણ બનાવો બન્યા, તેમ છતાં શાંતનુથી માંડીને ઠેઠ ઈ. સ. ૧૫૦૦ સુધી હસ્તિનાપુરમાં વસ્તી રહી. આઈને-ઈ–અકબરીમાં હસ્તિનાપુરને હસ્તનવેર કહ્યું છે. ટોલેમી કહે છે કે દારાનગરથી હસ્તિનાપુર ૨૪ માઈલ દૂર છે. પાણિનિએ ( ૬–૨–૧૦૧ ) હસ્તિનાપુરનો ઉલ્લેખ કર્યો છે.

હસ્તિનાપુરમાં બુદ્ધ આવેલા. બૌદ્ધ સાહિત્યમાં એ નગરને કૌરવોની રાજધાની તરીકે ઓળખાવ્યું છે. લખ્યું છે કે એ નગરમાં એક ઉત્તમ બ્રાહ્મણે બુદ્ધનું સ્વાગત કર્યું. દિવ્યવાદન નામના લેખકે જણાવ્યુ છે કે હસ્તિનાપુર સમૃદ્ધ નગર હતું. વસ્તી ઘણી હતી. પાસે મોટું સરોવર હતું. એમાં કમળનાં ફૂલો થતાં, હંસો અને બીજાં

પક્ષીઓ તરતાં હતાં.

કેટલાક લોકોએ હસ્તિનાપુરને કુરુ જનપદનું મુખ્ય શહેર કહ્યું છે. એનો અર્થ કે કુરુ દેશમાં કોઈક કાળે રાજાનું રાજ્ય હતું અને કોઈક કાળે ત્યાં પ્રજાનું શાસન હતું. મહાવીર ત્યાં ઘણીવાર આવેલા. સોળમા તીર્થંકર શાંતિનાથ, સત્તરમા કુંથુનાથ અને અઢારમા અરનાથ હસ્તિનાપુરમાં જન્મ્યા હતા. ઋષભદેવે એક વર્ષના ઉપવાસ કરેલા, એ પછી હસ્તિનાપુરમાં શ્રેયાંસકુમારના હાથે પારણાં કરેલાં. ત્રેવીસમા તીર્થંકર પાર્શ્વનાથ પણ હસ્તિનાપુર આવેલા. સમ્રાટ અશોકના પૌત્ર રાજા સંપાતિના કાળમાં હસ્તિનાપુરની ચડતી કળા હતી. ચૌદમા સૈકામાં 'વિવિધતીર્થકલ્પ'ના રચનાર જિનપ્રભસૂરિ હસ્તિનાપુર આવેલા; એમણે એ નગરને જૈનોનું તીર્થ મનાવ્યુ છે. એમણે ચાર જૈન તીર્થંકરોનાં મંદિરો વિષે જણાવ્યું છે : શાંતિનાથ, કુંથુનાથ, અરનાથ અને મલ્લિનાથ. લખે છે કે ત્યાં અંબાદેવીનું મંદિર પણ હતું.

મહાભારતમાં હસ્તિનાપુરનું વિગતવાર વર્ણન આપ્યું છે. એના મોટા મહેલો, એની દ્યૂતસભાનો વિશાળ ખંડ, રાજાનો દરબાર ખંડ, દુર્યોધનનો મહેલ વગેરે ખાસ જણાવ્યાં છે. પાંડવોએ વસાવેલા ઇંદ્રપ્રસ્થ વિષે પણ મહાભારતમાં વિસ્તારથી વર્ણન કર્યું છે.

હસ્તિનાપુરના ખોદકામમાં જણાયેલા બીજા સ્તરનાં જેવાં માટીનાં રંગીન પાત્રો દેશના જુદાં જુદાં ત્રીસેક સ્થળેથી મળ્યાં છે. એમનો કાળ ઈ. સ. પૂર્વે ૧૦૦૦ થી ઈ. સ. પૂર્વે ૮૦૦ હોવાનું મનાય છે. એ સ્થળોમાં પાણી-

પત, તિલપત, પેહોવા, કુરુક્ષેત્ર, ઇંદ્રપત, બાઘપત, રુપાર વગેરે છે. એ સ્થળો મહાભારતની કથા સાથે સીધો સંબંધ ધરાવે છે. આવાં રંગીન માટીપાત્રો પહેલાં અહિચ્છત્રામાંથી મળ્યાં હતાં. પાંચાલના રાજા દ્રુપદ પાસેથી એનો અમુક પ્રદેશ છીનવી લીધો અને અહિચ્છત્રાની રાજધાની સાથે એ પ્રદેશ આચાર્ય દ્રોણને અર્પણ કર્યો એમ મહાભારતમાં જણાવ્યું છે. પાર્જિટર નામના વિદ્વાનનો મત એવો છે કે મહાભારતનું યુદ્ધ ઈ. સ. પૂર્વે ૮૫૦ માં થયેલું. બીજા કેટલાક વિદ્વાનો હજી એથી થોડા સૈકા આગળનો સમય માને છે. પરંતુ એટલું તો નિશ્ચયપૂર્વક કહી શકાય કે આર્યોના પ્રાચીન વસવાટ થયા તેમાં હસ્તિનાપુરનું અસ્તિત્વ હતું જ. પુરાતત્ત્વે એ બીના સિદ્ધ કરી છે.

જન્મ લઈશ. એ મુજબ સાંખ્યદર્શનના પ્રણેતા કપિલમુનિ-રૂપે વિષ્ણુનો જન્મ થયો.

કર્દમે દેવહુતિને આગળથી જણાવી રાખ્યું હતું કે, પુત્રજન્મ થયા પછી પોતે સંન્યાસ ગ્રહણ કરશે. દેવહુતિને પહેલાં નવ સંતાનોમાં પુત્રીઓ થઈ, દસમું સંતાન તે કપિલ. સંન્યાસ લેતી વેળાએ કર્દમે દેવહુતિને જણાવ્યુ કે કપિલ મોટો સિદ્ધ થશે, ઘણો જ્ઞાની થશે, એમનું તત્ત્વદર્શન આખા દેશમાં પ્રસિદ્ધ થશે. એ જ તમને સાંત્વન આપશે, જ્ઞાન આપશે ને મોક્ષ કરાવશે. અને બન્યુ પણ એમ જ. કપિલ મહાજ્ઞાની થયા. દેવહુતિને પરમ ઉપદેશ કર્યો. એમના દર્શનને ભાગવતમાં સેશ્વર એટલે કે આસ્તિક બુદ્ધિવાળું કહ્યું છે. પુરુષ અને પ્રકૃતિ વચ્ચેના ભેદને વિવેક આપે તે પછી જ મોક્ષપ્રાપ્તિ થઈ શકે એવો એમનો મત હતો. એમણે અષ્ટાંગયોગ વિસ્તારથી વર્ણવ્યો છે, પરંતુ ભાગવતમાં ભક્તિનું તત્ત્વ અને ભક્તિમાર્ગનો મહિમા પણ સમજાવ્યો છે. કપિલે એમની માતા દેવહુતિને જે સ્થળે જ્ઞાન આપ્યું અને એમનો વિષાદ દૂર કર્યો તે સ્થળે માતૃમહિમા વધે એની શી નવાઈ!

સિદ્ધપુર માતૃગયા બન્યું એ વિષે બીજી કથા પણ પ્રચલિત છે. પિતા જમદગ્નિની આજ્ઞા થઈ એટલે પરશુરામે માતા રેણુકાનું ડોકું ઉડાવી દીધું. માતૃહત્યાનું પાતક કર્યા પછી એનું પ્રાયશ્ચિત્ત કરવા પરશુરામે બિંદુ સરોવરમાં સ્નાન કર્યું અને માતાના મોક્ષાર્થે એમણે આ સ્થળે માતાનું શ્રાદ્ધ કર્યું.

વળી કહે છે કે આ સ્થળે દધીચિ મુનિનો આશ્રમ

હતો; કહે છે કે દેવાસુર સંગ્રામ થયા પછી દેવોએ એમનાં શસ્ત્રાસ્ત્રો દધીચિ ઋષિના આશ્રમમાં સોંપ્યાં હતાં. એ વાતને ઘણો સમય વીતી ગયો તે પછી ઋષિને હિમાલયમાં જવાની ઇચ્છા થઈ. પરંતુ જતી વખતે દેવોએ સોંપેલાં શસ્ત્રોનું શું કરવું ? એમણે એનો એવો ઉપાય કર્યો કે એ શસ્ત્રોની શક્તિનું પાણી પોતે પી ગયા, એ તેજ પોતાના તેજમાં સમાવી દીધું અને હિમાલયમાં ચાલ્યા ગયા. અમુક સમયે દેવોને એમનાં શસ્ત્રોની ફરી જરૂર પડી. એમને શસ્ત્રો તો મળ્યાં, પરંતુ દધીચિ ઋષિ પાણી પી ગયેલા હોવાથી એનું તેજ હરાઈ ગયું હતું, એટલે દેવોએ જ્યારે દધીચિ પાસે માગણી કરી ત્યારે એ ઋષિએ જણાવ્યું કે હું તમને મારાં અસ્થિ આપીશ, એમાંથી તમે શસ્ત્રોનું તેજ પાછું મેળવી લેજો. એમણે હાડ ગાળી નાખ્યાં, અને એ અસ્થિમાંથી દેવોનાં શસ્ત્રો બન્યાં. આ કથા ઘણી પ્રાચીન છે, વેદોમાં વર્ણવેલી છે.

સિદ્ધપુરના યાત્રીઓ સરસ્વતીમાં સ્નાન કરે છે, કપિલાશ્રમનાં દર્શન કરે છે, જ્ઞાનવાપી, અલ્પ સરોવર અને બિંદુ સરોવર આગળ જાય છે, અને સરસ્વતી નદીને તીરે અથવા બિંદુ સરોવરની પાળે માતૃશ્રાદ્ધ કરે છે.

ગુજરાતના રાજા મૂળરાજ સોલંકી ચુસ્ત શિવભક્ત હતા. મામાની હત્યા કરીને એમણે ગાદી મેળવી હતી. પાછલાં વર્ષોમાં એમના મનમાં પશ્ચાત્તાપ થયો. એમણે ઉત્તર ભારતમાંથી વિદ્વાન બ્રાહ્મણોને બોલાવ્યા, જમીન આપીને એમને શ્રીસ્થળ (સિદ્ધપુર), શિહોર, ખંભાત વગેરે સ્થળોએ વસાવ્યા. એમણે કરેલાં દાન સ્વીકારનારા

ખેંચાવી અને લોકમાન્યતા મુજબ એ ખીલીના છેડે શેષનાગનું લોહી પણ દેખાયું. પછી તો મૂળરાજે આવી શંકા સેવવા માટે ઘણું દુઃખ કર્યું. અને ફરીથી એવું જ મુહૂર્ત શોધી આપવા ઉદ્ધડ જોશીને ઘણું વીનવ્યા; પરંતુ અવસર ચૂકી ગયા પછી ફરી મળવો મુશ્કેલ છે. બીજી ખીલી શેષની પૂંછડી ઉપર વાગી. લોકો આને રુદ્રમહાલયના પતનનું કારણ માને છે.

સિદ્ધપુરમાં ગોવિંદ માધવનું મંદિર પણ ઘણું પ્રખ્યાત છે. એને પ્રાચીમાધવ પણ કહે છે. દધીચિ ઋષિનો આશ્રમ સરસ્વતી નદી કાંઠે સિદ્ધપુરની પશ્ચિમ દિશામાં છે ત્યાં હિંગળાજ માતાનું એક ઘણું પુરાણું મંદિર પણ છે. ક્ષત્રિયોની એ કુળદેવી ગણાય છે. સિદ્ધરાજનાં રાણીએ નીલકંઠેશ્વરનું મંદિર બંધાવ્યું છે. આ ઉપરાંત હાટકેશ્વરનું મંદિર છે, ભૂતનાથનું મંદિર છે, બ્રહ્માનંદેશ્વરનું મંદિર છે, અને સતીની દેરી છે. આટલાં મુખ્ય મંદિરોનાં સિદ્ધપુરના યાત્રીઓ દર્શન કરે છે.

## ૩૬ : ગુરુવાયુર

सान्द्रानन्दावबोधात्मकमनुपमितं कालदेशावधिभ्यां
निर्मुक्तं नित्यमुक्तं निगमशतसहस्रेण निर्भास्यमानम्।
अस्पष्टं दृष्टमात्रे पुनरुरुपुरुषार्थात्मकं ब्रह्मतत्त्वं
तत्तावद् भाति साक्षाद् गुरुपवनपुरे हन्त ! भाग्यं जनानाम्॥

'આનંદ અને જ્ઞાન એ બંને સમૂહના અવતાર તે બ્રહ્મ છે, અનુપમ છે, સ્થળ અને કાળથી અપર્યાપ્ત છે, સદા મુક્ત છે. અનેક ઉપનિષદ ગ્રંથોનો શ્રવણ–મનન વગેરેથી એમનો કંઈક મર્મ સમજમાં આવી શકે છે. પરમ પુરુષાર્થરૂપી મોક્ષનો આત્મા એ જ છે. આ બ્રહ્મતત્ત્વ ગુરુવાયુરે એટલે ગુરુપવનપુરે શ્રીકૃષ્ણના વિગ્રહરૂપે પ્રત્યક્ષ પ્રગટ થયા છે એથી લોકોએ પોતાને ભાગ્યશાળી સમજવા.

(નારાયણીયમ્, ૧–૧)

દક્ષિણ મલબારમાં ગુરુવાયુરમાં ભગવાન શ્રીકૃષ્ણનું વિખ્યાત મંદિર છે. આ સ્થળ ત્રિચુરથી ૧૯ માઈલ દૂર છે. શોરાનૂરથી, પતંબીથી કે કુટ્ટિપુરમ્‌થી મોટર રસ્તે ત્યાં પહોંચી શકાય છે. મંદિર સાદું છે; પરંતુ ઘણા યાત્રાળુઓ દર્શન કરવા આવે છે. આ મંદિરે રોજ ભીડ રહે છે. ઉત્સવો પણ ઘણા થાય છે અને ત્યારે ટોળેટોળાં આવતાં રહે છે.

ગુરુવાયુરનું નામ ગુરુવાયુપુરમ્‌નું ટૂંકું રૂપ ગણાય. ગુરુ તે બૃહસ્પતિ, દેવોના આચાર્ય. વાયુ તે પવનદેવ, વાયુનું તત્ત્વ. કહે છે કે આ મૂર્તિ (અથવા વિગ્રહ) પૂર્વે દ્વારિકામાં હતી અને બ્રહ્મા એનું પૂજન કરતા હતા. એમણે વિષ્ણુને આપી. શ્રીકૃષ્ણ દ્વારિકામાં આવ્યા ત્યારે એમની સાથે એ મૂર્તિ પણ આવી; કેમ કે કૃષ્ણ પણ વિષ્ણુ-

ના અવતાર હતા. મહાભારતના યુદ્ધ પછી યાદવોનો વિનાશ થયો. એ પછી શ્રીકૃષ્ણે ઉદ્ધવને ખબર કરી કે દ્વારિકા સમુદ્રમાં સમાઈ જશે. એમણે ઉદ્ધવને આજ્ઞા કરી કે ગુરુ બૃહસ્પતિ અને વાયુદેવને વિનતિ કરો કે બ્રહ્માએ પૂજેલી મૂર્તિ દ્વારિકામાંથી ખસેડી કોઈ અનુકૂળ સ્થળે લઈ જાવ. ગુરુ અને વાયુ બંનેએ મૂર્તિને ખસેડી લીધી. એને માટે અનુકૂળ સ્થળની શોધમાં ફર્યા. એમણે ખીલેલાં કમળવાળું એક સરોવર જોયું. એ સરોવરની એક પાળે શિવ અને પાર્વતીની સ્થાપના થઈ હતી. એ સરોવરને તીરે એ મૂર્તિની સ્થાપના કરવાનું નક્કી કર્યું. ગુરુ અને વાયુ બંનેએ મળીને આ મૂર્તિની સ્થાપના કરેલી હોવાથી એ સ્થળ ગુરુવાયુપુર કહેવાયું.

આવી બીજી કથા પણ છે. પરીક્ષિત રાજા સર્પદંશથી મૃત્યુ પામ્યા એટલે એમના પુત્ર જનમેજય રાજાએ સર્પસત્ર શરૂ કરવાનું ઠરાવ્યું. આવી પ્રેરણા આપનાર ઉત્તંક ઋષિ હતા. એ સત્રમાં કવષાપુત્ર તુરઋષિ એના ઉપાધ્યાય, અને ચંદભાર્ગવ, પિંગળઋષિ, જૈમિનિ અને અંગિરા એ ઋષિઓ ક્રમશઃ હોતા, અધ્વર્યુ, ઉદ્દગાતા, અને બ્રહ્મા એમ ચાર ઋત્વિજો હતા. સભ્ય ઋષિઓમાં કૃષ્ણદ્વૈપાયન વ્યાસ, ઉદ્દાલક, પ્રમત્તક, શ્વેતકેતુ, પિંગળ, અસિત, દેવળ, નારદ, પર્વત, આત્રેય, કુંડજઠર વગેરે હતા. આ સત્રમાં વાસુકિનાં ૧૫ કુળ, તક્ષકનાં ૧૮ કુળ, ઐરાવત નાગનાં ૩ કુળ, કૌરવ્ય નાગનાં ૯ કુળ અને ધૃતરાષ્ટ્ર નાગનાં ૩૫ કુળ એમ ૮૦ કુળ અને બીજાનાં મળી સેંકડો કુળો બળીને ભસ્મ થયાં હતાં (મહાભારત,

આદિપર્વ : ૫૭, ૫૮ ) પછી આસ્તિક ઋષિએ આવીને એ સત્ર બંધ કરાવ્યો હતો.

આટલા બધા સર્પો મારવાનું પાપ કરવાથી જનમેજયને ઉગ્ર પ્રકારનો કોઢ નીકળ્યો. એમાંથી રક્તપિત્ત થયું તે કોઈ ઉપાયે મટ્યું નહિ. આથી એ શ્રીકૃષ્ણની મૂર્તિની પૂજા કરવા લાગ્યા. એમણે ઊભા રહેવાનું કષ્ટ વેઠીને પૂજા કરી. કથા એવી છે કે એકાગ્ર ચિત્તે અને અનન્ય ભાવે પૂજા કર્યાથી એમનો અસાધ્ય રોગ નિર્મૂળ થયો. જનમેજયે ગુરુવાયુરની કૃષ્ણ મૂર્તિની પૂજા કરી રોગ મટાડ્યો એથી એ સ્થળે અસાધ્ય રોગો મટે એવી શ્રદ્ધા લોકોમાં ઊગી. અમુક રોગ મટશે તો અમુક ભેટ ચડાવીશ એવી માનતા માનવાનું ચાલુ થયું. એ જ રીતે અમુક મનોકામના પૂરી થશે તો અમુક ભેટ ધરાવીશ એવી માનતાઓ પણ ચાલુ થઈ. અનેક માનતાઓ ફળી હોય એવી ઘણી લોકકથાઓ પ્રચલિત છે

આ મંદિર ઘણું પુરાણું જણાતું નથી, પરંતુ ઈ સ. ૧૫૮૮મા શ્રી નારાયણ ભટ્ટે 'નારાયણીયમ્' નામનું સ્તોત્ર રચ્યું જે ગુરુવાયુરની કૃષ્ણમૂર્તિને ઉદ્દેશીને રચ્યું છે. એટલે એ મંદિર સોળમા સૈકા પહેલાનું તો હશે જ. કહે છે કે એ સ્થળે મંદિર તો હતું જ, તેનો વિસ્તાર એક પાડ્ય રાજાએ કર્યો. એ રાજાને કોઈ જ્યોતિષીએ જણાવેલુ કે, સર્પદંશથી તમારું મૃત્યુ થશે. આ ખબર જાણ્યા પછી જિંદગીના અંતિમ દિવસોમા તીર્થયાત્રા કરી લેવાની રાજાને ઇચ્છા થઈ. એ નીકળી પડ્યા અને ફરતા ફરતા ગુરુવાયુર પહોંચ્યા. ત્યાં રોકાઈ ગયા અને ઘણા ભક્તિભાવથી પૂજા કરતા રહ્યા. કેટલેક દિવસે એમને યાદ આવ્યું કે સર્પદંશ

માટે ઠરાવેલો દિવસ તો વીતી ગયો હતો, એટલે એમણે જ્યોતિષીને તેડાવ્યા. એમનો ખુલાસો માગ્યો. જ્યોતિષી પણ અડગ હતા. એમણે રાજાનો દેહ તપાસ્યો અને સર્પ-દંશ થયાનાં ચિહ્નો બતાવ્યાં. નક્કી થયું કે નાગ દંશ દઈ ગયો હતો; પરંતુ ઈશ્વરની કૃપાથી એનું વિષ ઊતરી ગયું હતું. ભગવાનની આવી કૃપા જોઈને પાંડ્ય રાજાએ એ સ્થળે ભવ્ય મંદિરની રચના કરી.

જનમેજયની અને પાંડ્ય રાજાની કથા ઉપરથી ગુરુ-વાયુરના મંદિર વિષે ખાસ માન્યતા ઊગી છે કે એ સ્થળે અસાધ્ય રોગો મટે છે, સર્પદંશનું વિષ ઊતરે છે અને મનોકામના ફળે છે.

આ વિસ્તારમાં ટીપુ સુલતાનનાં આક્રમણો થયાં, ત્યારે એ મૂર્તિને ખસેડીને અંબાલાપુઝા ત્રાવણકોરમાં ખસેડી હતી. ત્યાં એનો પૂજાવિધિ ચાલુ રાખ્યો હતો. લડાઈઓનો સમય વીતી ગયો એટલે મૂર્તિને પાછી ગુરુવાયુરમાં લાવ્યા હતા. ઈ. સ. ૧૭૮૯માં બે વર્ષ લગી આ મૂર્તિ અંબાલાપુઝામાં રહી. તે સ્થળે આજે પણ એક નાનું મંદિર હયાત છે. ભગવાનની આ લઘુયાત્રાથી કૃતજ્ઞ બનીને ત્રાવણકોરના મહારાજાએ ગુરુવાયુરના મંદિરમાં નિત્યનૈવેદ્યનો પ્રબંધ કર્યો હતો.

આ વિગ્રહ ચતુર્ભુજ શ્રીકૃષ્ણનો છે. જન્મસમયે દેવકીજીને શ્રીકૃષ્ણનું ચતુર્ભુજ સ્વરૂપ દેખાયું હતું, અને અર્જુનને ગીતાનો ઉપદેશ કર્યો ત્યારે પણ ચતુર્ભુજ રૂપ ધારણ કર્યું હતું. ગુરુવાયુરની મૂર્તિના ઉપલા જમણા હાથમાં ચક્ર ને ડાબા હાથમાં શંખ છે, અને નીચલા જમણા હાથમાં પદ્મ અને ડાબા હાથમાં ગદા છે. મુખ

સુંદર અને સસ્મિત છે. આવી એક ઉત્સવમૂર્તિ પણ રાખી છે. ઉત્સવ હોય ત્યારે આ સુવર્ણમૂર્તિને પાલખીમાં પધરાવી વરઘોડો કાઢે છે.

સામાન્ય રીતે મંદિરમાં પૂર્વ તરફના ગોપુરદ્વારેથી જવાય છે. એની પાસે ધ્વજસ્તંભ છે. એની પડખે વથિલ-મડોમ એટલે કે બ્રહ્મભોજનની જગ્યા છે. ગર્ભગૃહને શ્રીકોઇલ કહે છે. દક્ષિણ તરફ ભગવાનનાં નૈવેદ્ય તૈયાર કરવાનાં રસોડાં છે. પશ્ચિમ તરફ એક અંધારો ઓરડો છે, ચોતરફથી બંધ કરેલો હોવાથી એમાં શું છે તે કળી શકાતું નથી. એક એવી માન્યતા દઢ બની ગઈ છે કે કોઈએ એને ખોલવો નહિ. આ માન્યતા ઘણી જૂની છે. કહે છે કે એ સ્થાન બિલ્વમંગલ સ્વામીની સમાધિનું સ્થાન છે. વળી કેટલાક કહે છે કે મૂર્તિને અંબાલાપુઝામાં ખસેડી ગયા ત્યારે મંદિરનું ઝવેરાત આ સ્થાનમાં રાખ્યું હોવું જોઈએ. પશ્ચિમ તરફનું ગોપુર, શ્રીકોઇલ અને બીજાં કેટલાંક બાંધકામ છેલ્લા દોઢસો વર્ષમાં જ થયાં હશે.

મૂળ મંદિરની વ્યવસ્થા ૭૨ નાંબુદ્રી ઇલ્લમ અથવા કુટુંબો કરતાં. પરંતુ સમય જતાં મલ્લિસેરી સિવાય સર્વેનો અંત આવ્યો. એમની અને કોઝીકોડના ઝામોરિન વચ્ચે વહીવટ અંગે ઘર્ષણ થયું. થોડો સમય કોર્ટ તરફથી નીમેલા માણસે વહીવટ સાચવ્યો. પછી નક્કી થયું કે ઝામોરિન વ્યવસ્થા જાળવે અને મલ્લિસેરી સહાયક ટ્રસ્ટી રહે.

આ મંદિરના નિભાવ માટે ટીપુ સુલતાન દર વર્ષે અમુક રકમ આપતા. બ્રિટિશ અમલ દરમ્યાન મંદિરની જમીનોમાંથી કેટલીકનું મહેસૂલ માફ થયું હતું. એ જમીનો

શ્રી કે. કેલાપ્પન નામના માણસે ઈ. સ. ૧૯૩૧માં ગુરુવાયુરના મંદિરમાં હરિજનોના પ્રવેશાધિકાર માટે સત્યાગ્રહ શરૂ કર્યો. ૧૯૪૦માં એ વિષય ઉપર ચૂંટણી થઈ. હાલમાં ગર્ભગૃહ અથવા શ્રીકોઇલમાં પ્રવેશ કરવાનો અને મૂર્તિને સ્પર્શ કરવાનો અધિકાર માત્ર અમુક પૂજારીઓને મળ્યો છે. એમને મેળસંથી, તંત્રી, ઓથિકાંસ અને કિઝુસંથી કહે છે. બીજા સર્વ અમુક અંતરથી દર્શન કરી શકે છે. દર્શન કરનારા મંદિરમાં પ્રવેશ કરતાંની સાથે પગમાંથી જોડા અને શરીર ઉપરથી ખમીસ–કોટ ઉતારી નાખીને દર્શન કરે છે.

अज्ञात्वा ते महत्त्वं यदिह निगदितं विश्वनाथ! क्षमेथाः
स्तोत्रं चैतत् सहस्रोत्तरमधिकतरं त्वत्प्रसादाय भूयात्।
द्वेधा नारायणीयं श्रुतिषु च जनुषा स्तुत्यता वर्णनेन
स्फीतं लीलावतारैरिदमिह कुरुतां मायुरारोग्यसौख्यम्॥

'હે વિશ્વનાથ! તમારું મહત્ત્વ જાણ્યા વિના અહીં જે લખ્યું છે તે બદલ મને ક્ષમા કરજો. હજાર કરતાં વધારે શ્લોકોવાળું આ સ્તોત્ર તમારી કૃપાને પાત્ર નીવડજો. આ સ્તોત્ર બેવડું નારાયણીયમ્ છે (નારાયણની સ્તુતિ છે અને નારાયણ ભટ્ટની કૃતિ છે). શ્રુતિઓમાં તમારી ઘણી સ્તુતિ થઈ ચૂકી છે અને, તમારા અવતારોનાં વર્ણનો પણ થઈ ચૂક્યાં છે, એમ છતાં આ સ્તોત્રનો જે પાઠ કરે અને એનું જે શ્રવણ કરે, એ સૌ જનોનું આયુષ્ય વધો, નીરોગી રહો અને સુખી થાવ; કેમ કે એમાં તમારી જ અવતાર-લીલાનાં વર્ણન કર્યાં છે.'

—'નારાયણીયમ્' ૧૦૦-૧૧

## ૩૭ : ખંભાત

**મહી** અને સાબરમતી નદીઓના મુખની વચમાં ખંભાત વસ્યું છે. દક્ષિણે ખંભાતનો અખાત છે. એ અખાતના મથાળે ખંભાત આવ્યું છે. ખંભાતનું નામ અંગ્રેજોએ કૅમ્બે કર્યું; પરંતુ એનું મૂળ નામ કયું તે વિષે ઘણા મતભેદ ચાલે છે. જૂના સાહિત્યમાં એને ખંભાયત કહ્યું છે. પુરાણોમાં એને સ્તંભતીર્થ કહ્યું છે. ત્રંબાવતી, ત્રામ્રલિપ્ત, મહીનગર, ભોગાવતી, પાપાવતી અને કર્ણાવતી એવાં ખંભાતનાં વિવિધ નામો છે. એ બધામાં પ્રાચીન ગ્રંથોમાં સ્તંભતીર્થનું નામ વધારે પ્રચલિત છે. ઈ. સ. ૯૧૫ પછી આરબ પ્રવાસીઓએ એને ખંભાયત તરીકે ઓળખાવ્યું છે.

પુરાણોની કથા આવી છે. ખંભાત આગળ કાર્તિકેયે તારકાસુરનો વધ કર્યો અને ત્યાં જયસ્તંભની રચના કરી. એ સ્થળે સ્તંભેશ્વર નામ આપીને શિવલિંગ સ્થાપ્યું. આ ઉપરથી એ સ્થળ સ્તંભતીર્થ કહેવાયું. સ્કંદપુરાણના કુમારિકા ખંડમાં જણાવ્યું છે કે એક સમયે બ્રહ્માની સમીપ સર્વે તીર્થો હાજર થયાં હતાં ત્યારે મહી અને સાગરના સંગમનું તીર્થ અહંકારમાં અક્કડ બન્યું, એણે ગર્વ દાખવ્યો. એથી એને શાપ મળ્યો કે તમે ગુપ્ત તીર્થ રહેશો. એ વખતે કાર્તિકેય વચમાં પડ્યા અને એમની વિનતિને લીધે એ શાપ દૂર થયો; પરંતુ ગર્વ અથવા સ્તંભ થયો હોવાથી તીર્થનું નામ જ સ્તંભતીર્થ પડી ગયું.

આવી એક બીજી કથા છે : આ તીર્થનું નામ સ્તંભ-માંથી નહિ; પરંતુ સ્કંભમાંથી ઊપજ્યું છે. સ્કંભ વેદના સમયના એક દેવતા છે અને શિવની જ્યોતિનું રૂપ એ જ છે. લિંગપૂજા શરૂ થઈ તે પહેલાં શિવજ્યોતિની સ્કંભ-પૂજા ચાલતી હશે. અને ખંભાત એ સ્કંભતીર્થનો અપભ્રંશ હશે. વડોદરાની પાસે કાયાવરોહણ અથવા કાર-વણ નામની જગ્યા છે. ત્યાંથી લકુલીશે ચલાવેલો પાશુપત-મત ઘણો ફેલાયો હતો. એમ ખંભાત એક શિવતીર્થ હોઈ શકે; લિંગનું નહિ પણ સ્કંભનું.

વજ્રાંગ અને વરાંગીનો પુત્ર તે તારક. એણે ઘણું તપ કર્યું, બ્રહ્માને પ્રસન્ન કર્યા અને વર મેળવ્યો કે નાના બાળક વિના મારું કોઈથી મૃત્યુ થાય નહિ. એનું બળ જોઈને અસુરોએ તારકને પોતાનો રાજા બનાવ્યો. કેટલાક ઇતિહાસકારો માને છે કે આર્યો સામે અસુરો નામની કોઈ જાતિ વારંવાર લડાઈઓ કરતી હતી. તારકના પક્ષમાં બીજા અસુર રાજાઓ હતા. તારકની રાજધાની મહી અને સાગરના સંગમ પાસે ખંભાતમાં હતી. દેવોએ બ્રહ્માને પૂછયું ત્યારે એમણે જણાવ્યું કે શિવનો બાળક તારકનો સંહાર કરશે. કાલિદાસ કવિએ 'કુમારસંભવ' નામના કાવ્યમાં આ બાળકના જન્મ વિષે જણાવ્યું છે. જન્મ થયા પછી દેવોએ એમને દેવસેનાનું સેનાપતિપદ આપ્યું. એ સમયે એમની નાની વય હોવા છતાં કાર્તિકેય તારકની સેના સામે લડ્યા અને એમણે તારકનો સંહાર કર્યો. આથી એમણે એ સ્થળે એક જયસ્તંભ રચ્યો અને શિવલિંગ સ્થાપ્યું.

પાશુપતમતના એક મુખ્ય તીર્થ તરીકે ખંભાતની કીર્તિ લેખોમાં નોંધી છે. ગઝનીના રાજ્યકાળમાં ખંભાતની જગાએ અથવા તેની નજીકમાં નગરક નામનું નગર હતું. આરબ વેપારીઓ તો ખંભાતને જ મોટું બંદર ગણાવે છે. ઈ. સ. ૯૪૨થી ગુજરાતમાં સોલંકી રાજાઓ સત્તા ઉપર આવ્યા. એ દિવસોમાં ખંભાત એ સમસ્ત ભારતનું સૌથી મોટું બંદર હતું. એ મોટું શિવતીર્થ તો હતું જ. આરબ લોકોએ જણાવ્યું છે કે એ સમયે મોટું બૌદ્ધ તીર્થ પણ હતું. ચાલુક્યોના સમયમાં ત્યાં મોટું જૈનતીર્થ પણ થયું હતું. જૈન લોકો સમૃદ્ધિવાળા હતા. એમણે એ સ્થળે મોટા મઠો અને મંદિરો બંધાવ્યા હતાં. જાણીતા જૈન આચાર્ય હેમચંદ્રસૂરિએ ખંભાતમાં જૈન ધર્મની દીક્ષા લીધી હતી. ખંભાતની બહાર આવેલા નેમિનાથના મંદિરમાં હેમચંદ્રે સરસ્વતીની આરાધના કરેલી એથી એ કલિકાલસર્વજ્ઞ થઈ શકેલા. દક્ષિણ ગુજરાતને લાટ નામે ઓળખતા અને લાટ પ્રદેશના મંડલેશ્વરનું પાટનગર ખંભાતમાં રહેતું. ખંભાતનો મંડલેશ્વર પાટણના સોલંકીનું શાસન સ્વીકારતો. પાટણના દંડનાયક ખંભાતમાં રાજ્યની કેટલીક સેના રાખતા અને નૌસૈન્ય પણ રાખતા.

સિદ્ધરાજ જયસિંહના સમયમાં ખંભાતમાં હુલ્લડ થયું હતું. એમાં ખતીબ નામના એક મુસ્લિમનું નુકસાન થયું તેથી એણે સિદ્ધરાજ પાસે અરજ ગુજારી અને તમામ મુસ્લિમ જનોને ન્યાય આપવા વિનવ્યું. એની ફરિયાદ સાંભળી સિદ્ધરાજે સર્વ મુસલમાનોની નુકસાની ભરપાઈ

કરાવી હતી. એ સમયે એમના મંત્રી ઉદયન ખંભાતનો રાજ્યકારભાર સંભાળતા. સિદ્ધરાજ પછી કુમારપાળ ગાદીએ આવ્યા; પરંતુ સિદ્ધરાજની હયાતીમાં કુમારપાળને ભય હતો કે રાજા એમને કેદમાં પૂરી દેશે એથી એ છૂપા વેશે રહેતા. એ ખંભાતમાં આવ્યા અને હેમચંદ્રાચાર્ય પાસે આશ્રય માગ્યો. જ્યારે રાજાના સૈનિકો કુમારપાળની શોધમાં આવ્યા ત્યારે આચાર્યે એમને ભોંયરામાં સંતાડી દીધા. એમણે ભવિષ્ય ભાખ્યું કે કુમારપાળ એક મહાન રાજા થશે. એ ભવિષ્યવાણી સાચી ઠરી. કુમારપાળ ગાદીએ બેઠા. એ પ્રસંગે પોતાના સંકટ સમયમાં આશ્રય આપનાર હેમચંદ્રાચાર્યને એમણે કૃતજ્ઞ ભાવે સંભાર્યા. એમના પ્રત્યે ઘણો પૂજ્યભાવ દાખવ્યો, જે સ્થળે એમને આશ્રય આપ્યો હતો તે સગળ વસહિકાનો જીર્ણોદ્ધાર કરાવ્યો અને જૈન લોકો પ્રત્યે ઉદારતા બતાવી.

અલ-ઇદ્રાસી નામના અરબે ખંભાતનગરનું વર્ણન કરતાં જણાવ્યું છે કે, ખંભાત ઘણું સમૃદ્ધ બંદર છે અને રાજાનો નૌકાકાફલો ત્યાં રહે છે. રાણા વીર ધવળના મંત્રીઓ વસ્તુપાળ અને તેજપાળને ઈ. સ. ૧૨૪૧માં નૌકાસૈન્યની દેખરેખ માટે નિયુક્ત કર્યા હતા. એ સમયે ખંભાતની કીર્તિનો ચંદ્ર પૂર્ણકળાએ ખીલ્યો હતો. અનેક દેશનાં વહાણો ખંભાતને બંદરે નાંગરાતાં અને એમની કોઠીઓ ખંભાતમાં રાખતા.

કહે છે કે એક સમયે દિલ્હીના બાદશાહ સુલતાન મોઇઝુદ્દીન અથવા શાહબુદ્દીન ઘોરીનાં મા હજ કરવા માટે ખંભાતના બંદરથી મક્કા જવા નીકળ્યાં. એ સમયે

વસ્તુપાળ અને તેજપાળ ખંભાતના બંદરનો રાજકારભાર સંભાળતા હતા. એમણે જાણીબૂઝીને એ વહાણ ચાંચિયાઓ મોકલીને લૂંટાવ્યું. આવો બનાવ બન્યો એટલે સુલતાનની માતાએ મંત્રી આગળ ફરિયાદ કરી, જાણે કંઈ જાણતા જ નથી એવો દેખાવ કરીને મંત્રીએ બંદરના અધિકારીને બોલાવ્યા. એમને ઘણો ઠપકો આપ્યો અને જે નુકસાન થયું હતું તે બધું ભરપાઈ કરી દીધું. એ બેગમ મક્કાની હજ કરીને પાછાં ફર્યાં ત્યારે એમની ખૂબ આગતાસ્વાગતા કરી એથી, પ્રસન્ન થઈને બેગમે સુલતાનની સામે મંત્રીઓ-ની તારીફ કરી અને સુલતાને મંત્રીઓને સારી રીતે નવાજ્યા. આ તકનો લાભ લઈને વસ્તુપાળે સુલતાન અને ગુજરાતના રાજા સાથે સંધિ કરાવી લીધી. કેટલાક વિદ્વાનો માને છે કે આ બનાવ શાહબુદ્દીન ઘોરીના સમયમાં નહિ પરંતુ સુલતાન કુતુબુદ્દીનના સમયમાં બનેલો હોવો જોઈએ.

ચાલુકયોના સમયમાં, વાઘેલાના સમયમાં અને એ પછીના મુસ્લિમ અમલમાં ૨૦૦ વર્ષ લગી ભારતનું શ્રેષ્ઠ બંદર ખંભાત રહ્યું. એ પછી સુરતની ખ્યાતિ વધી અને ખંભાતની કીર્તિ આથમવા માંડી. એનું મુખ્ય કારણ ખંભાતનો અખાત ગણાય. અખાતમાં નદીઓના કાંપ ઠલવાતા હતા, પૂરણ થતું હતું તેથી બેટ પડતા હતા અને વહાણોની અવરજવરમાં નડતર થતી હતી. ખંભાતનું બારું દિવસે દિવસે પુરાતું ગયું છે.

સુલતાન અલાઉદ્દીન ખીલજીના સેનાપતિ ઉલુઘખાને ઈ. સ. ૧૨૯૭ માં ગુજરાત જીતી લીધું. એમને ખંભાતનો

વહીવટ સોંપાયો. એ સમયે મલેક કાફુર કરીને એક હજાર દિનારી સુલતાનના ઘણા પ્રીતિપાત્ર હતા. મલેક કાફુર ખંભાત આવેલા.

ગુજરાતના સુલતાન અહમદશાહે અમદાવાદ વસાવ્યું. એમના રાજ્યમાં ખંભાત સૌથી મોટું બંદર હતું અને મહંમદ બેગડાના સમયમાં પણ ખંભાતનું સ્થાન મોખરે રહ્યું હતું. સોળમા સૈકામાં જરી, રેશમ અને ઊંચા પ્રકારનો સુતરાઉ માલ અમદાવાદથી ખંભાત પહોંચતો અને એ બંદરેથી મિસરના કેરો નગરમાં અને ચીનના પેકિંગ નગરોમાં પહોંચતો. સોળમા સૈકાના અંત ભાગ લગી ખંભાત, અમદાવાદ અને સુરત એ ત્રણ નગરો ગુજરાતનાં વેપારનાં મોટાં કેન્દ્રો હતાં. એ ત્રણે લૂંટાઈ ગયાં. ઈ. સ. ૧૫૭૩ માં હુસેન મિરઝાએ ખંભાતમાં લૂંટ ચલાવી.

જૈન સાહિત્યમાં ખંભાતને સ્તંભનપુર કહ્યું છે. આ સ્થળે નીલમમાંથી બનાવેલી પાર્શ્વનાથની મોટી મૂર્તિ છે. ખંભાતનાં બીજાં જૈન મંદિરોમાં પણ પ્રાચીન મૂર્તિઓ છે. એ દિવસોમાં ખંભાતમાં જૈન લોકોએ પુષ્કળ દ્રવ્ય એકઠું કર્યું હતું. સુંદર કળા-કારીગીરીવાળાં મોટાં મકાનો અને મંદિરો બાંધ્યાં હતાં. એમાંની ઘણીખરી ઇમારતોનો વિનાશ થઈ ચૂક્યો છે; પરંતુ કેટલીક પ્રાચીન મૂર્તિઓ સંતાડી રાખવામાં આવેલી હોવાથી બચી જવા પામી છે. ચિંતામણિજીનુ મંદિર, શાંતિનાથનું મંદિર, સ્તંભન પાર્શ્વનાથનું મંદિર વગેરે મંદિરો જોવા લાયક ગણાય છે.

ખંભાતથી ત્રણ-ચાર માઈલ ઉત્તરે નગર નામે

ઓળખાતું સ્થળ છે. પ્રાચીન સમયમાં એને નગરક કહેતા. કહે છે કે નારદ મુનિએ આ નગર વસાવ્યું હતું. એમાં બ્રાહ્મણોની ઘણી વસ્તી હતી. એ સ્થળે બ્રહ્માની આરસની એક મોટી મૂર્તિ હતી. બ્રહ્માની ત્રણ જ મૂર્તિઓ જાણીતી છે: એક પુષ્કરમાં છે, બીજી ખેડબ્રહ્મામાં છે અને ત્રીજી નગરકમાં હતી. આ મૂર્તિને ત્રણ મુખ છે, દરેક મુખ ઉપર મૂછ અને દાઢી કોતર્યાં છે. હાલમાં આ મૂર્તિ વલ્લભ-વિદ્યાનગરના આમ્રવૃક્ષ હેઠળ રાખવામાં આવી છે.

નગરમાં જયાદિત્ય નામનું સૂર્યમંદિર પણ છે. એનો જીર્ણોદ્ધાર વસ્તુપાળે કરાવેલો. ત્યાં એક વિશાળ બુદ્ધ મૂર્તિ પણ છે. ખંભાતની દક્ષિણે ખ્વાજા આદર સાહેબની જગ્યા છે. વહાણ તૂટી જાય અને એમાંથી ઊગરી જાય ત્યારે મુસ્લિમ ખલાસીઓ આ સ્થળની યાત્રાએ આવે છે.

## ૩૮ : વિક્રમશીલ

**બિહારના** ઉત્તર મગધ પ્રદેશમાં રાજા ધર્મપાલે આઠમા સૈકામાં વિક્રમશીલ વિદ્યાપીઠની સ્થાપના કરી. કોઈ કહે છે કે ભાગલપુર જિલ્લાના સુલતાનગંજ આગળ એવું સ્થાન હતું. કોઈ બારાગાવ પાસેના મિલાવ કહે છે, કોઈ ભાગલપુર જિલ્લાના પથરાગ ડુંગર કહે છે. કોઈ નાલંદાની લાઈનમા હુલસાગંજ પાસે કેઉર કહે છે. એટલુ માનવું જોઈએ કે ગંગા નદીને જમણે કાંઠે એક ડુંગર ઉપર એ વિદ્યાપીઠ બાંધ્યા પછી રાજાએ એના નિભાવ માટે ઉદાર હાથે દાન આપ્યાં હતાં. એનાં મકાનોમાં ૧૦૮ સ્થાયી પ્રાધ્યાપકોનો નિવાસ હતો. યાત્રીઓ માટે પ્રબંધ હતો અને વિદ્યાપીઠના બીજા કર્મચારીઓ માટે રહેવાની સગવડો રાખી હતી. વિદ્યાપીઠના પ્રાંગણમાં મોટો વિહાર બાંધ્યો હતો. એની ફરતે ઊંચી દીવાલો રાખી હતી. મધ્યમાં બૌદ્ધ મંદિર હતું અને એની ફરતે બીજાં ૧૦૮ નાનાં મંદિરો હતાં.

આ વિદ્યાપીઠનો કાર્યભાર સંભાળવા રાજાએ એક બહુશ્રુત અને ધર્મનિષ્ઠ આચાર્યની નિમણૂક કરી હતી. એમનું નામ આચાર્ય બુદ્ધજ્ઞાનપાદ હતું. એમ જણાય છે કે, આ વિદ્યાપીઠનું નિયંત્રણ કરનારી સમિતિ નાલંદાની પણ દેખરેખ રાખતી હતી. બંને વિદ્યાપીઠોને રાજા ધર્મ-પાલનો આશ્રય હતો. એમણે બંને વિદ્યાપીઠોની એક સામાન્ય સિન્ડિકેટ નીમી હતી. આ સમિતિની કાર્યપદ્ધતિ એવી હતી કે, એક વિદ્યાપીઠના પ્રાધ્યાપક બીજી વિદ્યા-પીઠમાં સેવા આપતા અને અધ્યાપનનો વિનિયોગ ચાલતો.

એ વિદ્યાપીઠમાં તૈયાર થયેલા પંડિતો અને પ્રાધ્યાપકોની રંગીન પ્રતિમાઓથી વિદ્યાલયની દીવાલો શોભતી. વિદ્યાપીઠમાં ૭ વિશ્વવિદ્યાલયો હતાં. દરેકમાં ૧૦૮ પ્રાધ્યાપકો હતા. વિદ્યાપીઠના મધ્ય ખંડને ૭ દ્વાર હતાં. એના ઉપર વિદ્યાર્થીઓ દ્વારરક્ષાનું અને માર્ગદર્શનનું કાર્ય કરતા. મુખ્ય પ્રવેશદ્વાર આગળ જમણી બાજુએ નાગાર્જુન અને ડાબી બાજુએ અસિતની પ્રતિમાઓ હતી. ઊંચી વિદ્યામાં ઉત્તીર્ણ થનાર વિદ્યાર્થીને રાજા પોતે પંડિતનું પદ અર્પણ કરતા. મહેન્દ્રના આચાર્ય જેતરી અને કાશ્મીરના રત્નવજ્ર વગેરેએ આવી પદવી પ્રાપ્ત કરી હતી.

દસમા સૈકામાં રાજા ચણુક થયા. એ સમયે વિદ્યાપીઠના મુખ્ય સભા ખંડના છ દ્વારપાળો હતા–આચાર્ય રત્નાકર શાંતિ, વારાણસીના વાગીશ્વર કીર્તિ, નરોપ, પ્રજ્ઞાકર મતિ, કાશ્મીરના રત્નવજ્ર અને ગૌડ દેશના જ્ઞાન શ્રીમિત્ર. રાજા ધર્મપાલના સમયમાં કુલપતિપદે આચાર્ય બુદ્ધજ્ઞાનપાદ હતા, તેમને સ્થાને અગિયારમાં સૈકામાં દીપંકર શ્રીજ્ઞાન અસિત હતા. એમના સમયમાં મઠ વિભાગમાં સ્થવિર રત્નાકર મુખ્ય હતા.

આ વિદ્યાપીઠના મહાપંડિતોને પરદેશનાં નિમંત્રણો મળતાં. એમની વિદ્યાનો લાભ આપવા અને બૌદ્ધધર્મ વિષે જ્ઞાનનો પ્રસાર કરવા એ પંડિતો અજાણ્યા પ્રદેશોમાં કષ્ટ વેઠીને વિચરતા. તિબેટમાં એમણે એવું સુંદર કાર્ય કર્યું કે લોકો એમની પૂજા કરતા. તિબેટમાં એમને વિષે અને એમના ઉચ્ચ કોટિના કાર્ય વિષે ઘણી પ્રશંસા થઈ છે.

આચાર્ય દીપંકર શ્રીજ્ઞાન્ અસિતને તિબેટમાં પધાર-

વાની વિનતિ કરવા તિબેટના સાધુ નાગ ત્શો લોત્સવ વિક્રમશીલ આવ્યા. કહ્યુ કે અમારા દેશમાં ધર્મનો પ્રકાશ ફેલાવો. એ સમયે મઠના અધિપતિ સ્થવિર રત્નાકર હતા. પ્રાધ્યાપકોમાં અસિત શ્રેષ્ઠ ગણાતા. તિબેટના નાગ ત્શો આવ્યા ત્યારે વિક્રમશીલના મઠમાં ૮૦૦૦ ભિક્ષુ હતા. એમાં વિદ્યાકોકિલ મુખ્ય હતા. એ ભિક્ષુઓ રાજાનું આગમન થાય તોપણ આસન છોડી ઊભા થતા નહોતા, પરંતુ વિરાવિજ નામના મહાભિક્ષુ પધારે ત્યારે સૌ ઊભા થઈને એમનું સંમાન કરતા. સભામાં અસિત છેક છેલ્લે આવતા.

તિબેટના અતિથિ નાગ ત્શો ઈ. સ. ૧૦૩૫ થી ૧૦૩૮ સુધી વિક્રમશીલમાં રહ્યા. આખરે આચાર્યે તિબેટ જવાનું સ્વીકાર્યું. નિમંત્રણ મોકલનાર તિબેટના રાજા હતા. એમણે નાગ ત્શો સાથે ઘણું દાન અને કિંમતી ઉપહાર મોકલ્યા હતા; પરંતુ એ સર્વ આચાર્યને મન તુચ્છ વસ્તુઓ હતી. એમણે એ બધું દાનમાં આપી દીધું. કેટલોક લાભ પ્રાધ્યાપકોને પહોંચ્યો અને બીજું બાકીનું વિદ્યાપીઠને સોંપ્યુ.

દીપંકર શ્રીજ્ઞાન માટે કહેવાય છે કે એમણે ઓદંતપુરીની વિદ્યાપીઠમાં અભ્યાસ પૂરો કર્યો. એ પછી વધારે અભ્યાસ માટે કયુ સ્થાન છે અને કયા ગુરુ છે એની તપાસ કરી. એ વખતે સુમાત્રામાં ચંદ્રકીર્તિ નામના મહાવિદ્વાન હતા. ભૂમિ માર્ગે બ્રહ્મદેશમાં ગયા, આગળ સમુદ્ર માર્ગે ગયા. એમ દીપંકર ચંદ્રકીર્તિ પાસે પહોંચ્યા. વિકટ માર્ગ પસાર કરીને, કષ્ટ વેઠીને, બાર વર્ષ લગી એમણે ત્યાં અભ્યાસ કર્યો. ત્યાંથી ગુરુની આજ્ઞા લઈ સિંહલ દેશ પહોંચ્યા. બ્રહ્મદેશમાં ગયા અને છેવટે રાજા નયપાલની

વિનતિથી એ વિક્રમશીલમાં આચાર્યપદે આવ્યા. કહે છે કે બૌદ્ધામાં તાંત્રિકોનું કાળચક્ર એમણે શરૂ કરેલું અને એને તિબેટમાં એમણે સ્થાપ્યુ.

દીપંકરના આગમનની ખબર મળી એટલે રાજાજ્ઞા નીકળી કે એમનું ભવ્ય સ્વાગત કરો. રાજા પોતે સરહદ સુધી સત્કાર કરવા સામે આવ્યા, અને વાજતેગાજતે રાજધાનીમાં લઈ ગયા. આચાર્યને રાજ્યમાં ઊંચામાં ઊંચી પદવી આપી. એમણે પચીસ ગ્રંથો લખ્યા. તિબેટનું પંચાંગ શરૂ કર્યું. એ એટલા લોકપ્રિય બન્યા કે એમનાથી તિબેટ છોડી શકાયું નહિ. ૭૩મા વર્ષ લગી એ કામ કરતા રહ્યા ને ત્યાં જ મૃત્યુ પામ્યા.

બુદ્ધજ્ઞાનપાદે મંત્ર અને વજ્રાયનની વિદ્યા ખીલવી હતી, એનો અભ્યાસ વધાર્યો હતો. એકલી વિક્રમશીલ વિદ્યાપીઠમાં જ આ વિદ્યા શીખવાતી. એમના સંસ્કૃત ગ્રંથો ઉપલબ્ધ નથી; પરંતુ એનાં તિબેટી ભાષાંતરો થયાં છે ને જળવાયાં છે. વિક્રમશીલમાં વ્યાકરણ, તત્ત્વજ્ઞાન, તર્ક, વિધિ અને બીજા ઘણા વિષયો શીખવાતા. પદ્મસંભવ તિબેટમાં ગયા તે પછી એમના શિષ્ય વિરોચન વિક્રમશીલમાં રહ્યા અને સંસ્કૃતમાં બૌદ્ધ અને તાંત્રિક ગ્રંથો રચ્યા પછી એ પણ તિબેટ પહોંચ્યા. જેતારી પણ ઘણા વિદ્વાન હતા. ચણક રાજાના સમયમાં પંડિત રત્નાકર શાંતિ વિક્રમશીલના દ્વારપાળ હતા. એના ગુરુ જેતારી હતા અને સુપ્રસિદ્ધ દીપંકર શ્રીજ્ઞાનના ગુરુ પણ જેતારી હતા.

અસિત ગૌડ દેશના બ્રાહ્મણ કુટુંબના હતા. ઈ. સ. ૯૮૦માં શ્રીમંત કુટુંબમાં એમનો જન્મ થયો હતો; પરંતુ

માલમિલકતનો સર્વત્યાગ કરી રાહુલગુપ્ત પાસે એમણે દીક્ષા લીધી અને ભિક્ષુ બન્યા. ઓદંતપુરીના વિહારમાં શિક્ષા મેળવ્યા પછી ગુરુ શીલરક્ષિતે એમને દીપંકર શ્રીજ્ઞાનની પદવી આપી હતી. બૌદ્ધધર્મના એ મહાપંડિત હતા, ભારતીય તર્ક અને તાંત્રિક વિદ્યાઓના સારા જાણકાર હતા અને ભારતના સર્વશ્રેષ્ઠ મહાપંડિતોમાં એમનું સ્થાન હતું. કહે છે કે એ તારા નામની દેવીના ઉપાસક હતા. એક વાર સ્વપ્નમાં એ દેવીએ એમને આદેશ આપ્યો કે, તિબેટ જાવ. એ પછી જ એમણે રાજાનું નિમંત્રણ સ્વીકાર્યું હતું.

તિબેટમાં એમનું ભવ્ય સ્વાગત થયું, ૩૦૦ અશ્વારોહીઓ વાજતેગાજતે એમને રાજધાનીમાં લઈ ગયા; પરંતુ થોડા જ સમયમાં એમને ખબર પડી કે તિબેટમાં બૌદ્ધધર્મની વિકૃતિ થઈ છે. લોકો મૂઢતામાં ગરક છે. રાજા ચાન ચુબે વિનતિ કરી કે આવી અવદશામાંથી ઉગારો. એ પછી દીપંકરે લામા પદ્ધતિ શરૂ કરી ધર્મની વ્યવસ્થામાં પલટો આણ્યો. આ રીતે એમણે જાણે નવો જ ધર્મ પ્રચલિત કરી દીધો. અને એમના પટ્ટશિષ્ય બ્રોમટોનને નવી શાખાના મહંત સ્થાપ્યા. કહે છે કે તિબેટી ભાષામાં એમણે સ્વતંત્ર ગ્રંથો લખવા માંડ્યા જેની સંખ્યા ૨૦૦ સુધી પહોંચી. તિબેટનાં ધર્મ અને સંસ્કૃતિ ઉપર એમનો ઘણો પ્રભાવ પડ્યો.

વિક્રમશીલ વિદ્યાપીઠના બીજા પંડિતોનાં નામ હજી પણ સચવાયાં છે : કમલાકુલીશ, નરેન્દ્ર શ્રીજ્ઞાન, દાનરક્ષિત, અભયંકર ગુપ્ત, સુભકરગુપ્ત, સુનાયકશ્રી, ધર્માકર શાંતિ અને સાખ્યશ્રી પંડિત.

નાલંદા અને વલભીની વિદ્યાપીઠો વિષે જેટલી માહિતી

મળે છે, તેટલી વિક્રમશીલ વિદ્યાપીઠ વિષે ઉપલબ્ધ નથી; પરંતુ તિબેટમાં ગયેલા પંડિતો વિષે તિબેટના ગ્રંથોમાં જે ઉલ્લેખો મળે છે તે ઉપરથી ઘણી ઉપયોગી માહિતી ભેગી થઈ શકી છે. તબક્કત-ઇ-નાસારી નામના પુસ્તકમાં જણાવ્યું છે કે વિક્રમશીલનો સંપૂર્ણ નાશ કરવામાં આવ્યો હતો. ઘણું કરીને જેણે નાલંદા બાળ્યું તે બખ્ત્યાર ખીલજીએ જ ઈ. સ. ૧૨૦૩ માં વિક્રમશીલનો વિનાશ કર્યો. એ સમયે કાશ્મીરના સાખ્યશ્રી પંડિત આચાર્ય પદે હતા. વિક્રમશીલનો સંપૂર્ણ વિનાશ થઈ ગયો એ પછી શ્રી પંડિત જગદ્દાલાની વિદ્યાપીઠમાં ગયા. અને ત્યાંથી કેટલાક ભિક્ષુઓ અને પંડિતોની સાથે તિબેટમાં જઈને રહ્યા.

૪૦૦ વર્ષ લગી વિક્રમશીલમાંથી વિદ્યા અને તેજનો પ્રસાર દેશમાં તેમ જ પરદેશોમાં થયો. રાજા ધર્મપાલે આઠમા સૈકામાં શરૂ કરેલી મહાજ્યોતિને પ્રજ્વલિત રાખવા અનેક વિદ્વાનોએ આત્મનિવેદન કર્યાં. એનો અંત શાથી આવ્યો ? આવો કરુણ અંત કેમ આવ્યો ?

નાલંદાની વિદ્યાપીઠના પ્રખર વિદ્વાનો અને સાધુ પુરુષોને પરદેશનાં નિમંત્રણો મળ્યાં હતાં. આઠમા સૈકામાં શાંત રક્ષિત અને કમલશીલ તિબેટ ગયા. ગુરુ પદ્મસંભવને પણ લગભગ એ જ અરસામાં તિબેટે નિમંત્ર્યા હતા. એ પછી ભારતની જુદી જુદી વિદ્યાપીઠોમાંથી કેટલાક પંડિતો અને ભિક્ષુઓ તિબેટ પહોંચ્યા હતા, અને અગિયારમી સદીમાં દીપંકર શ્રીજ્ઞાન તિબેટમાં ગયા. એમણે તેર વર્ષ લગી ત્યાં પ્રવૃત્તિ કરી અને મૃત્યુ પર્યંત ભારતીય જ્ઞાન અને ધર્મનું તેજ ફેલાવતા રહ્યા,

## ૩૯ : અજંતા

**અજંતા** એ બૌદ્ધ તીર્થધામ છે. પહાડમાંથી કોરી કાઢેલી ગુફાઓમાં મઠ, ચૈત્ય અને મંદિરો બનાવ્યાં છે. એને શિલ્પ વડે ખૂબ શોભાવ્યાં છે. એમાં ચિત્રકામ કર્યાં છે અને મૂર્તિઓ મૂકી છે. આથી એ કલાધામ કે સૌંદર્ય-ધામ બન્યુ છે.

ફરીદપુરથી ચાર માઈલ દૂર, જલગાંવથી ૩૪ માઈલ દૂર અને ઔરંગાબાદથી ૬૩ માઈલ દૂર, ૨૦°–૩૦' ઉત્તરે અને ૭૫°–૪૫' પૂર્વે અજંતા આવ્યુ છે. ત્યાં પહોંચવા માટે બસની સગવડ મળે છે. અજંતાની ગુફાઓ અને ચિત્રો ઉપર દેશપરદેશના ઘણા માણસોનું ધ્યાન ખેંચાયું છે. ઘણા ઉસ્તાદ ચિત્રકારોએ એ ચિત્રોની નકલો ઉતારી છે, એનાં સુંદર વિવેચનો લખાયાં છે. ભીંત ઉપર ચીતરેલાં ગુફાચિત્રોને 'ફ્રેસ્કો' કહે છે. અજંતાનાં ભીંતચિત્રો હિંદી કળાના શ્રેષ્ઠ નમૂના ગણાયા છે, દુનિયાભરમાં મશહૂર બન્યાં છે. અજંતાના શિલ્પ અને ચિત્રકામને લીધે ભારતની કળામાં નવજીવન આવ્યું છે. અનેક કળાકારોએ એમાંથી પ્રેરણા મેળવી નવી ભારતીય શૈલી ઉપજાવી છે. સૈકાઓ પહેલાં હજારો બૌદ્ધયાત્રીઓ અજંતાની ગુફાઓની યાત્રાએ જતા. ત્યાં બૌદ્ધ સાધુઓનો નિવાસ થતો. ઈ. સ. પૂર્વે ૨૦૦થી તે ઈ. સ.ના આઠમા સૈકા લગી એક હજાર વર્ષ સુધી દેશના જુદા જુદા ભાગમાંથી બૌ[illegible]ા અનુયાયીઓ અજંતા તરફ આકર્ષાયા. સાતમા

ત્સાંગ ત્યાં ગયેલા. એમણે અજંતાની ગુફાઓનું વિગતવાર વર્ણન આપ્યું છે. એમાં જણાવ્યું છે કે આ સ્થળે ઘણા લોકો આવે છે. 'ગુફાનિકેતનમાં ૧૦૦ ફૂટ ઊંચું મોટું મંદિર છે, એમાં ૭૦ ફૂટ ઊંચી બુદ્ધની પાષાણમૂર્તિ છે. એની ઉપર સાત માળનું છત્ર છે, એ છત્રને નથી કોઈ અવલંબન કે નથી કોઈ આધાર, એક છત્રથી ત્રણ ફૂટ ઊંચે બીજું છત્ર છે, એમને પરસ્પરનો આધાર છે.'

બૌદ્ધધર્મ અસ્ત પામ્યો એટલે આ ગુફાના યાત્રીઓનો પ્રવાહ સુકાઈ ગયો. વર્ષો લગી એ ગુફાઓ નિર્જન વનમાં એકલીઅટૂલી પડી ભુલાઈ ગઈ. એના માર્ગમાં ઝાડીઓ ઊગી નીકળી અને શિલાઓ ધસી પડી. ન તો કોઈ પૂજા માટે ત્યાં ગયું, ન તો દર્શન કરવા. છેક ઓગણીસમી સદીની પહેલી પચ્ચીસી સુધી એવી અવદશા ચાલુ રહી. એવામાં સર જ્હૉન ઍલેક્ઝાન્ડર ત્યાં જઈ પહોંચ્યા. એમણે અજંતાના કલાભંડારો વિષે જણાવ્યું ત્યારે અનેકને આશ્ચર્ય થયું. ઈ. સ. ૧૮૪૯માં મેજર ગીલ નામના કલાકારે અજંતા ચિત્રોની નકલો ઉતારવા માંડી; પરંતુ દુર્ભાગ્યવશાત્ લંડનમાં આગ લાગી તેમાં એમણે દોરેલાં ઘણાંખરાં ચિત્રો નાશ પામ્યાં. એ પછી ફર્ગ્યુસન નામના કલાવિદે એનાં વિગતવાર વર્ણન કરી ઘણો પ્રકાશ નાખ્યો, એથી એ ગુફાઓમાં લોકોને રસ ઉત્પન્ન થયો. જોતજોતામાં અજંતાના કલામંડપો જગવિખ્યાત બની ગયા.

આ ગુફાઓ અર્ધચક્રાકારે આવી છે. પહાડના મધ્યભાગે છે. નીચે વાઘોરાની નિર્ઝરિણી વહે છે. ઉપર પહાડની શિલા છે ને એને માથે વન ઊગ્યાં છે. કોઈ કોઈ

છત આગળથી કામ શરૂ કર્યું અને ધીરે ધીરે નીચે ઊતરતા ગયા. પહેલાં ત્રિકમ અને કોશકોદાળી વાપર્યાં અને પાછળથી બારીક કોતરકામ માટે છીણી–ટાંકણાં લાવ્યા. બધુ કામ ચોકસાઈથી ચાલ્યુ. પૂર્વયોજના મુજબ ખૂબ કાળજી રાખી, ભારે પરિશ્રમ ઉઠાવ્યો, ત્યારે જ આ જંગી શિલાઓમાંથી ગુફાનાં મંદિરો ને મૂર્તિઓની રચના થઈ શકી.

અજંતાનાં ચિત્રો વિષે એમ કહેવાય છે કે, કલાકારોએ કોઈ પ્રકારની માટીમાં વનસ્પતિ ભેળવી અને એ મિશ્રણનું પ્લાસ્ટર કર્યું. એના ઉપર ચૂનાનું પડ ચડાવ્યું. કોઈ પ્રકારના ગુંદરમાં રંગ મેળવ્યા. આવી સાદી પદ્ધતિ રાખવા છતાં જે ચિત્રો ચીતર્યાં તે સેંકડો વર્ષ ટક્યાં. એ ચિત્રો એવાં સુરેખ અને ભાવવાહી બન્યાં કે સર્વત્ર પ્રશંસા પામ્યાં. આ ચિત્રો છે પણ જુદા જુદા સમયનાં. એમાં સાંપ્રદાયિક અને આધ્યાત્મિક બન્ને ભાવ પ્રબળ અને પ્રભાવી છે. કેટલાંક ચિત્રોમાં બુદ્ધના જીવનપ્રસંગો છે. કેટલાંકમાં બુદ્ધના પૂર્વજન્મની જાતક–કથાઓના પ્રસંગો ચીતર્યા છે. કેટલાંક ચિત્રોમાં સાંસારિક ભાવો ઉતાર્યા છે, રાજદરબાર કે સમાજનાં ચિત્રો છે. એમાં સંયોજનની ખૂબી છે, પ્રમાણ જળવાયુ છે, રંગનો અતિસુંદર સુમેળ થયો છે; વસ્ત્રો, આભૂષણો, લોકોની રોજિંદી વપરાશની ચીજો, જીવનની પદ્ધતિના રંગઢંગ, એ સમાજનું વાસ્તવિક દર્શન–એવું ઘણું એમાંથી જાણી શકાય છે, ફૂલો અને ફૂલવેલો, એમની ગૂંથણી કરીને રચેલી આકૃતિઓ, છોડ, વૃક્ષો, પ્રાણી ને પંખીઓ, વહાણો, મત્સ્યો, દેવદેવીઓ,

અપ્સરાઓ ને ગંધર્વો, રાજાથી તે રંક સુધીના જુદા જુદા દરજ્જાની વ્યક્તિઓ એ સૌનાં સ્થાન, છટા, ભાવ જાળવીને દર્શાવ્યાં છે. અજંતાનાં ચિત્રોમાં રેખાનું લાલિત્ય અને રંગનું માધુર્ય એ બન્નેનો સુભગ સંગમ છે, પરિજનના હાથમાં રહેલું ચમર પણ એવી રીતે દર્શાવ્યું છે કે એ હાથની બધી આંગળીઓ બોલતી બની છે. નિરાશા, આશ્ચર્ય, મુગ્ધાવસ્થા, આતુરતા, આનંદ–આવા અનેક ભાવ સાદી રેખા ને એથી સાદા રંગમાં અજંતાના કલાકારે પ્રગટ કર્યા છે.

પહેલા નંબરની ગુફા સ્થાપત્યનો ઉત્તમ નમૂનો છે. એનું શિલ્પ ઊંચા પ્રકારનું છે. આ વિહાર ઘણો સુંદર બન્યો છે. એમાં વીસેક ચિત્રો છે. બીજા નંબરની ગુફા પણ વિહાર માટે બનાવી છે. એમાં ૩૮ ચિત્રો છે. નવમી ગુફામાં જુદા જુદા સમયે તૈયાર થયેલાં પાંચ ચિત્રો છે. એ ચૈત્ય છે. દસમી ગુફા ઈ. સ. પૂર્વે બીજા સૈકાની એટલે આ ગુફા સમૂહમાં અતિ પ્રાચીન છે. એમાં વસિષ્ઠિપુત્રનો શિલાલેખ અને સ્તૂપ છે. ચારે બાજુએ ચિત્રો કાઢેલાં છે. બારમી ગુફા સંઘારામ છે, ઘણા પ્રાચીન સમયની છે, એમાં બ્રાહ્મી લિપિમાં કોતરેલો શિલાલેખ છે. તે ઉપરથી જણાયું છે કે ધનમાદાંદ નામના વેપારીએ કરેલા દાન વિષે જણાવ્યું છે. આ ગુફાનાં ચિત્રોનો વિનાશ થઈ ચૂકયો છે. સોળમા નંબરની ગુફામાં અજંતાનું ઊંચી કોટિનું શિલ્પ છે, વિહારનો ઉત્તમ નમૂનો છે. એમાં બુદ્ધની ભવ્ય મૂર્તિ છે. એ ગુફામાં ૧૪ ચિત્રો છે. સત્તરમી (અશ્મકની) ગુફામાં ૬૧ ચિત્રો છે. પરસાળની ડાબી ભીંતે ત્યાં શિલા-

લેખ છે. ઓગણીસમી ગુફા ચૈત્ય છે. બૌદ્ધ સ્થાપત્યકળા પહાડના પાષાણોમાં કેવી અદ્દભુત કારીગરી કરી શકે તે આ સ્થળે જોઈ શકાય છે. છવ્વીસમી ગુફા પણ ચૈત્ય છે, એમાં બે લેખ છે. એની વિશેષતા એ છે કે ત્યાં પરિનિર્વાણ લેતા બુદ્ધની મૂર્તિ છે. આખી ભીંત ભરીને વિશાળકાય બુદ્ધમૂર્તિની રચના કરી છે. એની હેઠળની શિલા ઉપર મારની સેનાનું આક્રમણ બતાવ્યું છે.

અજંતાનાં કેટલાંય ચિત્રો ઉત્કૃષ્ટ છે. તેમાંયે સત્તરમી ગુફાની ઊડતી આકૃતિઓ, રાણીની શૃંગારસજાવટ અને લોકસમુદાયને બુદ્ધનો ઉપદેશ; સત્તરમી ગુફામાં જ્ઞાનપ્રાપ્તિ પછી બુદ્ધનું ગૃહાગમન અને યશોધરા સાથેનું મિલન; પહેલી ગુફાના બોધિસત્ત્વ, ૨૬ મી ગુફાનું ચૈત્ય; ગુફાઓની પરસાળો અને દર્શન, છતમાં મૂકેલી ચિત્ર–તકતીઓ; બીજા નંબરની ગુફામાં નૃત્યાંગનાને દંડ દેતા રાજન; પહેલી ગુફામાં બુધ અને યશોધરા—એ ચિત્રો તો વારંવાર જોવા જેવાં છે. ચિત્રકારો જે ઊલટ રાખીને અજંતાનાં ચિત્રો તરફ ઢળ્યા છે, તે જોતાં અજંતાના શિલ્પની અવગણના થઈ છે; એના શિલ્પની જોઈએ એવી કદર થઈ નથી.

ભારતમાં બૌદ્ધધર્મ ઊગ્યો અને આથમ્યો એ સમગ્ર સમયનું પ્રતિબિંબ અજંતામાં સચવાયું છે. અજંતાનું સ્થાપત્ય, એનું શિલ્પ, એનાં ચિત્રો—એ સૌ બૌદ્ધ ચડતી-પડતીનાં સાક્ષી બન્યાં છે. એ સમયના સમાજનું સળંગ દર્શન અહીં મળે છે. પ્રજામાં રહેલી કળા, ધર્મ, સંસ્કૃતિ, જીવનની પદ્ધતિ, તત્ત્વવિચાર, દેવદેવાંગનાના ખ્યાલ એમ જીવનનાં ઘણાં પાસાં વિષે અજંતા જાણે મોટું પ્રદર્શન છે!

અજંતાનો અધિકાર પહેલાં હૈદરાબાદ રાજ્યના નિઝામ સરકાર પાસે હતો. એમણે એની સંભાળ લેવા માંડી હતી. ઔંધના રાજવીએ હિંદી ચિત્રકારોને મોકલી નકલો બનાવરાવી અને ભારતીય કલાને નવી દિશા તેમ જ પ્રેરણા આપ્યાં. સ્વરાજ મળ્યા પછી પ્રજાકીય સરકારે આ ગુફાઓની ઘણી સારી સંભાળ રાખી છે, સ્વચ્છતા જાળવી છે, તાલીમ આપેલા ભોમિયા રાખ્યા છે, પ્રકાશ માટે વીજળી બત્તીની સગવડ મળે છે. ચિત્રોની અને એના વિભાગોની નકલો તૈયાર થઈ રહી છે. પહાડી ઝરણાંને વાળી લઈને ગુફાઓને રક્ષણ આપ્યું છે. ભગવાન બુદ્ધના જીવન સાથે સંબંધમાં આવેલાં શાલ, ચંદન, પારિજાત, વેણુ, આમ્ર વગેરે વૃક્ષો વાવીને પહાડો શોભીતા બનાવ્યા છે. અજંતામાં બૌદ્ધ વાતાવરણ રહે એવી કાળજી લેવાય છે.

## ૪૦ : ઉડુપી

**મહીસુર** રાજ્યના દક્ષિણ કન્નડ જિલ્લામાં ૧૩° –૨૧' ઉત્તરે અને ૭૪ – ૪૫' પૂર્વમાં ઉડુપી છે. તેરમા સૈકામાં મધ્વાચાર્ય થયા. એમણે ત્યાં બંધાવેલુ કૃષ્ણનું મંદિર ઘણું જાણીતું છે.

શંકરાચાર્યે 'કેવલ અદ્વૈત'નુ પ્રતિપાદન કર્યું અને શિવના અવતાર મનાયા. રામાનુજાચાર્યે 'વિશિષ્ટાદ્વૈત'નું પ્રતિપાદન કર્યું અને એ શેષના અવતાર ગણાયા. વલ્લભાચાર્યે 'શુદ્ધાદ્વૈત'નું પ્રતિપાદન કર્યું અને અગ્નિના અવતાર કહેવાયા અને મધ્વાચાર્યે 'દ્વૈત'નું પ્રતિપાદન કર્યું અને એ વાયુના અવતાર મનાયા.

મધ્વનો જન્મ ઈ. સ. ૧૨૩૮ માં (કેટલાકના મત પ્રમાણે ઈ. સ. ૧૧૯૯ માં) વિજયાદશમીને દિવસે ઉડુપીની પાસે થયો. એમના પિતાનું નામ નારાયણ ભટ્ટ. એમને મધ્યગેહ ભટ્ટ પણ કહે છે. એમની માતાનું નામ વેદવતી. આ દંપતી ઉડુપી પાસે રજતપીઠ ગામમાં રહેતાં. એ નાડુગણે બ્રાહ્મણ કુળના હતા. કહે છે કે તૌલવા પ્રદેશના રાજા મયૂરવર્માએ અહિચ્છત્રા નગરીમાંથી વિદ્વાન બ્રાહ્મણોને નિમંત્ર્યા અને તૌલવાનાં બત્રીસ ગામોમાં વસાવ્યા. એ ધર્મિષ્ઠ અને વિદ્યાભ્યાસંગી બ્રાહ્મણકુળમાં મધ્વનો જન્મ થયો.

એક કથા જણાવે છે કે એક વાર ચંદ્ર પુષ્કરણીના તીરે તપ કરતા હતા ત્યારે એમના સસરા દક્ષનો શાપ લાગ્યો. એનું નિવારણ કરવા તેમણે ભગવાન ચંદ્રમૌલીશ્વરની

આરાધના શરૂ કરી. પરશુરામ ક્ષેત્રમાં આ સ્થળને રૌપ્ય પીઠ તરીકે ઓળખાવ્યું છે. ગોકર્ણથી માંડીને તે ઠેઠ કન્યા-કુમારી સુધીની ભૂમિપટ્ટી પરશુરામના પરાક્રમને લીધે સાગરમાંથી બહાર આવી, તેથી એ આખો પ્રદેશ પરશુ-રામ ક્ષેત્રના નામે ઓળખાય છે. ઉડુપી પાસેના આ સ્થળે રાજા રામભોજ તરફથી યજ્ઞ થયો હતો. એ રાજા પરશુ-રામના ભક્ત હતા. કહે છે કે પરશુરામ પ્રગટ થયા, પ્રસન્ન થયા અને યજ્ઞવેદીવાળી જગ્યાને રૌપ્યપીઠ તરીકે જાહેર કરી. ઉડુપ એટલે ચંદ્ર; એના ઉપરથી ઉડુપી નામ આવ્યું હોય એમ જણાય છે.

ઉડુપીની શ્રીકૃષ્ણની મૂર્તિ શાલિગ્રામ કોટિના પાષાણ-ની છે અને ઘણી પવિત્ર મનાય છે. કહે છે કે દ્વાપરયુગમાં કૃષ્ણનાં પત્ની રુક્મિણી એની પૂજા કરતાં. કૃષ્ણના બાળ-સ્વરૂપની એ મૂર્તિ છે; વામ હસ્તમાં દધિમંથનનો મેરુ રાખ્યો છે અને દક્ષિણ હસ્તમાં વલોણાનાં નેતરાં છે. સમુદ્રમાં દ્વારિકા સમાઈ ગઈ, ત્યારે આ મૂર્તિ ઉપર ગોપી-ચંદન ફરી વળ્યું; પરંતુ મધ્વના સમયમાં દ્વારિકાથી એક વહાણ ઉડુપી નજીક વડભાંડેશ્વર આવતું હતું, ત્યારે વહાણને સમતોલ રાખવા એમાં વજન ઉમેરવાની જરૂર પડી. એ માટે કોઈ નાવિક સમુદ્રમાંથી ગોપીચંદનનો મોટો ગઠ્ઠો ઉપાડી લાવ્યો, એમાંથી આ મૂર્તિ મળી. એ વહાણ વડ-ભાંડેશ્વર પાસે પહોંચ્યું ત્યારે અચાનક તોફાન ચડી આવ્યું. એ વખતે સમુદ્રકાંઠે મધ્વાચાર્ય ઊભા હતા. તોફાનના સંકટમાં સપડાયેલા વહાણને જોઈ મધ્વાચાર્યે પોતે ઓઢેલું વસ્ત્ર ફરકાવ્યું અને ભગવાનની કૃપા કે તે વહાણ ઊગરી

ગયું. આવો ચમત્કાર જોઈને વહાણનો કપ્તાન આચાર્યના પગમાં પડ્યો. એને ખાતરી થઈ હતી કે વહાણને ઉગારનારા આ સાધુપુરુષ જ છે. એટલે એ જે માગે તે દાનમાં આપવાનું જણાવ્યું. અંતરપ્રેરણા વડે આચાર્યે જાણી લીધું કે વહાણમાં માગી લેવા જેવું શું શું છે. એમણે ગોપીચંદન-નો ગઠ્ઠો માગી લીધો. મુકામે પહોંચ્યા પછી કપ્તાન તો એ ભાર ફેંકી દેવાનો હતો, એટલો જ એનો ખપ હતો, એટલે કપ્તાને તો રાજીખુશીથી ગોપીચંદન આપી દીધું. એમાંથી આચાર્યને કૃષ્ણની મૂર્તિ મળી ત્યારે એમના આનંદનો પાર રહ્યો નહિ. એ મૂર્તિ ઉડુપીમાં લઈ ગયા અને ત્યાં ભગવાન માટે મોટું મંદિર બંધાવી મૂર્તિની પ્રતિષ્ઠા કરી.

મધ્વાચાર્યનું મૂળ નામ વાસુદેવ. આઠમે વર્ષે એમને યજ્ઞોપવીત દીધું. ૨૫ વર્ષના થયા ત્યારે એમણે સંન્યાસ લીધો. એમને દીક્ષા આપનાર અચ્યુત પ્રેક્ષતીર્થે વાસુદેવને નવું નામ આપ્યું. એ મધ્વ બન્યા. એમનું બીજું નામ આનંદતીર્થ. એમને પૂર્ણપ્રજ્ઞ કે સર્વજ્ઞ પણ કહે છે. ૭૯ વર્ષ લગી એ જીવ્યા અને છેવટે બદરિકાશ્રમમાં માઘની નવમીએ એ અદૃશ્ય થઈ ગયા.

'મધ્વવિજય' અને 'મણિમંજરી' નામના ગ્રંથોમાં મધ્વાચાર્યનું જીવન પૌરાણિક શૈલીથી આલેખાયું છે. એમણે પોતે બ્રહ્મસૂત્રો ઉપર ભાષ્યો લખ્યાં છે. ઉપનિષદો અને ગીતા ઉપર પણ ભાષ્યો રચ્યાં છે. એમણે મહાભારત અને ભાગવત ઉપર પણ ગ્રંથો લખ્યા છે. 'દ્વાદશસ્તોત્રો' વગેરે મળીને એમણે ૩૭ ગ્રંથોની રચના કરી છે.

કૃષ્ણ મઠની સામે નાનુ ગોપુર છે. પાસે મધ્વ સરોવર છે. એમાં મંડપની રચના કરી છે. 'નવગ્રહ દ્વાર' નામે ઓળખાતી બારીમાંથી ચોવીસે કલાક ભગવાનની મૂર્તિનાં દર્શન થઈ શકે છે. મઠની નૈર્ઋત્યે અનંતાશનનુ પ્રાચીન મંદિર છે. એની નજીક ચંદ્રમૌલીશ્વરનુ મંદિર છે. ઉડુપીમાં મધ્વ સંપ્રદાયના આઠ પુરાણા મઠ છે. રથમાર્ગનો એક લંબચોરસ છે, એની ફરતે આવેલા આ આઠ મઠ વિષે પણ એક કથા છે: કહે છે કે મધ્વાચાર્યે આઠ શિષ્યોને દીક્ષા આપી. એ દરેકને પૂજા માટે નિરાળી મૂર્તિ પણ આપી. એમણે પાસે પાસે પોતાના સ્વતંત્ર મઠ સ્થાપ્યા. એ મઠનાં નામ છે: પાલિમાર, અદમાર, કૃષ્ણાપુરા, પુટ્ટિગે, શિરૂર, સોદે, કણ્પુર અને પેજાવર. એ મઠોના દેવ અનુક્રમે રામ, કાલીયમર્દન કૃષ્ણ, કાલીયમર્દન કૃષ્ણ અને નૃસિંહ, વિઠ્ઠલ, વિઠ્ઠલ, ભૂવરાહ, નૃસિંહ અને વિઠ્ઠલ છે. એ મઠોમાં વિદ્વાન સંન્યાસીઓ મહંતપદે છે.

વિજયનગરના સામ્રાજ્યના સમયમાં સોદે મઠના મહંત શ્રી વદિરાજ તીર્થ મહાપંડિત હતા. ઉડુપીના કૃષ્ણ મંદિરમાં મધ્વાચાર્યના આઠ શિષ્યો થોડે થોડે અંતરે વારાફરતી પૂજાવિધિ કરતા; પરંતુ શ્રી વદિરાજ તીર્થે બે વર્ષનો ગાળો મુકરર કર્યો. એ પદ્ધતિને 'પર્યાય' એવું નામ આપ્યુ. એક મઠાધિપતિ બે વર્ષ લગી પૂજાવિધિ કરી રહે તે પછી બીજા મઠાધિપતિને કામ સોંપાય. નવો 'પર્યાય' દર ત્રીજે વર્ષે જાન્યુઆરી મહિનામાં આવે ત્યારે ઉડુપીમાં મોટો પર્યાયવિધિ થાય છે.

કહે છે કે એ સમયે પ્રચલિત બનેલા એકવીસ સંપ્રદાયો

વિષે મધ્વાચાર્યને જ્ઞાન હતું. 'મધ્વવિજય'નામના ગ્રંથમાં જણાવ્યુ કે એમણે પર્શિયન ભાષાનો અભ્યાસ કર્યો હતો. એમના દર્શનનો સાર એવો છે કે શ્રીહરિ એ પરમ સત્ય છે; જીવ માત્ર એથી જુદા છે અને એમની સેવા માટે સર્જાયા છે; પરમાત્મા અને જીવ વચ્ચે ભેદ છે તેમ જીવ અને જીવ વચ્ચે તથા જીવ અને જડ જગત વચ્ચે પણ ભેદ છે. જ્ઞાન પ્રાપ્ત કરે, સત્કર્મો આચરે અને ઈશ્વરની ભક્તિ વડે સેવા કરે ત્યારે મોક્ષ પ્રાપ્ત થાય છે; ઈશ્વરની સમીપે રહેવું, એમાં તલ્લીન થવું તે મોક્ષ.

'મણિમંજરી'ના કર્તા નારાયણ ભટ્ટ છે. એમાં એક મણિમત નામના અસુરની રમિક કથા આપી છે. આ કથા ઉપરથી જણાય છે કે શંકરાચાર્યના અનુયાયીઓ સાથે માધ્વાચાર્યના અનુયાયીઓનું ઘર્ષણ ચાલતું હશે. શૃંગેરી અને ઉડુપી વચ્ચે માત્ર ચાલીસ માઈલનું અંતર છે. મધ્વે શાંકરમતનો અભ્યાસ કરેલો; પરંતુ પાછળથી એમણે પોતાનુ સ્વતંત્ર દર્શન પ્રગટ કર્યું અને ત્યારથી શાંકરમત સાથે ઘર્ષણ થયુ. શૃંગેરી મઠના સાધુ–સંન્યાસીઓ જોડે એમણે લાંબા વિવાદ કર્યા હતા. દક્ષિણ ભારતમાં એમની કીર્તિ ફેલાઈ ત્યાર પછી એ ઉત્તર ભારતની યાત્રાએ ઊપડ્યા. હરદ્વારથી બદરિકાશ્રમ પહોંચ્યા. કહે છે કે ત્યાં એમને ભગવાન વ્યાસ સાથે મુલાકાત થઈ અને વ્યાસે એમને આદેશ આપ્યો કે બ્રહ્મસૂત્રો ઉપર ભાષ્યો રચો.

પાછા ફરતાં ફરતાં એમણે શાંકરમતના અનેક વિદ્વાનો સાથે ચર્ચાઓ કરી. એમાં એક શોભન ભટ્ટ હતા. એમણે 'મહાભારત તાત્પર્ય–નિર્ણય' નામનો બત્રીસ અધ્યાયવાળો

ગ્રંથ લખ્યો છે. મધ્વ કહેતા કે ચાર વેદ, ... ભારત, રામાયણ અને બ્રહ્મસૂત્ર આટલાં પ્રમા... પુરાણોમાં પાચ રાત્રનો વિસ્તાર કર્યો હોવા... પ્રમાણ છે, અને આટલા ગ્રંથો સાથે ઘર્ષણમાં ... નાવતાં હોય એવાં ધર્મશાસ્ત્રો પણ પ્રમાણ છે. વિષ્ણુ, નારાયણ અથવા વાસુદેવ એ પરમાત્મા છે. આ જગત સત્ય છે એટલું જ નહિ; પરંતુ ઈશ્વર, જીવ અને જગત વચ્ચે પાચ પ્રકારના ભેદ છે: (૧) ઈશ્વર અને જડ વસ્તુ વચ્ચેનો ભેદ, (૨) જીવથી જડનો ભેદ, (૩) એક જીવથી બીજા જીવનો ભેદ, (૪) એક જડ પદાર્થથી બીજા જડ પદાર્થનો ભેદ અને (૫) જીવથી ઈશ્વરનો ભેદ. આનું જ્ઞાન થાય તેને મુક્તિ મળે. એમણે જીવના ત્રણ પ્રકાર કહ્યા: મુક્તિયોગ્ય (દેવ, ઋષિ, પિતૃ, ચક્રવર્તી અને ઉત્તમ મનુષ્ય), નિત્ય સંસારી (સદા સુખ–દુઃખે સાથે રહેતા અને કર્મ મુજબ ગતિ કરનારા) જીવો અને તમોયોગ્ય (દૈત્ય, પિશાચ કે અધમ મનુષ્ય).

દ્વૈત દર્શનના આધારે એમણે 'ગીતા તાત્પર્ય-નિર્ણય'-નો ગ્રંથ લખ્યો. એ ગીતા ઉપરનું ભાષ્ય થયું. ઉપનિષદના મહાવાક્ય तत्त्वमसि નો અર્થ એમણે अतत्त्वमसि કર્યો, કહ્યું કે अ આગલા સ્વરમાં સમાયેલો છે, પ્રચ્છન્ન છે.

મધ્વાચાર્યે શાંકરમતનું ખંડન કર્યું. મધુસૂદન અને અપ્પય્યા દીક્ષિતે મધ્વ ઉપર પ્રહાર કર્યા. મધ્વના શિષ્યોએ શંકર મત ફેંદી નાખ્યો. આમ એક ઉપર બીજી ટીકા થતી ગઈ, ભાષ્યો ઉપર ભાષ્યો રચાતાં ગયાં. એનું સાહિત્ય ઘણું વધ્યું. મધ્વના બ્રહ્મસૂત્ર ભાષ્ય ઉપર જયતીર્થે 'તત્ત્વ-

પ્રકાશ'નામની ટીકા લખી. એના ઉપર વ્યાસ યતિએ 'તાત્પર્યચંદ્રિકા' નો ગ્રંથ લખ્યો. અને એ 'તાત્પર્ય-ચંદ્રિકા' ઉપર રાઘવેન્દ્ર યતિએ 'ચંદ્રિકાપ્રકાશ' નામની ટીકા પ્રસિદ્ધ કરી. શંકર અને મધ્વનાં ભિન્ન દર્શનો ઉપર વ્યાસતીર્થ, મધુસૂદન અને રામાચાર્યે ઘણા વાદવિવાદ ચલાવ્યા છે.

ઉડુપીના કૃષ્ણ મંદિરમાં ઘણા ઉત્સવો ચાલે છે. મકર નવમીનો દિવસ મધ્વ નવમી તરીકે ઓળખાય છે. એ દિવસે મધ્વાચાર્ય બદરિકાશ્રમમાંથી અદૃશ્ય થયા હતા. હોળી, રામનવમી, મેષ રાશિમાં સૂર્ય પ્રવેશે તે નવા વર્ષનો દિવસ, નૃસિંહજયંતી, ભાગીરથી ઉત્સવ, કૃષ્ણજયંતી, ગણેશચતુર્થી, અનંતચતુર્દશી, નવરાત્રિ, દીપાવલી અને બીજા ઉત્સવો દર વર્ષે નિયમિત ઊજવાય છે. આ સ્થળનો વિશેષ ઉત્સવ તે પર્યાયઉત્સવ દર ત્રીજે વર્ષે ઊજવાય છે. દક્ષિણ કર્ણાટકમાં મધ્વાચાર્યના ઘણા અનુયાયીઓ છે. ઉડુપી એમનું મહાતીર્થ છે.

# ૪૧ : મોઢેરા

**ઉત્તર** ગુજરાતમાં ચાણસ્મા અને બહુચરાજીનાં રેલવે સ્ટેશનોની વચ્ચે પાટણથી ૧૮ માઈલ દક્ષિણે મોઢેરા નામનું નાનું ગામ છે. સૂર્યમંદિર માટે એ સ્થળ ઘણું પ્રખ્યાત હતું. એ ગામની આસપાસનો પ્રદેશ સપાટ મેદાન છે. મોઢેરા પુષ્પાવતી નામની નાની નદીના તીરે વસ્યુ છે.

મોઢેરાનું સૂર્યમંદિર ક્યારે બંધાયુ તેની ચોક્કસ માહિતી મળે એમ નથી; પરંતુ ઈ. સ. ૧૦૨૬ ના એક શિલાલેખ ઉપરથી જણાય છે કે અગિયારમા સૈકાની શરૂઆતમાં એ બંધાયું હશે. એ ગામે આજે તો નાનાં ઝૂંપડાં છે; પરંતુ એ વિસ્તારમાં એક કાળે મોટું નગર હશે. એની ઇમારતોના અવશેષો ચોમેર વેરાયેલા પડ્યા છે. કોઈ સ્થળે સ્તંભના ટુકડા છે, તો કોઈ સ્થળે ઝરૂખાનાં શિલ્પ છે; તો કોઈ ઠેકાણે મૂર્તિના અંગભંગ વેરાયેલા છે. આખો વિસ્તાર આવા અવશેષોથી છવાયેલો છે.

મંદિરના સામેના ભાગમાં રામકુંડ કે સૂર્યકુંડના નામે ઓળખાતું એક મોટું સરોવર હતું. આજે તો એ જીર્ણ-શીર્ણ થઈ ગયું છે. મોઢેરા વિષે ફારુકીએ ઘણી પ્રશંસા કરી છે. એ લખે છે કે 'મોઢેરાનું તળાવ જોઈને વિચારવંતા પુરુષો ચકિત થઈ જતા. જેમ જેમ એનો ખયાલ કરતા, તેમ તેમ એનું વર્ણન મુશ્કેલ બની જતું. એ તળાવનો એટલો મોટો વિસ્તાર હતો કે, એની ફરતે સહસ્ર મંદિરો સમાઈ શકતાં. ફારુકીના વર્ણન ઉપરથી એમ સમજાય છે કે ગઝનીના મહંમદ એ રસ્તેથી ગયા ત્યારે ત્યાં સૂર્યમંદિરની

કોઈ રચના નહોતી. એમ છતાં મોઢેરામાંથી ઈ. સ. ૧૦૨૯નો શિલાલેખ તો મળ્યો છે.

કેટલાક વિદ્વાનોનો મત છે કે મોઢેરાના મંદિરની કારીગીરી એવા ઉત્તમ પ્રકારની હતી કે એને પ્રાચીન સમયનું જ માનવું જોઈશે. એ સ્થળેથી દેવી સીતા, વિષ્ણુ, ચંદ્ર, રાવણ વગેરેની મૂર્તિઓ મળી છે. કહે છે કે સૂર્ય-મંદિરના મંડપ ઉપર ઘણો સુંદર ઘૂંમટ હતો, તે મુસલમાનોએ દારૂગોળો સળગાવીને ઉડાવી દીધો. ગર્ભગૃહમાં ભગવાન સૂર્યની ઊભી મૂર્તિ હતી. એની પ્રદક્ષિણા ફરવા માટે ખાસ માર્ગ રાખવામાં આવ્યો હતો. એના સ્તંભો ઉપર રામાયણના પ્રસંગોનાં શિલ્પો કોતર્યાં હતાં. સભામંડપની પાસે રંગમંડપ હતો. એમાં નૃત્યો થતાં. ત્યાં મહાભારતના પ્રસંગોનાં શિલ્પો કોતર્યાં છે.

મોઢેરામાં મુખ્ય મંદિર સૂર્યનું. એની ફરતે બીજાં દેવ–દેવીનાં ઘણાં મંદિરો હતાં. સૂર્યમંદિરની રચના શિલ્પશાસ્ત્ર અનુસાર કરવામાં આવી છે. સૂર્યમંદિર ૫૧ ફૂટ લાંબું ને ૨૫ ફૂટ પહોળું છે. એના સ્તંભ ૧૩ ફૂટ ઊંચા છે. કહે છે કે એનો ઘુંમટ ગિરનાર અને આબુનાં મંદિરો જેવો હતો. દીવાલો ઉપર ઘણી જગ્યાએ સૂર્યની પ્રતિમાઓ મૂકી છે; એમાં નવીનતા એ છે કે સૂર્યમૂર્તિના પગમાં ચામડાના લાંબી પટીવાળા પરદેશી ઢબના જોડા કોતરેલા છે. સૂર્યના ભારે જોડાની જેમ નૃત્યાંગનાઓનાં કેશગુંફન અને પુરુષોની દાઢી જોતાં એમ જણાય છે કે પર્શિયા ભણીથી મગ બ્રાહ્મણો આવ્યા ત્યારે ત્યાંથી આવી પ્રથાઓ લાવ્યા હશે અને એ મુજબ આ શિલ્પો તૈયાર થયાં હશે.

સૂર્ય વેદના દેવ ગણાય. ઋગ્વેદમાં સૂર્યની સ્તુતિ ઘણી જગ્યાએ કરી છે. આકાશમાં વિચરતા પ્રકૃતિના આ સ્વરૂપથી આર્યો પરિચિત હોય એ સ્વાભાવિક છે. આર્યોએ સૂર્યને ઘણાં નામ વડે સંબોધ્યા છે, એમની વિવિધ શક્તિ વર્ણવી છે, અનેક રૂપ કહ્યાં છે. મિત્રના રૂપમાં સૂર્યને સ્વતંત્ર દેવ તરીકે તેમ જ વરુણ સહિત માનીને પૂજ્યા છે. ઊગતો ભાનુ અંધકારનો નાશ કરે અને સર્વત્ર પ્રકાશ રેલાવે તેથી એને સૌનો 'મિત્ર' કહે એમાં શું આશ્ચર્ય !

વિષ્ણુને પણ સૂર્યનું એક રૂપ માન્યું છે. સૂર્યનાં ત્રણ પગલાં–સવાર, બપોર અને સાંજ–તે વામન અવતારે ભરેલાં ત્રણ પગલાં મનાય છે. ત્રણ પગલાં ભરીને સૂર્ય આખું વ્યોમ માપી લે એમ વામને પણ કર્યું. વેદની સૌથી વધારે જાણીતી પ્રાર્થના તે ગાયત્રી. એમાં સૂર્યનું આવાહન છે. સૂર્યના ઉદય અને અસ્તની વેળાએ એ મંત્ર બોલવાનો હોય છે. એથી એ મંત્રને 'સંધ્યા' કહે છે. દ્વિજ થવાનો સંસ્કાર આ ગાયત્રી મંત્ર વડે જ અપાય છે. દરેક દ્વિજ સંધ્યા કરતો હોય ત્યારે જે ઋચાઓ બોલે છે, તેમાં જણાવ્યું છે કે કુષ્ઠરોગ અને હૃદયરોગ જેવા દુઃસાધ્ય વ્યાધિઓ સૂર્યદેવ મટાડે છે. કહે છે કે મયૂર નામના એક કવિએ સૂર્યની સ્તુતિમાં શતક રચેલું, તેથી એ કુષ્ઠરોગમાંથી મુક્ત થયેલો. ભારતમાં જે કોઈ નાનો બાળક વ્યાયામ શાળામાં દાખલ થાય, તેને સૂર્યનમસ્કાર પહેલાં શીખવવામાં આવતા. ૧૨નો આંકડો સૂર્યની સાથે ખાસ સંબંધ ધરાવે છે. એમ મનાય છે કે સૂર્યદેવનાં

કે ઈરાનમાં માગી પૂજારીઓ થઈ ગયા તે આ જ લોકો હોવા જોઈએ. હ્યુએન-ત્સાંગે મુલતાનમાં મોટું સૂર્ય-મંદિર હતું એમ જણાવ્યું છે. એ મંદિર અલબેરુનીએ પણ જોયેલું. ઔરંગઝેબે એનો વિનાશ કર્યો હતો.

વરાહમિહિર કહે છે કે, સૂર્યનું કપાળ વિશાળ જોઈએ; નાક પ્રભાવી જોઈએ; ગાલ, છાતી અને જંઘાઓ પૂરેપૂરાં ખીલેલાં જોઈએ. એ મૂર્તિનો વેશ ઉત્તર ભારતમાં વસતા લોકોના વેશ જેવો જોઈએ અને છાતીથી તે પગ સુધી મૂર્તિનાં અંગો ઢંકાયેલાં હોવાં જોઈએ. ગળામાં માળા, કાનમાં કુંડળ, હાથમાં પદ્મ અને કેડે અવ્યાંગનો પટ્ટો પહેરાવેલો જોઈએ. મૂર્તિનો મુગટ રત્નજડિત હોવો જોઈએ. મુખ ઉપર સ્મિત દર્શાવવું જોઈએ. સૂર્યની મૂર્તિના પગમાં પરદેશી ઢંગના ઈરાની જોડા પણ જણાય છે.

ગુજરાતમાં જ્યારે ચાલુક્યોનું રાજ્ય હતું ત્યારે કળા, સ્થાપત્ય અને શિલ્પ ખૂબ ખીલ્યાં હતાં. એ સમયે મોઢેરાનું ભવ્ય મંદિર બંધાયું હશે. એ અરસામાં આબુ ઉપર ગુજરાતના રાજા ભીમદેવના મંત્રી વિમલશાહે જૈન મંદિરો બંધાવ્યાં હતાં. એ જ અરસામાં સોમનાથ પાટણનો જીર્ણોદ્ધાર થયો અને એ જ અરસામાં સિદ્ધપુરમાં રુદ્ર-મહાલય બંધાયો. બનવાજોગ છે કે મોઢેરાનું સૂર્યમંદિર પણ આ અરસામાં બંધાયું હશે.

મોઢેરાને મોઢેરાપુર પણ કહ્યું છે. ત્યાંથી મોઢેરા બ્રાહ્મણો અને વાણિયા બીજે સ્થળે જઈને વસ્યા. એમનું મૂળ વતન મોઢેરા ગણાય છે. મહાત્મા ગાંધીજી મોઢ વાણિયા હતા અને કલિકાલ સર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય પણ

મોઢ વણિક હતા. એમનાં માતા-પિતા ધંધૂકામાં જઈને વસ્યાં હતાં અને એમણે જૈન ધર્મની દીક્ષા ખંભાતમાં લીધી હતી.

'બૃહજ્જાતક' નામના ગ્રંથમાં વરાહમિહિરે સૂર્યની સ્તુતિ કરતાં કહ્યું છે કે :

मूर्तित्वे परिकल्पितः शशभृतो वर्माऽपुनर्जन्मना
आत्मेत्यात्मविदां क्रतुश्च यजतां भर्ताऽमरज्योतिषाम् ।
लोकानां प्रलयोद्भवस्थितिविभुश्चानेकधा यः श्रुतो
वाचं नः स ददात्वनेककिरणस्त्रैलोक्यदीपो रविः ॥

'સૂર્યમાંથી ચંદ્રની ઉત્પત્તિ થઈ (અથવા શિવની આઠ મૂર્તિમાં એક મૂર્તિ સૂર્યની છે). સૂર્ય મોક્ષદાતા છે, મોક્ષ પછી પુનર્જન્મ નથી. આત્મવિદ્યા જાણનારા જ્ઞાનીઓના આત્મા સૂર્ય છે અને યજ્ઞ કરનારાઓના યજ્ઞ પણ એ જ છે. સર્વ નક્ષત્રોને તેજ આપનારા એ જ છે. આ સૃષ્ટિનો ઉદ્‌ભવ, પાલન અને પ્રલય કરનારા વિભુ તે સૂર્ય છે. વેદોમાં એમને અનેક રીતે ઓળખાવ્યા છે. અનેક કિરણો વડે ત્રિલોકને અજવાળનારા સૂર્ય ભગવાન અમને વાણીની શક્તિ આપો.'

## ૪૨ : ભદ્રાવતી

**કચ્છમાં** માંડવીની પૂર્વ દિશામાં ૩૫ માઈલ દૂર ભદ્રાવતીનુ પ્રાચીન નગર હતું. એ સ્થળને ભદ્રેશ્વર કે ભદ્રેસર પણ કહે છે. હાલના ગામની ચારે તરફ પુરાણા શહેરના અવશેષો ઘણા વિસ્તારમા વેરાયેલા પડ્યા છે. કહે છે કે હાલનુ ગામ ૪૦૦ વર્ષ પહેલાં વસ્યુ છે. એની પૂર્વ દિશામા અર્ધા માઈલ છેટે જૈન મંદિર છે. એ મંદિરને ઘણા શિખરો છે અને યાત્રીઓ માટે ત્યાં મોટી ધર્મશાળા છે. એને વસહી પણ કહે છે.

ભદ્રાવતીનો ઇતિહાસ ઘણો જૂનો છે. કોઈ વિદ્વાનોનુ માનવું છે કે એ નગર રાજા યુવનાશ્વે બંધાવ્યુ હતું. અને પાંડવોના અશ્વમેધ યજ્ઞનો ઘોડો આ સ્થળે બાંધવામાં આવ્યો હતો.

જૈનોની એવી માન્યતા છે કે વિક્રમ સંવતનાં ૪૪૮ વર્ષ પહેલાં દેવચંદ્ર નામના એક જૈન ધનાઢ્યે એક વિશાળ જૈન મંદિર બંધાવ્યુ હતું.

પુરાણા ભદ્રાવતી નગરના કેટલાય અવશેષો ખોદીને લોકો લઈ ગયા. એનો ઉપયોગ નવાં મકાનો બાંધવામા કર્યો, છતાં હમણાં ત્યાં અમુક ઇમારતોનાં ખંડેરો હયાત છે. જયદેવ અથવા જગડુ શાકનુ વિખ્યાત જૈન મંદિર, જુડિયા વાવ, માનેશ્વર ચોખંડા મહાદેવ, પુલસરનુ તળાવ, આશાપુરીનુ મંદિર, પીર લાલ શાહબાજની દરગાહ અને બે મસ્જિદો. આશાપુરી અને ચોખંડા મહાદેવના મંદિરો મા કેટલાક શિલાલેખો છે. કહે છે કે વિક્રમ સંવત પહેલા દેવચંદ્રે જે જૈન મંદિર બંધાવેલુ તેનો જીર્ણોદ્ધાર કુમાર-

પાળે કર્યો અને તે પછી જગદેવશાહે કર્યો હતો. સંભવ છે કે એને બંધાતાં ઘણાં વર્ષો થયાં હશે અને વારંવાર એમાં ફેરફારો તેમ જ ઉમેરા થતા રહ્યા હશે. જગડુ શાહ વિ. સં. ૧૨૩૨ માં થયા એમણે મંદિરની આસપાસ પ્રદક્ષિણાના માર્ગ કરાવ્યા. જૈનો એમ પણ માને છે કે હરિવંશના રાજા સિદ્ધસેનનું પાટનગર ભદ્રાવતીમાં હતું. એમણે વિરાટ સંવત એકવીસમાં વસહી બંધાવ્યું. એ માન્યતા અનુસાર વિક્રમ અને ભર્તૃહરિહરના પિતા માળવાના રાજા ગંધર્વસેન હતા. વિરાટ સંવત શરૂ થયા પછી ૪૫૦ વર્ષે વિક્રમના મૃત્યુ બાદ એનો નવો સંવત શરૂ થયો હતો. જગદેવ શાહ ધનાઢ્ય જૈન વેપારી માણસ હતા. તે સમયના રાજા પાસેથી એમને ભદ્રાવતી ગામ ભેટ મળ્યું. એમણે વસહીનો જીર્ણોદ્ધાર કરાવ્યો અને એને વિશાળ બનાવ્યું. સંવત ૧૨૩૮ માં એ મૃત્યુ પામ્યા. એ ઘણા દાની હતા. કહે છે કે દેવસુરી નામના જૈન ગુરુ જગડુ શાહને મળ્યા અને ભવિષ્ય ભાખ્યું કે બાર વર્ષ પહોંચે એવો કપરો દુષ્કાળ આવવાનો છે. ગુરુના વચનમાં વિશ્વાસ રાખીને જગડુ શાહે દાણાપાણી અને ઘાસચારો સંઘરી રાખ્યો. સંવત ૧૨૦૪ થી ૧૨૧૫ સુધી દુષ્કાળ રહ્યો. એ વખતે જગદેવ શાહે એમના ભંડાર ખોલવા માંડ્યા, છૂટે હાથે અનાજ અને ઘાસચારો આપવા માંડ્યો. રાષ્ટ્રીય આપત્તિના સમયમાં એમણે લોકોની સારી સંભાળ લીધી. આ બાર વર્ષના ભયંકર દુકાળનાં વર્ણન ઘણી જગ્યાએ થયાં છે. કવિઓએ દાનેશ્વરીનાં ગુણ ગાતાં કહ્યું છે કે, બાર વર્ષ લગી દુષ્કાળ મથ્યો; પરંતુ જગદેવ શાહે એને મચક આપી નહિ, એ દાન આપતા જ રહ્યા અને લોકોને

તેમ જ ઢોરને બચાવતા રહ્યા. આથી દુષ્કાળ હારીને જગદેવ શાહના પગમાં પડ્યો, માફી માગી અને કહ્યું કે હું ફરીથી આ દેશમાં નહિ આવું. આ ભીષણ દુષ્કાળ વખતે દેશના જુદા જુદા ભાગમાંથી રાજાઓએ જગદેવ શાહને વિનંતી કરી કે તમારા કોઠારમાંથી અમને પણ અનાજ અને ઘાસચારો આપો. જગદેવ શાહની પેઢીની શાખાઓ દેશમાં ઘણી જગ્યાએ કામકાજ ચલાવતી. એમની મારફતે જગદેવ શાહે રાજાઓને દાણો મોકલી આપ્યો. ગુજરાત, કચ્છ, સોરઠ, રેવાકાંઠા, માળવા, મારવાડ, મેવાડ, સિંધ, ઉત્તર પ્રદેશ, અને ઠેઠ દિલ્હી સુધી મદદ કરનાર જગદેવ શાહ હતા. એમણે અનેક મંદિરો બંધાવ્યાં અને અનેકનો જીર્ણોદ્ધાર કરાવ્યો. એમના સમયમાં ભદ્રાવતી મોટું બંદર હતું. ઘણા દેશોમાંથી ત્યાં વહાણો આવતાં. જૈન શેઠિયાઓ દુનિયાભરનો વેપાર ખેડતા, એથી ભદ્રાવતી વેપારનું મોટું મથક બન્યું હતું. જગદેવ શાહ શ્રીમાળી જૈન કુળમાં જન્મ્યા હતા. ભદ્રાવતીમાં જૈનોનાં મોટા મહેલો જેવાં મકાનો હતાં અને મંદિરો તો ઘણાં હતાં. સંવત ૧૨૯૬ માં વસ્તુપાળ–તેજપાળ જૈનોનો સંઘ લઈને ભદ્રાવતી ગયેલા. એ સમયે ભદ્રાવતીમાં નૌઘણ વાઘેલાના પૌત્ર સારંગદેવ વાઘેલા રાજ કરતા હતા. વસ્તુપાળે રાણા વીર ધવળની રાજકન્યાનાં વેવિશાળ એમની સાથે નક્કી કર્યાં હતાં.

ભદ્રેશ્વરનું જૈન મંદિર ભારતભરમાં પ્રખ્યાત થયું. બારમા સૈકા પછી દેશભરના જૈનો ભદ્રેશ્વરની યાત્રાએ આવવા લાગ્યા. સંઘ લઈને આવનારા સંઘવીઓ ત્યાં નવું મંદિર બાંધીને કૃતાર્થતા અનુભવતા.

ભદ્રેશ્વરના મંદિરની બાંધણી આબુ ઉપર દેલવાડાનાં

જૈન મંદિરો જેવી છે. મંદિર ઉત્તરાભિમુખે છે. એમાં આરસની ત્રણ મુખ્ય પ્રતિમાઓ છે. મુખ્ય દેવ, બીજા તીર્થંકર અજિતનાથ છે. એમની મૂર્તિ આગળ ૬૨૨ નો અંક કોતરેલો છે. બર્જેસ નામના લેખકનું માનવું છે કે, એ આંકડો ૧૬૨૨ નો સંવત છે. અજિતનાથની જમણી બાજુ પાર્શ્વનાથની મૂર્તિ છે. એમના માથે નાગની ફેણનું છત્ર છે. ત્યાં સંવત ૧૨૩૨ લખેલી છે. ડાબી તરફ શાંતિનાથની મૂર્તિ છે અને હેઠળ સં. ૧૨૩૨ કોતરેલી છે. આ જોતાં ઈ. સ. ૧૧૭૫માં જગદેવ શાહે આ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો એમ ગણી શકાય. છેક જમણી તરફ શામળા પાર્શ્વનાથની પ્રતિમા છે.

છેક ચૌદમા સૈકા લગી ભદ્રાવતી ધીકતું બંદર હતું, નગર સમૃદ્ધ હતું. ત્યાં વેપાર–વણજનું મોટું મથક હતું. ઉપર જણાવેલા જગદેવ શાહનાં દાન એ ઐતિહાસિક ઘટના છે. એ શાહ–સોદાગરની નામના દેશ–દેશાવરમાં ઘણી ફેલાઈ હતી. એમની પેઢીઓ દેશમાં હતી, તેમ પરદેશોમાં પણ હતી. એ જગતશેઠ હતા. એમનાં વહાણો કિંમતી માલ લઈને દુનિયાનાં બંદરોની સફર ખેડતાં. ગરીબોને એ ઉદાર હાથે દાન કરતા. અનાજ, ઘાસચારો, કપડાં, રોકડ અને આશ્રય આપતાં એ કદી અચકાતા નહિ. વ્યક્તિની ભીડ હોય કે દેશ ઉપર આફત ઊતરી આવે ત્યારે એમના ભણી સૌની નજર વળતી. ધનિકોએ ધન કેમ વાપરવું તેનું ઉમદા દૃષ્ટાંત જગદેવ શાહના જીવનમાંથી જડે છે.

સત્તરમા સૈકામાં મોહસુખ બેગે ભદ્રાવતી લૂંટી લીધું. એ પછી એનું પતન થયું.

ધર્મ વ્યાસે જણાવ્યા છે–એમાં રાજા, ઋષિ, ગુરુ, શિષ્ય, સેનાપતિ, બ્રાહ્મણ, નોકર, સ્ત્રી કે ચાંડાલ સૌ આવી ગયાં.

વ્યાસે અઢાર પુરાણો રચ્યાં છે; પરંતુ એ બધું સાહિત્ય તૈયાર કર્યા પછી પણ એમના મનને સંતોષ થયો નહિ. એ ઉદાસ બનીને ફરતા હતા ત્યારે એમને નારદની સાથે મેળાપ થયો. નારદ એમના મનનો ઉદ્વેગ જાણી ગયા અને તેનું કારણ પણ જણાવ્યું. નારદે કહ્યું કે હજી લગી તમે શ્રીહરિની સ્તુતિ મુક્તકંઠે કરી નથી, તેથી તમને પરિતોષ થતો નથી. એ પછી એમણે શ્રીમદ્ ભાગવતનો ગ્રંથ રચ્યો. એમાં એમણે ભક્તિભાવને મુક્તપણે વહેવા દીધો છે.

શ્રીકૃષ્ણ અને મહાભારતના યુદ્ધ પહેલાં વ્યાસ થયા એટલે દ્વાપર યુગમાં થયા. પુરાણોમાં કહ્યું છે કે, ચાલુ મન્વંતરમાં દરેક પર્યાયના દ્વાપર યુગમાં વ્યાસ થયા છે. ચાલુ વૈવસ્વત મન્વંતરમાં અઠ્ઠાવીસ દ્વાપર યુગ થઈ ગયા અને અઠ્ઠાવીસ વ્યાસ પણ થઈ ગયા. પહેલા વ્યાસ પહેલા દ્વાપરમાં થયા, એ સ્વયંભૂ વ્યાસ અને અઠ્ઠાવીસમા વ્યાસ તે કૃષ્ણ-દ્વૈપાયન વ્યાસ. એ મુજબ સ્વયંભૂ, પ્રજાપતિ, ઉશનસ્, બૃહસ્પતિ, સવિતા, મૃત્યુ, મઘવા, વસિષ્ઠ, સારસ્વત, ત્રિધામા, ત્રિવૃષ, ભારદ્વાજ, અંતરિક્ષ, ધર્મા, ત્ર્યારુણ, ધનંજય, મેધાતિથિ, વ્રતી, અત્રિ, ગૌતમ, હર્યાત્મા કે ઉત્તમા, વેન-વાજશ્રવાક્ષ, સોમશુષ્માયણ, તૃણબિંદુ, ભાર્ગવ, શક્તિ, જાતુકર્ણ અને કૃષ્ણ દ્વૈપાયન–એટલા અઠ્ઠાવીસ થઈ ગયા. ચોક્કસ નામો વિષે પુરાણોમાં એકમત નથી. હવે ઓગણત્રીસમા વ્યાસ થશે તે દ્રોણાચાર્યના પુત્ર અશ્વત્થામા દ્રૌણી થશે.

સ્કંદપુરાણમાં કહ્યું છે કે જાબાલિ ઋષિની કન્યા

સાથે વ્યાસે લગ્ન કર્યું. એનાથી એમને શુક નામનો પુત્ર થયો. મહાભારતના શાંતિપર્વમાં કહ્યું છે કે શુક સદેહે સ્વર્ગમાં ગયા. એમના વિયોગથી વ્યાસને અપાર દુઃખ થયું. એ સમયે રુદ્ર ત્યાં આવ્યા અને એમને સાંત્વન આપ્યું. એમણે જણાવ્યું કે શુકની છાયા વ્યાસ સર્વત્ર જોઈ શકશે.

શુક મુનિ ઘણા જ્ઞાની હતા; પરંતુ જ્ઞાનનું અભિમાન પણ ઘણું હતું. તેથી વ્યાસે એમને બહુલાશ્વ જનક પાસે મોકલ્યા. એ પછી અભિમાન જતું રહ્યું. એમને યજ્ઞોપવીત દીધું તે પહેલાં જ સંન્યાસી થયા હતા. વ્યાસે એમના શિષ્ય સૂત અને પુત્ર શુકને પુરાણોનો ઉપદેશ આપ્યો હતો. ગંગાનદીને કાંઠે રાજા પરીક્ષિતને શુકે ભાગવતપુરાણનો ઉપદેશ આપ્યો હતો. મોટા ભાગનાં પુરાણો નૈમિષારણ્યમાં રચાયાં હતાં અને ઋષિવરોની સન્મુખ એના પાઠ થતા હતા. એ ઉપરથી જણાય છે કે નૈમિષારણ્યમાં વ્યાસે મોટી વિદ્યાપીઠ સ્થાપી હતી. પુત્ર શુક અને વૈશંપાયન તથા બીજા શિષ્યો એમને સહાય કરતા હતા. ભવિષ્યપુરાણમાં જણાવ્યું છે કે સુનંદ રાજા પછી ભારતમાં મ્લેચ્છોનાં આક્રમણો થશે. એથી ઘણા ઋષિઓ હિમાલયના પ્રદેશમાં ચાલ્યા ગયા હતા.

શિવપુરાણ અને વાયુપુરાણમાં કહ્યું છે કે દ્વાપર યુગમાં જ્યારે વ્યાસનો જન્મ થશે, ત્યારે તેના થોડા સૈકા વીત્યા બાદ શિવ પોતે અવતાર લેશે. એમની સાથે ચાર શિષ્યો પણ હશે. અને એ પોતે વ્યાસે કરેલું કાર્ય પરિપૂર્ણ કરશે. બાદરાયણ વ્યાસને કેશવ અથવા વિષ્ણુના

અવતાર કહે છે અને શંકરાચાર્યને શંકરના અવતાર માને છે. વ્યાસને બ્રહ્મસૂત્રોના કર્તા માન્યા છે અને શંકરાચાર્યને ભાષ્યકાર કહ્યા છે.

આર્ય ધર્મ અને સંસ્કૃતિમાં વ્યાસનો ફાળો ઘણો મોટો છે. એમના જ્ઞાન વડે આધ્યાત્મિક ઉન્નતિ સાધી શકાઈ છે. આથી એ ચતુર્મુખ નહિ, પરંતુ એક મુખવાળા બ્રહ્માના અવતાર મનાય છે; ચતુર્ભુજ નહિ, પરંતુ દ્વિભુજ-વાળા વિષ્ણુના અવતાર મનાય છે; અને ત્રિનેત્ર નહિ, પરંતુ બે નેત્રવાળા શિવના અવતાર મનાય છે. એમને વિશાળ-બુદ્ધિ કહ્યા છે. જ્ઞાનદીપ પ્રગટાવી એમાં એમણે મહાભારત-રૂપી તેલ પૂર્યું છે. એ જ મહાભારતના ભીષ્મપર્વમાં અઢાર અધ્યાયવાળો શ્રીકૃષ્ણનો અમર ઉપદેશ છે. બધાં ઉપનિષદોને ગાયો માનીએ, કૃષ્ણને એમનું દોહન કરનાર ગોવાળ માનીએ, તો ગીતાને દૂધરૂપી અમૃત સમજવું જોઈએ; અને એનો દરેક સુજ્ઞ વાચક એ અમૃતનો ઉપભોગ કરનારો ગણાય.

ઋષિ–મુનિઓનું મૂળ નારાયણ ગણાય છે. નારાયણના નાભિ–કમળમાંથી બ્રહ્મા થયા. એમનાથી વસિષ્ઠ થયા. પછી શક્તિ, પરાશર અને વ્યાસ થયા. વ્યાસથી શુક થયા. શંકરાચાર્યના સંપ્રદાયમાં ગૌડપાદને શુકના શિષ્ય માન્યા છે. એમના શિષ્ય ગોવિંદ યતિ થયા અને નર્મદાતીરે આશ્રમ બાંધીને રહ્યા. શંકરાચાર્યનો જન્મ કાલડીમાં થયો, ત્યાંથી એ ગોવિંદ યતિ પાસે આવ્યા અને દીક્ષા લીધી. એમના ચાર શિષ્યો બહુ જાણીતા બન્યા : પદ્મપાદ, હસ્તામલક, ત્રોટક અને સુરેશ્વર. શંકરે સંન્યાસીઓના

દશનામી વિભાગો નક્કી કરી આપ્યા.

વ્યાસે વૈશંપાયનને યજુર્વેદ શીખવ્યો અને એમણે બીજા ઘણા શિષ્યોને શીખવ્યો; પરંતુ યાજ્ઞવલ્કયે ગુરુ સાથે કોઈ કારણસર ઝઘડો કર્યો, શીખેલી બધી વિદ્યા પાછી આપી અને સૂર્યને આરાધીને શુક્લ યજુર્વેદની સ્થાપના કરી.

વેદાંત દર્શન માટે ત્રણ પ્રસ્થાન છે: વેદોના અંતભાગમાં મૂકેલાં ઉપનિષદો તે પહેલું પ્રસ્થાન. વ્યાસે વેદોની વ્યવસ્થા અને વિસ્તાર કર્યા એટલે એ પહેલા પ્રસ્થાનમાં વ્યાસ તો હોય જ. વ્યાસનાં રચેલાં બ્રહ્મસૂત્રો એ બીજું પ્રસ્થાન છે. એના ચાર અધ્યાય છે. એ દરેકના ચાર પાદ છે. ઉપનિષદોમાં શીખવેલી બ્રહ્મવિદ્યામાં સમન્વય કરી આપવાનું કાર્ય બ્રહ્મસૂત્રોમાં થયું છે. એમાં એક સળંગ સત્ત્વદર્શન રજૂ કર્યું છે. ત્રીજું પ્રસ્થાન તે ભગવદ્‌ગીતા. એ મહાભારતના શાંતિપર્વમાં આપી છે. મહાભારતનો ગ્રંથ વ્યાસે રચ્યો છે. આમ ત્રણે પ્રસ્થાન અથવા પ્રસ્થાનત્રયી વ્યાસને લીધે પ્રાપ્ત થઈ છે. વલ્લભાચાર્યના મત મુજબ ભાગવતનો ગ્રંથ વ્યાસનો રચેલો છે. એ ચોથું પ્રસ્થાન મનાય છે. આર્યોનાં તત્ત્વદર્શનનાં ચારેય પ્રસ્થાન આપનાર વ્યાસ હોવાથી ગુરુપરંપરામાં એમનું સ્થાન ઘણું ઊંચું છે. ભારતની પ્રજા વ્યાસ માટે ઘણો પૂજ્યભાવ રાખે છે. દર વર્ષે આષાડી પૂર્ણિમાએ વ્યાસપૂર્ણિમા ઊજવાય છે. તે દિવસે શિષ્ય પોતાના ગુરુ પાસે જઈને પ્રણામ કરી આવે છે. એ ગુરુ વ્યાસને સ્થાને છે. આ રીતે પ્રણામ મહર્ષિ વ્યાસને કરે છે.

કાલ્પીમાં હમણાં વ્યાસનું સ્મારક રચાયું છે.

## ૮૮ : કલિંજર

**બુંદેલખંડમાં** કલિંજરનો જાણીતો કિલ્લો છે. બંદા જિલ્લાના ગિરવાણ તાલુકામાં ૨૫°-૧' ઉત્તરે અને ૮૦°-૨૦' પૂર્વે ટેકરી ઉપર આ ગામ વસ્યું છે. પદ્મપુરાણમાં અને મહાભારતના વનપર્વમાં આ ગામનો ઉલ્લેખ મળે છે. ત્યાં નીલકંઠ મહાદેવ છે. એ વિષે વામનપુરાણમાં જણાવ્યું છે કે, એક સમયે જેજકભુક્તિ અથવા બુંદેલખંડની રાજધાની કલિંજરમાં હતી. એમાં ચંદેલા રાજપૂતોનું રાજ હતું.

કાલંજરા એટલે સમયના વહેણથી આવતું વૃદ્ધત્વ. ભગવાન શિવ મહાકાળ મનાય છે. કાળ દ્વારા જરા લાવનારા શિવ તે કલિંજર. કલિંજરમાં શૈવમતનું પુરાણું કેન્દ્ર હતું. આ સ્થળને સત્યયુગમાં રત્નકુટ, ત્રેતાયુગમાં મહાગિરિ અને દ્વાપરમાં પિંગલ કહ્યું છે. આ સ્થળે પરાપૂર્વથી તપસ્વીઓ ઉગ્ર તપશ્ચર્યા કરતા તેથી એને તપસ્યાસ્થાન કહ્યું છે.

આ પહાડમાં વર્ષાઋતુમાં વરસેલાં પાણી પહાડને ભેદી ઝરણાંરૂપે વહે અને એનાં તળાવો બને. આ જળાશયો કુદરતી રીતે બનેલાં અને એકાંત સ્થળે હોવાથી ત્યાં ઋષિમુનિઓ તપ કરવા જતા. મહાભારતમાં કહ્યું છે કે આ સ્થળના દેવસરોવરોમાં સ્નાન કરનાર મનુષ્યને ૧૦૦૦ ગાયોનું પુણ્ય મળે છે. પદ્મપુરાણમાં જણાવ્યું છે કે ઉત્તર ભારતનાં નવ પવિત્ર ક્ષેત્રોમાં રેણુકા, સુકર, કલિંજર વગેરે છે. કલિંજર શિવનું નામ છે અને ત્યાં તપ કરનારા શિવભક્તો હોય એ સ્વાભાવિક છે.

આઈન-ઈ-અકબરીમાં જણાવ્યું છે કે આ સ્વર્ગ જેટલા ઊંચા પહાડી કિલ્લામાં ઘણાં મંદિરો છે. કાળભૈરવની

મૂર્તિ તો અઢાર ક્યુબિટ ઊંચી છે. એ જમાનામાં પણ કાળભૈરવ વિષે અનેક અદ્દભુત કથાઓ પ્રચલિત હતી. પહાડો પર ઘણા શિલાલેખો છે. કિલ્લો બાંધવા જે શિલાઓનો ઉપયોગ થયો છે તે ઉપરથી જણાય છે કે પહાડની આજુબાજુએ ઘણાં પુરાતન મંદિરો હોવાં જોઈએ. કાળભૈરવની મૂર્તિને અઢાર હાથ છે, રૂંઢમાળ છે અને સર્પના બાજુબંધ છે. મહાભારતની માન્યતા મુજબ હિરણ્યબિંદુનું તીર્થ આ જ સ્થળે છે. આ ડુંગરને રવિચિત્ર પણ કહ્યો છે.

પશ્ચિમ ભારત અને પૂર્વ ભારતની વચ્ચે ઉત્તર તરફથી આવતાં સૈન્યોનાં આક્રમણોને ખાળી શકે એવા ચાર કિલ્લા છે: રોહતાસ, ચુનાર, કલિંજર અને ગ્વાલિયર. લશ્કરી દૃષ્ટિએ કિલ્લાઓનું મહત્ત્વ ઘણું હતું.

ઈસવી સનના પાંચમા સૈકામાં પાંડુ વંશના રાજા ઉદયન આ સ્થળે રાજ કરતા હતા એમ કલિંજરના એક શિલાલેખ ઉપરથી જણાયુ છે. રાષ્ટ્રકૂટ વંશના રાજા કૃષ્ણ ત્રીજા જ્યારે પાટવીકુંવર હતા ત્યારે બુંદેલખંડ ઉપર ચડી આવ્યા અને કલિંજર તથા ચિત્રકૂટના જાણીતા કિલ્લા સર કરી લીધા. પ્રતિહાર વંશના રાજા નાગભટ્ટ બીજાના સામ્રાજ્યમાં કલિંજરના કિલ્લાનો સમાવેશ થતો હતો. એમના સામ્રાજ્યનો ઘણો વિસ્તાર હતો: રાજસ્થાનનો મોટો ભાગ, સૌરાષ્ટ્ર, ગ્વાલિયર અને કનોજ સુધી એ રાજ્ય ફેલાયુ હતું. આવો એક લેખ પ્રતિહાર રાજા ભોજના સમયનો મળ્યો છે. ઈ. સ. ૮૩૬ના તામ્રપત્રથી કરી આપેલા દાનપત્રમાં જણાવ્યું છે કે કાન્યકુબ્જ ભુક્તિ(પ્રાંત)ના કાલંજરા મંડળમાં આવેલો અમુક ભૂમિભાગ અર્પણ કર્યો છે. મહોદય ખાતેની (સ્કંધાવર) છાવણીમાંથી આ તામ્રપત્ર અપાયુ છે.

ઈ. સ. ૯૫૪ના અરસામાં ગૂર્જર પ્રતિહારો પાસેથી કલિંજર ચંદેલા રજપૂતો પાસે ગયું. સંભવ છે કે રાષ્ટ્રકુટોએ એ કિલ્લો મેળવ્યો હોય અને ચંદેલાઓએ એમની પાસેથી પાછો મેળવી લીધો હોય. પહેલાં ચંદેલા ગૂર્જર પ્રતિહારોના મંડળેશ્વર હતા, પરંતુ કલિંજરનો કિલ્લો કબજે મેળવ્યા પછી ચંદેલા સ્વતંત્ર બન્યા.

ચંદ્રાત્રેય ઋષિના ગોત્રમાંથી ચંદેલાઓ ઉત્પન્ન થયા છે. રજપૂતોનાં છત્રીસ કુળ ગણાય છે, તેમાં ચંદેલાનો સમાવેશ થાય છે. નવમા સૈકાના પ્રારંભમાં નન્નુકે આ વંશનું રાજ્ય શરૂ કર્યું. પહેલા પ્રતિહાર રાજાઓના મંડળેશ્વર તરીકે ખજૂરાહોમાંથી એ રાજ્ય કરતા હતા. નન્નુકના પુત્ર વાક્પતિએ વિંધ્યાચળને યુદ્ધ ખેલવાનું રણમેદાન બનાવ્યું હતું. વાક્પતિના બે પુત્રો હતા: જયશક્તિ અને વિજયશક્તિ. જયશક્તિને જેની અથવા જેજક કહેતા અને જે પ્રદેશમાં એનું રાજ્ય હતું તેને જેજકભુક્તિ કહેતા. ચંદેલાના એ રાજ્યમાં મહોબા (મહોત્સવ નગર) પણ હતું. પ્રતિહાર રાજાની સામે યશોવર્મને (એમને લક્ષવર્મન પણ કહેતા) બળવો કર્યો અને કલિંજર લઈ લીધું. એમના પછી એમનો પુત્ર ધાંગ ગાદી ઉપર આવ્યો. એમના રાજ્યમાં કલિંજર ઉપરાંત ભાસ્વત(ભીલસા) અને ગોપા (ગ્વાલિયર) પણ હતાં.

ઈ. સ.ની સાતમી સદીમાં પયગંબર થયા. એ અરસામાં કેદારનાથ નામના રાજાએ કલિંજર વસાવ્યું હતું એમ ફરિશ્તા જણાવે છે. એ કહે છે કે દિલ્હી, અજમેર, કલિંજર અને પડોશનાં બીજાં રાજ્યોના રાજાઓ ભેગા

થઈને મુસ્લિમ હલ્લાઓ સામે લડી લેવા તત્પર થયા હતા. ઈ. સ. ૧૦૨૧માં વિદ્યાધર નામના ચંદેલા રાજા સામે ગઝનીનો મહંમદ સૈન્ય લઈને ચડી આવ્યો અને કલિંજરના કિલ્લાને ઘેરી લીધો. છેવટે મહંમદે વિદ્યાધર સાથે સુલેહ કરી. એ ઉપરથી જણાય છે કે આ ચઢાઈમાં મહંમદ નિષ્ફળ થયો હતો. એ બીજી વાર ચઢી આવ્યો અને તેમાં પણ ન ફાવ્યો. ઈ. સ. ૧૦૯૦માં ચંદેલા રાજા કીર્તિવર્મન હતા. એ સમયે પંજાબના સૂબા મહંમુદે કલિંજર ઉપર હુમલો કર્યો ત્યારે કીર્તિવર્મનની જીત થઈ હતી. એ પછી કુતુબુદ્દીન ચડી આવ્યો અને કલિંજર સર કરી લીધું અને હજબ્બાર–ઉદ્–દીનને સૂબો નીમ્યો. પરંતુ થોડા જ સમયમાં કાંકડવા પાસે ત્રૈલોક્યવર્મને મુસ્લિમોને હરાવ્યા અને કલિંજરના કિલ્લા સાથે બધો પ્રદેશ પાછો મેળવી લીધો.

ઈ. સ. ૧૧૮૨માં દિલ્હીના ચૌહાણ રાજા પૃથ્વીરાજે ચંદેલાઓને હરાવ્યા. ત્યાર લગી ચંદેલાની રાજધાની મહોબામાં હતી તે ખસેડીને એમણે કલિંજરના કિલ્લામાં આણી. એ સમયે ચંદેલાના રાજા પરમર્દી હતા. પૃથ્વીરાજે મહોબા અને કલિંજરમાં લૂંટ ચલાવી. પરંતુ ચંદેલાઓએ બંને નગરો થોડા સમયમાં પાછાં મેળવી લીધાં હતાં. આ બંને કિલ્લા ભારતભરમાં બહુ મજબૂત કિલ્લા ગણાતા. આજુબાજુનો પ્રદેશ ડુંગરાળ ને જંગલોવાળો હતો.

કલિંજરના રાજા પરમર્દીના મંત્રી વત્સરાજે સંસ્કૃતમાં છ નાટકો લખ્યાં છે. સંસ્કૃત નાટકોના દસ પ્રકાર મનાય છે; એમાંના છ પ્રકાર આ છ નાટકોમાં દર્શાવ્યા છે.

ઈ. સ. ૧૨૪૭માં નાઝીર–ઉદ્–દીન મહંમદ ચડી

એમનું પાટનગર હતું. પરમાર વંશમાં એ સાતમા રાજા હતા. સિયાકને બે કુંવરો હતા: મુંજ અને સિંધુરાજ. બીજી માન્યતા મુજબ સિયાકને કશું સંતાન જ નહોતું. એક વખત જંગલમાં ફરતાં ફરતાં મુંજ ઘાસમાંથી એમને નવજાત બાળક મળ્યું: એ જ મુંજ. પાછળથી એમને પુત્ર થયો–સિંધુરાજ. આમ છતાં રાજાએ પાલિત પુત્ર મુંજને પાટવીકુંવરના પદે કાયમ રાખ્યા. મુંજનાં બીજાં ચાર નામ હતાં: શ્રીવલ્લભ, પૃથ્વીવલ્લભ, અમોઘવર્ષ અને વાક્પતિરાજ. એમના દરબારમાં ધનંજય, હલાયુધ, ધનિક, પદ્મગુપ્ત અને અમિતગતિ જેવા કવિઓ હતા. એમને એ ઘણું માન આપતા. છ વાર એમણે ચાલુક્ય રાજા તૈલ બીજાના સેનાપતિ બારપને હરાવ્યા હતા. એ પછી એમણે તૈલના રાજ્યમાં આક્રમણ લઈ જવાનું નક્કી કર્યું. મંત્રીઓની સલાહની અવગણના કરીને મુંજે સેના સાથે ગોદાવરી નદી ઓળંગી, પરંતુ એ યુક્તિથી ફસાયા અને કેદ પકડાયા. તૈલે મુંજના પ્રાણ લીધા. એમના પછી સિંધુરાજ ગાદી ઉપર આવ્યા અને ઈ. સ. ૧૦૦૦માં રાજા ભોજ માલવપતિ બન્યા. એમના રાજ્યમાં ચિત્તોડ, માળવા, ભીલસા, ખાનદેશ વગેરે પ્રદેશો હતા. એમણે કવિઓને સારું ઉત્તેજન આપ્યું અને જુદા જુદા વિષયો ઉપર ૨૩ ગ્રંથો પોતે લખ્યા. એમના દરબારમાં ધનપાલ અને ઊવટ જેવા પંડિતો બિરાજતા. ભોજરાજા પંડિત હતા અને પંડિતોને આશ્રય આપતા, કળાની કદર કરતા. એમનો રાજ્યવહીવટ સારો હતો. આથી ભારતના મહાન રાજાઓમાં એમની ગણના થાય એ સ્વાભાવિક હતું. આમ છતાં

એમના રાજ્યકાળમાં જયસિંહના પુત્ર સોમેશ્વર દક્ષિણ દેશમાંથી માળવા ઉપર ચડી આવ્યા અને ધારા, મંડુ અને ઉજ્જૈન લૂંટી લીધાં. તેરમી સદીના અંત ભાગમાં અલ્લાઉદ્દીન ખીલજીએ માળવા જીતી લીધુ અને એના સેનાપતિએ મંડુનો કિલ્લો કબજે કર્યો.

મંડુનો કિલ્લો મુસલમાનોના હાથમા ગયો તે પહેલાં-ના ઇતિહાસની ઝાઝી વીગતો મળતી નથી. ધારની વિદ્યા પીઠમાં ભોજરાજાએ સરસ્વતીના મંદિરમાં સરસ્વતીની મૂર્તિની સ્થાપના કરી હતી. એવા કેટલાક જૂજ અવશેષો ધાર અને મંડુમા જોઈ શકાય એમ છે.

ઈ. સ. ૧૩૦૪મા આઈન–ઉલ–મુલ્ક મુલતાનીએ મંડુનો કિલ્લો લીધો. એ પછી એક સૈકા બાદ અલપખાન સુલતાન હોશંગશાહ ઘોરીનુ નામ ધારણ કરી સુલતાન બન્યા. ઈ. સ. ૧૪૦૫થી ૧૪૩૪ લગી મંડુની રાજધાની-માથી એમણે માળવા ઉપર રાજ કર્યું. અલપખાનના બાપ દિલાવરખાન ઘણી વાર મંડુ આવતા. એમણે જહાજમહેલ-ની બાજુમા દરબારી મસ્જિદ બાંધી છે. એ પછી કેટલાક ખીલજી રાજાઓ આવ્યા. ઈ. સ. ૧૫૩૧મા ગુજરાતના સુલતાન બહાદુરશાહે માળવા જીતી લીધુ અને ચાર વર્ષ પછી હુમાયૂંએ બહાદુરશાહ ઉપર ચડાઈ કરી. મંડસોર આગળ એમની વચ્ચે લડાઈ થઈ. તેમા બહાદુરશાહ હાર્યો અને મંડુના કિલ્લામા ભરાયો. હુમાયૂએ મંડુનો કિલ્લો પણ જીતી લીધો. ઈ. સ. ૧૫૪૫માં શેરશાહે માળવાનો કબજો લીધો એમા મંડુ પણ સર કર્યું અને પોતાના સેનાપતિ સુજાતખાનને ત્યા મૂક્યો. શેરશાહના પરાજય

છેઃ મહેલો છે, મસ્જિદો છે, મકબરા છે, રહેઠાણો છે. ગઢના અનેક દરવાજા, હિંડોળા મહેલ, જહાજમહેલ, બાજબહાદુરનો મહેલ, રાણી રૂપમતીની છત્રી વગેરે ઇમારતો આજે પણ પ્રવાસીઓને આકર્ષે છે. બાજના મહેલમાં જવા માટે સહેલી લાંબી સીડી છે. એ મહેલના દરવાજે એક ફારસી લેખ કોતરેલો છે કે નઝીર ઉદ્દીને એ મહેલ બંધાવ્યો હતો.

મંડુ ગઢના દસ દરવાજા છે. પહેલો ગારી દરવાજો છે. સરોવરની બાજુમાં મોટું વહાણ નાંગર્યું હોય એવો જહાજમહેલ છે. હિંડોળા મહેલ મોટી ભારે ઇમારત છે. દિલાવરખાનની મસ્જિદ એ ગઢ ઉપર સૌથી પ્રાચીન મસ્જિદ છે. જૈન મંદિરની શિલાઓમાંથી એની રચના થઈ છે. ઈ. સ. ૧૪૫૪માં હોશંગની મસ્જિદ બાંધવાની શરૂઆત કરી તે એના પુત્રે પૂરી કરી. હોશંગના મકબરાની ઇમારત જોવા લાયક છે. મસ્જિદની સામે એક મિનારો છે. કહે છે કે ચિતોડના રાણા કુંભા ઉપર વિજય મેળવ્યા પછી મહંમદે ઈ. સ. ૧૪૪૩માં એ મિનારો અથવા જયસ્તંભ બંધાવ્યો હતો. આજે એ ખિસ્માર હાલતમાં છે. થોડાં વર્ષો વીત્યા પછી કુંભા રાણાએ મંડુ સર કર્યું અને ચિતોડનો જયસ્તંભ બંધાવ્યો, જે આજે હયાત છે.

અકબરે બાજ બહાદુરને હરાવ્યો તે પછી મંડુની કીર્તિ ઘટી ગઈ. એ સ્થળે અકબર પોતે બે વાર આવ્યો. અકબરના દરબારમાં બ્રિટનના રાજા જેમ્સના એલચી સર ટોમસ રો હતા. એમણે ઈ. સ. ૧૫૮૫માં મંડુની મુલાકાત લીધી હતી, જહાંગીર આ સ્થળે રહેલા. જહાંગીરે

પોતાની ડાયરી લખી છે તેમાં આ સ્થળ વિષે વીગતવાર જણાવ્યું છે. એમણે રાજા વિક્રમજિતની એક કથા વિષે પણ નોંધ કરી છે કહે છે કે મંડુની પાસે એક કઠિયારો લાકડાં કાપતો હતો ત્યારે એનુ દાતરડું કોઈક પથ્થર સાથે અથડાયું અને સાવ સોનાનું બની ગયું. એ પથ્થર રાજા વિક્રમજિત પાસે ગયો એમાંથી એમણે ઘણું ધન મેળવ્યુ, ઘણાં બાંધકામ કર્યાં અને મંડુનો ગઢ બંધાવ્યો. પછી જ્યારે આ દુનિયા છોડીને જવાનો વખત આવ્યો ત્યારે એમણે પોતાની દોલત બ્રાહ્મણોને આપી દીધી. અને જે બ્રાહ્મણ વિષે એમને ઘણો પૂજ્ય ભાવ હતો તેને પેલો પારસમણિ પણ દાનમાં આપી દીધો. પરંતુ એ બ્રાહ્મણને પથ્થરના ગુણની ખબર જ નહિ. દાનમાં માત્ર પથ્થર મળેલો તેથી નિરાશ થઈને એ બ્રાહ્મણે એને રેવાજીમાં પધરાવી દીધો.

છેઃ મહેલો છે, મસ્જિદો છે, મકબરા છે, રહેઠાણો છે. ગઢના અનેક દરવાજા, હિંડોળા મહેલ, જહાજમહેલ, બાજબહાદુરનો મહેલ, રાણી રૂપમતીની છત્રી વગેરે ઇમારતો આજે પણ પ્રવાસીઓને આકર્ષે છે. બાજના મહેલમાં જવા માટે સહેલી લાંબી સીડી છે. એ મહેલના દરવાજે એક ફારસી લેખ કોતરેલો છે કે નઝીર-ઉદ્-દીને એ મહેલ બંધાવ્યો હતો.

મંડુ ગઢના દસ દરવાજા છે. પહેલો ગારી દરવાજો છે. સરોવરની બાજુમાં મોટું વહાણ નાંગર્યું હોય એવો જહાજમહેલ છે. હિંડોળા મહેલ મોટી ભારે ઇમારત છે. દિલાવરખાનની મસ્જિદ એ ગઢ ઉપર સૌથી પ્રાચીન મસ્જિદ છે. જૈન મંદિરની શિલાઓમાંથી એની રચના થઈ છે. ઈ. સ. ૧૪૫૪માં હોશંગની મસ્જિદ બાંધવાની શરૂઆત કરી તે એના પુત્રે પૂરી કરી. હોશંગના મકબરાની ઇમારત જોવા લાયક છે. મસ્જિદની સામે એક મિનારો છે. કહે છે કે ચિતોડના રાણા કુંભા ઉપર વિજય મેળવ્યા પછી મહંમદે ઈ. સ. ૧૪૪૩માં એ મિનારો અથવા જયસ્તંભ બંધાવ્યો હતો. આજે એ બિસ્માર હાલતમાં છે. થોડાં વર્ષો વીત્યા પછી કુંભા રાણાએ મંડુ સર કર્યું અને ચિતોડનો જયસ્તંભ બંધાવ્યો, જે આજે હયાત છે.

અકબરે બાજ બહાદુરને હરાવ્યો તે પછી મંડુની કીર્તિ ઘટી ગઈ. એ સ્થળે અકબર પોતે બે વાર આવ્યો. અકબરના દરબારમાં બ્રિટનના રાજા જેમ્સના એલચી સર ટૉમસ રો હતા. એમણે ઈ. સ. ૧૫૮૫માં મંડુની મુલાકાત લીધી હતી, જહાંગીર આ સ્થળે રહેલા. જહાંગીરે

આબરૂદાર લતો ગણાય છે. કહે છે કે ગોપીનાથની સાતમી પેઢીએ થયેલા પૂર્વજ રામ મંત્રી હતા. એમણે વડનગર અને સુરત શહેર વસાવવામાં સહાયતા કરેલી. શ્રી નંદલાલ દે નામના વિદ્વાને પ્રાચીન અને મધ્ય યુગના ભારતનો ભૌગોલિક કોશ (જ્યોગ્રાફિકલ ડિક્યનેરી ઑફ એન્સિયંટ એન્ડ મિડિયલ ઇન્ડિયા) તૈયાર કર્યો છે. એમાં (પૃ. ૧૯૮) જણાવ્યું છે કે સુરતમાં શંકરાચાર્યે વેદાંત ઉપરનું ભાષ્ય રચ્યું હતું. આવું વિધાન એમણે રચેલા બીજા ગ્રંથ (ઇન્ડિયન એન્ટીક્વેરી વૉ. ૫૪, ૧૯૨૫) માં પણ કર્યું છે.

ગોપીનાથના પિતા ટીકા નામે ઓળખાતા. એમણે સુરતમાં નીલકંઠ મહાદેવનું મંદિર બાંધ્યુ અને એક પુલ પણ બાંધ્યો. ટીકા ઘણા ધનાઢ્ય હતા અને સુરતના રાજા કહેવાતા. એમની પત્નીનું નામ રણા હતું એમના નામ ઉપરથી સુરતમાં રાણી તળાવ થયુ છે. ગોપીનાથે મોટું ગોપી તળાવ બંધાવેલું. ગોપીનાથની વંશાવળી જોતાં પંડિતોએ નક્કી કર્યું છે કે એ પોતે નાગર બ્રાહ્મણ હતા.

સૂર્યપૂર અને સુરત વિષે પ્રાચીન ઉલ્લેખો હોવાથી એમ લાગે છે કે આ સ્થળે કોઈ પુરાણું મોટું નગર હોવું જોઈએ. સૂર્યપુર અથવા સૂરજપુર ઉપરથી સુરતનું નામ આવ્યું હોય એ બનવાજોગ છે. ડૉ. ર્‌હાઇસ ડેવિસ માને છે કે સૌવીર તે સુરત. વળી કોઈ એમ પણ કહે છે કે રાંદેરના ધનાઢ્યની સૂરજ નામે કોઈ રખાત હતી તેના ઉપરથી સુરતનું નામ પડયું. આશક જોડે ઝઘડો કરીને એ મક્કા હજ કરવા ગઈ અને ત્યાંથી પાછા ફરીને એની પાસે જે ધન હતું તે વડે નગરની સમૃદ્ધિ વધારી.

પરંતુ આજે તો માનવું જોઈએ કે સૂર્યપુર નામ

## ૪૬ : સુરત

**તાપી** નદીના મુખ આગળ સુરત શહેર વસ્યું છે. ત્યાંથી અરબી સમુદ્ર ૧૨ માઈલ છેટો છે. કેટલાકની એવી માન્યતા હતી કે પુરાણોમાં શુર્પારક આવે છે તે સુરત હોવું જોઈએ. પરંતુ હવે એ માન્યતા ખોટી પુરવાર થઈ છે. સાતમા સૈકાના પ્રારંભમાં હ્યુએન–ત્સાંગે એક સુરથ નગર વિષે જણાવ્યું છે. એમણે લખ્યું છે કે એ શહેર બરિગોઝા અથવા ભૃગુકચ્છ(હાલનું ભરૂચ)થી નજીક છે. એ શહેર સૌરાષ્ટ્ર હોઈ શકે નહિ, કેમ કે સૌરાષ્ટ્ર નામનો દેશ છે, પરંતુ એવું કોઈ નગર નથી. એટલે એ ભરૂચ પાસેનું સુરત હોવું જોઈએ. ટૉલેમી (ઈ. સ. ૧૫૦) જણાવે છે : પુલિપુલામાં વેપારનું મોટું મથક છે. એ સ્થળ ફૂલવાડા હોઈ શકે. વર્તમાન સુરતમાં સ્મશાનઘાટ આગળની પવિત્ર જગ્યાનું એ નામ છે. મુસ્લિમ ઇતિહાસકારોના જણાવ્યા મુજબ કુતબુદ્દીન ઈ. સ. ૧૨૦૫ માં સુરત અને રાંદેર સુધી ગયો હતો. એ સમયે સુરતથી ૧૩ માઈલ દૂર કામરેજના કિલ્લામાં હિંદુ રાજાનું રાજ હતું. સુરતને સૂર્યપુર, બ્રધનાપુર, બ્રધનાતાપીપુર અથવા તાપીપુર પણ કહ્યું છે. ઈ. સ. ૯૯૦ માં અણહિલવાડ પાટણના રાજા લાટ દેશ જીતવા નીકળ્યા ત્યારે એમનું સૈન્ય સૂર્યપુર પાસેથી ગયું હતું. પારસીઓ ઈરાન છોડીને ભારતમાં આવ્યા અને ઈ. સ. ૧૧૪૨ માં નવસારી રહ્યા. એ પછી એમણે સુરતમાં વસવાટ રાખ્યો.

કહે છે કે ઈ. સ. ૧૪૮૨ માં ગોપીનાથ નામના માણસે ગોપીપરું વસાવ્યું. સુરત શહેરનો એ સુખી ને

આબરૂદાર લતો ગણાય છે. કહે છે કે ગોપીનાથની સાતમી પેઢીએ થયેલા પૂર્વજ રામ મંત્રી હતા. એમણે વડનગર અને સુરત શહેર વસાવવામાં સહાયતા કરેલી. શ્રી નંદલાલ દે નામના વિદ્વાને પ્રાચીન અને મધ્ય યુગના ભારતનો ભૌગોલિક કોશ (જ્યોગ્રાફિકલ ડિક્યનેરી ઑફ એન્સિયંટ એન્ડ મિડિયલ ઇન્ડિયા) તૈયાર કર્યો છે. એમાં (પૃ.૧૯૮) જણાવ્યું છે કે સુરતમાં શંકરાચાર્યે વેદાંત ઉપરનું ભાષ્ય રચ્યું હતું. આવું વિધાન એમણે રચેલા બીજા ગ્રંથ (ઇન્ડિયન એન્ટીક્વેરી વૉ. ૫૪, ૧૯૨૫) માં પણ કર્યું છે.

ગોપીનાથના પિતા કીકા નામે ઓળખાતા. એમણે સુરતમાં નીલકંઠ મહાદેવનું મંદિર બાંધ્યુ અને એક પુલ પણ બાંધ્યો. કીકા ઘણા ધનાઢ્ય હતા અને સુરતના રાજા કહેવાતા. એમની પત્નીનું નામ રણા હતું એમના નામ ઉપરથી સુરતમાં રાણી તળાવ થયુ છે. ગોપીનાથે મોટું ગોપી તળાવ બંધાવેલું. ગોપીનાથની વંશાવળી જોતાં પંડિતોએ નક્કી કર્યું છે કે એ પોતે નાગર બ્રાહ્મણ હતા.

સૂર્યપૂર અને સુરત વિષે પ્રાચીન ઉલ્લેખો હોવાથી એમ લાગે છે કે આ સ્થળે કોઈ પુરાણું મોટું નગર હોવું જોઈએ. સૂર્યપુર અથવા સૂરજપુર ઉપરથી સુરતનું નામ આવ્યું હોય એ બનવાજોગ છે. ડૉ. ર્હાઇસ ડેવિસ માને છે કે સૌવીર તે સુરત. વળી કોઈ એમ પણ કહે છે કે રાંદેરના ધનાઢ્યની સૂરજ નામે કોઈ રખાત હતી તેના ઉપરથી સુરતનુ નામ પડયું. આશક જોડે ઝઘડો કરીને એ મક્કા હજ કરવા ગઈ અને ત્યાંથી પાછા ફરીને એની પાસે જે ધન હતું તે વડે નગરની સમૃદ્ધિ વધારી.

પરંતુ આજે તો માનવું જોઈએ કે સૂર્યપુર નામ

પ્રાચીન નગરને સ્થળે સુરત શહેર ઊભું છે. ઈ. સ. ૧૩૭૩માં ફિરોઝ તઘલખે સુરતનો કિલ્લો બંધાવેલો એમ મનાય છે. ઈ. સ. ૧૩૯૧માં ઝફરખાને એના પુત્ર મસ્તેખાનને રાંદેર અને સુરતનો સુબો નીમ્યો હતો. ઈ. સ. ૧૫૧૪ માં પોર્ચુગીઝ પ્રવાસી બારબોઝાએ સુરતનું વર્ણન કરતાં જણાવ્યું છે કે એ શહેર વેપારવણજનું મોટું મથક છે અને એનું બંદર ઘણું મહત્ત્વવાળું છે. એ શહેર પોર્ચુગીઝ લોકોએ ત્રણ વાર બાળ્યું. એથી શહેરનું રક્ષણ કરવા અમદાવાદના સુલતાને ઈ. સ. ૧૫૪૬માં સુરતનો કિલ્લો મજબૂત બનાવ્યો. ઈ. સ. ૧૫૭૩ માં અકબરે સુરત લઈ લીધું. એ પછી સુરતનો મુગલ અમલદાર અમદાવાદના સુલતાનના તાબામાં નહોતો, પરંતુ એનો દિલ્હી સાથે સીધો સંબંધ રહેતો.

સત્તરમા સૈકામાં યુરોપના વેપારીઓ સુરત બંદરેથી ભારતમાં આવતા થયા. સુરતને બ્રિટિશ સામ્રાજ્યનું પારણું (અં. ક્રેડલ ઑફ ધ બ્રિટિશ એમ્પાયર) કહ્યું છે. ઈ. સ. ૧૬૧૦માં મલિક અંબરે સુરત લૂંટયું. સુરતમાં તેમ જ ભારતમાં ઈ. સ. ૧૬૦૮માં અંગ્રેજો આવ્યા. ઈ. સ. ૧૬૧૧ના સપ્ટેમ્બર માસની ૨૬મી તારીખે સુરતના બંદરમાં ત્રણ અંગ્રેજ વહાણોએ લંગર નાખ્યાં અને બીજે વર્ષે એમણે સુરતમાં કોઠી નાખી. એમને પોર્ચુગીઝો સાથે તરત જ ઝઘડો થયો. ઈ. સ. ૧૬૧૩માં અંગ્રેજોએ દિલ્હીના બાદશાહ પાસેથી વેપારની સનદ મેળવી અને ૧૬૧૫માં પોર્ચુગીઝોને હરાવ્યા. બીજે વર્ષે વલંદા આવી પહોંચ્યા. ચાર વર્ષ પછી (૧૬૨૦માં) ફ્રેંચ આવી પહોંચ્યા. એ સમયે સુરતની ઘણી જાહોજલાલી હતી. ઈ. સ. ૧૬૬૪માં અને ઈ. સ. ૧૭૦૩માં મરાઠાઓએ સુરત ઉપર હુમલા

કર્યા. ઈ. સ. ૧૭૫૯માં અંગ્રેજોએ સુરતના કિલ્લાનો કબજો લીધો. એ સમયે શહેરમાં મુખ્ય વેપાર અંગ્રેજો, ફ્રેંચો, વલંદા અને ફિરંગીઓના હાથમા હતો. ઈ. સ. ૧૮૦૦ના અરસામાં ફ્રેંચ, વલંદા અને પોર્ચુગીઝની પકડ જતી રહી અને નગરની સત્તા અંગ્રેજોના હાથમાં ચાલી ગઈ. એ પછી સુરતના નવાબને પેન્શન આપી છૂટા કર્યા.

ઈ. સ. ૧૬૮૯માં ઓવિંગ્ટન નામે એક અંગ્રેજ મુસાફર સુરત આવ્યો હતો. એમણે લખ્યુ છે કે સુરતમાં ઉત્તમ પ્રકારનું સોનું મળે છે, યુરોપમા તેમા ૧૨ થી ૧૪ ટકા નફો રહે છે.

સુરતથી બે માઈલ દૂર કતારગામ છે, એને કાન્તાગ્રામ કહેતા. ધ્રુવસેન બીજાના નકલી દસ્તાવેજમાં એનો ઉલ્લેખ થયો છે. ધ્રુવ ત્રીજા(શકે ૭૮૯)ના તામ્રપત્રમાં કરમંતપુરા જણાવ્યુ છે, તે કતારગામ છે. નવમા સૈકામાં ૧૬૦૦ ગામના સમૂહનું એ મુખ્ય મથક હતું. સુરતથી ૨૦ માઈલ દક્ષિણે આવેલુ નવસારિકા પ્રાચીન નગર હતું. ડૉ. ભગવાનલાલ ઇંદ્રજીનું કહેવું છે કે ગૂર્જર ચાલુક્યોની રાજધાની ત્યાં હતી. ઈ. સ. ૭૩૯માં સૌરાષ્ટ્ર અને ગુજરાત ઉપર ચડી આવેલા સિંધના સૂબા અબ્દુલ રહેમાનને નવસારિકા પાસે અવની જનાશ્રય પુલકેશી નામના ચાલુક્ય રાજાના સરદારે હરાવ્યો હતો.

અઢારમા સૈકાના ઉત્તરાર્ધમાં સુરતની ખ્યાતિ રંગીલા ને વૈભવશાળી શહેર તરીકે ફેલાઈ. ઈ. સ. ૧૭૫૮માં ઈક્વીતાલ દ પેરોં નામના પ્રવાસીએ સુરતનું વર્ણન કરતાં જણાવ્યુ છે કે, ભારતનાં સૌથી મોટાં અને ભરચક વસ્તીવાળાં શહેરોમાં સુરત મોખરે છે. સુરતના બંદર આગળ

બાદરાયણે રચેલાં બ્રહ્મસૂત્રો ઉપર થયેલાં અનેક ભાષ્યોનો તુલનાત્મક અભ્યાસ થયો છે. આજે ત્યાં સાર્વજનિક કેળવણી મંડળ તરફથી ચાલતી કૉલેજ અને બીજી કેળવણી સંસ્થાઓ ચાલે છે. ૧૯૦૭માં સુરતમાં કૉંગ્રેસનું અધિવેશન મળ્યું ત્યારે ઉદ્દામ અને મવાળ પક્ષો વચ્ચે તડ પડ્યાં તેથી એ બેઠક ઐતિહાસિક ગણાય છે.

સુરતની પાસે તાપી નદીને કાંઠે પ્રાચીન સ્થળો ઘણાં છે. ફૂલપાડામાં ગુપ્તેશ્વર મહાદેવ છે. અશ્વિનીકુમારનું સ્થળ પણ પવિત્ર તીર્થ ગણાય છે. વરાછામાં સુરતને પાણી પૂરું પાડવાની વ્યવસ્થા છે. કતારગામમાં કંતારેશ્વર મહાદેવ છે. ત્યાં શ્રાવણ મહિનાના દર સોમવારે ઉત્સવ થાય છે અને ઘણાં માણસો દર્શને જાય છે. ઈ. સ. ૧૮૦૩ અને ઈ. સ. ૧૮૧૯ દરમ્યાન શ્રીકૃષ્ણ અર્જુનજી નાથજી ત્રવાડીએ બંધાવેલું બાલાજીનું મંદિર જાણીતું છે. એ ઘણા ધનાઢ્ય નાગર બ્રાહ્મણ ઈસ્ટ ઇન્ડિયા કંપનીના શરાફ હતા અને મોટા વેપારી હતા. ૧૮૦૫માં એમણે કંપનીને મોટી રકમ ધીરી હતી. તિરુપતિમાં જે બાલાજીની મૂર્તિ છે તે જ બાલાજી સુરતના મંદિરમાં છે એમ મનાય છે. મૂર્તિ ચતુર્ભુજ છે, કાળા પાષાણની છે, ઊભી સ્થિતિમાં છે. એ મૂર્તિ તેજસ્વી, મધુર ભાવવાળી અને અતિ સુંદર છે. સુરતમાં માતાજીનાં બે મંદિરો છે: અંબાજીનું અને કાલિકા માતાનું. બંને અંબાજીના રસ્તે છે. શિવનાં મંદિરો તો ઘણાં છે, પરંતુ બાલાજી રોડ ઉપર કાશીવિશ્વનાથનું અને ગોપીપુરામાં મૂળેશ્વર કે મોરેશ્વર મહાદેવનું મંદિર જાણીતાં છે. આ બંને મંદિરોનાં શિવલિંગ ભોંયની હેઠળ છે. આમલી રાનમાં

મંતરાજ ... ૧૫–૦૦
સુભાષિતરત્નભાંડાગાર ૧૨–૦૦
સ્વાધ્યાયસુધા ... ૪–૦૦
મનુસ્મૃતિ ... ૫–૦૦
ધર્માલાપ-વાર્તાલાપબે ગ્રંથો ૫–૦૦
બાલવિલાસ ... ૧–૫૦
વાટના દીવડા ... ૧–૫૦
હિંદુધર્મની બાળપોથી ૦–૬૨
ધર્મદર્શન ... ૧–૦૦
હિંદુધર્મ (એક પુસ્તકરૂપે) ૧–૨૫
હિંદુધર્મ અને સદાચાર ૦–૨૫
હિંદુધર્મ ... ૦–૨૫
હિંદુધર્મના પાયા ... ૦–૨૫

વિદુરનીતિ ... ૧–૦૦
સુભાષિત નીતિમંજરી ૧–૫૦
ચારુચર્યા ... ૦–૨૫
નીતિશતક ... ૦–૪૦
યક્ષ અને યુધિષ્ઠિર ૦–૬૦
વૈરાગ્યશતક ... ૦–૪૦
વિજ્ઞાનશતક ... ૦–૫૦
નવસંહિતા ... ૦–૩૭
વ્યવહારમાળા ... ૦–૫૦
સત્સંગમાળા ... ૦–૪૦
સંતોષસુરતરુ ... ૦–૩૦
સૂક્તાવલિ ... ૦–૪૦

*

ષોડશ ગ્રંથો ... ૧–૫૦
ધમ્મપદ–ધર્મનાં પદો ૧–૨૫
સમાધિશતક ... ૦–૪૦

શિક્ષાપત્રી ... ૦–૨૫
જપજી ... ૦–૬૨
ગોરખનાથ ... ૦–૩૭

*

ભગવદ્ગીતા–શાંકરભાષ્ય ૪–૦૦
ભગવદ્ગીતા–નીલકંઠી ૩–૦૦
શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા ૬–૦૦
ભગવદ્ગીતા (મોટા અક્ષરોમાં) ... ૧–૨૫
ભગવદ્ગીતા–બાળબોધમાં ૦–૫૦
ભગવદ્ગીતા–ગુજરાતીમાં ૦–૫૦

જ્ઞાનસત્રગીતા–બાળબોધમાં ૧–૨૫
જ્ઞાનસત્રગીતા–ગુજરાતીમાં ૧–૨૫
પંચરત્નગીતા–કાચું પૂંઠું ૧–૫૦
ગીતામાં જીવનની કળા ૩–૦૦
શ્રી રામગીતા ... ૧–૭૫
ઉત્તરગીતા ... ૦–૩૭
ગીતાસંકલન ... ૦–૧૯

*